: પ્રકાશક :

અમૃત મહોત્સવ સમિતિ વતી
શ્રી ચીમનલાલ અમૃતલાલ વકીલ
શ્રી બાબુલાલ જેશીંગલાલ મહેતા
મહેસાણા (ઉ. ગુ) ૩૮૪૦૦૧

વીર સંવત ૨૫૦૬ ઈ સ ૧૯૮૦
વિ. સં. ૨૦૩૬ નકલ ૩૦૦૦



મૂલ્ય : અગીયાર રૂપીયા

: સંપાદક મંડળ :

શ્રી કપુરચંદ રણછોડદાસ વારૈયા-કન્વીનર
શ્રી મફતલાલ ઝવેરચંદ ગાંધી
શ્રી સોમચંદ ડી. શાહ
શ્રી શિવલાલ નેમચંદ શાહ
શ્રી ધીરજલાલ ડાહ્યાલાલ મહેતા
શ્રી રતિલાલ ચીમનલાલ દોશી
શ્રી રસીકલાલ શાંતિલાલ મહેતા
શ્રી માણેકલાલ હરગોવનભાઈ સોનેથા
શ્રી બાબુલાલ મનસુખલાલ શાહ
શ્રી વસંતલાલ નરોત્તમદાસ શાહ
શ્રી હરજીવનદાસ મોહનલાલ બેલાણી

: મુદ્રકો :

નવપ્રભાત પ્રીન્ટીંગ પ્રેસ,
ઠે. ઘીકાંટા રોડ,
નોવેલ્ટી સીનેમા પાસે,
અમદાવાદ-૧

એમ. બાબુલાલ પ્રીન્ટરી
ઠે. રતનપોળ,
ફતેહભાઈની હવેલી,
અમદાવાદ-૧

# સંપાદકીય

સદ્‌ગત શેઠશ્રી વેણીચંદ સુરચંદ સંસ્થાપિત શ્રીમદ્ યશોવિજયજી જૈન સંસ્કૃત પાઠશાળા અને શ્રી જૈન શ્રેયસ્કર મંડળની સ્થાપનાને ૮૧ વર્ષ જેવો લાંબો કાળ પસાર થતાં સંસ્થાના કાર્યવાહકો અને ભૂતપૂર્વ વિદ્યાર્થીઓને "અમૃત મહોત્સવ" ઉજવવાની ભાવના થઈ અને તેનું આયોજન કરવામાં આવ્યું તે મુજબ આ અમૃત મહોત્સવ ઉજવતાં અમે ઘણો આનંદ અનુભવીએ છીએ,

આ અમૃત મહોત્સવ પ્રસંગે સંસ્થામાં પૂર્વે અભ્યાસ કરી ગયેલા ભૂતપૂર્વ વિદ્યાર્થીઓને સંસ્થાનું ઋણ અદા કરવાની ભાવના જાગૃત્ થઈ; અને તે માટે જુદા જુદા સ્થાનોમાં કાર્ય કરતાં ભૂતપૂર્વ વિદ્યાર્થીબંધુઓએ સક્રિય પ્રયત્ન કરી સારૂં એવું ભંડોળ સંસ્થાને ઋણનિધિરૂપે અર્પણ કરવા એકત્ર કર્યું.

અમને જણાવતાં અત્યંત આનંદ થાય છે કે આજે દશ–લાખ જેવી મોટી રકમનો લક્ષ્યાંક અમે વટાવી ગયા છીએ. આ અંગે બેંગલોરમાં શિક્ષક તરીકે કાર્ય કરી રહેલ શ્રી તિલક એમ. શાહ, શ્રી સુરેન્દ્ર સી. શાહ, શ્રી અરવિંદ સી. શાહ, શ્રી સુરેશ જે. શાહ, તથા શ્રી પાનાચંદભાઈ જે. શાહ તેમજ મદ્રાસમાં કાર્ય કરી રહેલ શ્રી કાંતિલાલ નગીનદાસ, શ્રી કુંવરજી મુલચંદ દોશી, શ્રી મોહનલાલ ડી. કોઠારી તેમજ આ સિવાય પણ જુદા જુદા સ્થાનોમાં કાર્ય કરી રહેલ વિદ્યાર્થી બંધુઓએ તેમજ શુભેચ્છક બંધુઓએ ઋણનિધિ એકત્ર કરવામાં જે વિશિષ્ટ પ્રકારે સહકાર અને સહયોગ આપેલ છે. તે માટે આભારની લાગણી વ્યક્ત કરીએ છીએ.

અમૃત મહોત્સવ ઉજવવા સાથે વિશિષ્ટ સ્મૃતિગ્રંથ (સોવેનીયર) પ્રસિદ્ધ કરવાનો નિર્ણય કર્યો, જેમાં સંસ્થાની માહીતિ, સંસ્થાપકનો પરિચય, વિંશિષ્ટ કાર્યકરોનો પરિચય, સમ્યગ્ જ્ઞાન — આદિને લગતા લેખો તેમજ અમૃત મહોત્સવ પ્રસંગે રૂા. ૧૦૦૦ કે તેથી વધુ રકમ આપનારના ફોટા, રૂા, ૧૦૧ કે તેથી વધુ રકમ આપનાર દાતાઓની નામાવલી, આદિ લેવાનો નિર્ણય કર્યો.

આ ગ્રંથના મુદ્રણકાર્યમાં નવપ્રભાત પ્રી. પ્રેસના સંચાલકો શ્રીયુત્ જયંતિલાલભાઈ અને શ્રી જગદીશભાઈ તથા એમ. બાબુલાલ પ્રીન્ટરીના સંચાલક ભાઈશ્રી કીર્તિકુમાર મફતલાલ ગાંધીએ સહયોગ આપી ઝડપી કાર્ય કરી આપવા બદલ તેઓના આભારી છીએ.

દાતાઓની નામાવલી તૈયાર કરવામાં શ્રી હરજીવનદાસ મોહનલાલ બેલાણીએ લાગણીભર્યો સહકાર આપેલ છે. તે પ્રશસ્ય છે.

મુફ સંશોધનનું કાર્ય કોઈપણ જાતનું વેતન લીધા સિવાય આત્મીયપણે પં. રતિલાલ ચીમનલાલ દોશી તથા પં. બાબુલાલ સવચંદે જે લાગણી દર્શાવી કરી આપેલ છે, તે માટે તેઓનો સૌજન્યભાવ અત્યંત નોંધપાત્ર છે.

દાતાઓના ફોટાઓ તથા નામાવલી વહેલાસર મેળવવા પ્રયત્નો કરવા છતાં છેવટની ઘડી સુધી કેટલાંકના ફોટાઓ તથા નામાવલી ન મળી શકવાને કારણે સ્મૃતિગ્રંથમાં પુરી નામાવલી તથા ફોટાઓ પ્રસિદ્ધ કરી શકયા નથી. તથા જે યાદી પ્રસિદ્ધ કરી છે. તેમાં પણ ભૂલ થવાનો સંભવ છે. તો તે અંગે દાતાઓની ક્ષમા યાચીયે છીએ.

ખાસ કરીને મુંબઈમાં બિરાજતા પ. પૂ. આ. શ્રી વિજયધર્મસૂરીશ્વરજી મ. સા. પ. પૂ. આ. ભગવંત વિજયરામસૂરીશ્વરજી મ. સા., પ. પૂ. આ. શ્રી ભુવનભાનુસૂરીશ્વરજી મ. સા., પ. પૂ. આ. શ્રી પ્રેમસૂરીશ્વરજી મ. સા., પ. પૂ. આ. શ્રી દક્ષસૂરીશ્વરજી મ. સા., પ. પૂ. આ. શ્રી સુબોધસાગરસૂરીશ્વરજી મ. સા., પ. પૂ. આ. શ્રી સુબોધસૂરીશ્વરજી મ. સા. પ. પૂ. આ. લબ્ધિસૂરીશ્વરજી મ. સા. પ. પૂ. આ. શ્રી દર્શનસાગરસૂરીશ્વરજી મ. સા., પ. પૂ. આ. શ્રી વિશાલસેનસૂરીશ્વરજી મ. સા. પ. પૂ. મુનિરાજશ્રી ચન્દ્રશેખરવિજયજી મ. સા. તથા પૂ. મુનિરાજશ્રી જીતેન્દ્રવિજયજી મ. સા. પૂજ્ય મુનિરાજશ્રી રાજેન્દ્રવિજયજી મ. સા. આદિ આચાર્યાદિ મુનિભગવંતોએ આ સંસ્થાના અમૃત મહોત્સવ પ્રસંગે સારી એવી રકમ સંસ્થાને ભેટ આપવા દાતાઓને પ્રેરણા આપી છે.

તદુપરાંત પ. પૂ. આ. વિજય રામચંદ્રસૂરીશ્વરજી મ. સા., પ પૂ. આ. દેવેન્દ્રસાગરસૂરીશ્વરજી મ. સા., પ. પૂ આ. હેમચંદ્રસૂરીશ્વરજી મ. સા. પ. પૂ. આ. પદ્મસાગરસૂરીશ્વરજી મ. સા. પ. પૂ. મુનિશ્રી અશોકસાગરજી ગણિ. આદિ તથા વિવિધ સ્થળે ઘણા મુનિભગવંતો અને પૂ. સાધ્વીજી મહારાજ સાહેબોએ આ સંસ્થાને શાસનની પરમ ઉપયોગી સંસ્થા ગણી દાતાઓને પ્રેરણા આપી આ અમૃત મહોત્સવ પ્રસંગે સારી રકમ એકઠી કરાવી આપી છે. તે બદલ અમે તેઓશ્રીના ઋણી છીએ.

ટૂંક સમયમાં ૫૦ ફર્મા ઉપરાંતનો દળદાર ગ્રંથ પ્રસિદ્ધ કરતાં ઘણી ક્ષતિ રહેવાનો સંભવ છે. તે માટે દીલગીર છીએ.

સંસ્થાને સહકાર આપવા ઉપદેશ આપનાર પૂજ્ય આચાર્યદેવાદિ મુનિભગવંતો, પૂ. સાધ્વીજી મહારાજો, દાતાઓ, જાહેર ખબર આપનારા, શુભેચ્છક બંધુઓ, તેમજ પ્રત્યક્ષ કે પરોક્ષ સહકાર આપનાર સર્વે મહાનુભાવોનો આ તકે હાર્દિક આભાર માનીએ છીએ.

સમ્યગ્ જ્ઞાનનું પ્રદાન કરતી અમારી માતૃસંસ્થા સદા જયવંતી વર્તો એવી શાસનદેવ પાસે પ્રાર્થના કરીએ છીએ.

મહેસાણા.
તા. ૧૩-૫-૮૦

સંપાદકો
શ્રી અમૃત મહોત્સવ સ્મૃતિગ્રંથ



# વિષયાનુક્રમ

## પરિશિષ્ટ





## આ મહોત્સવ અંગે નીચે મુજબ સમિતિઓ રચવામાં આવી છે.

### ૧ અમૃત મહોત્સવ મુખ્ય સમિતિ

૧ વકીલ શ્રી ચીમનલાલ અમૃતલાલ શાહ
૨ શ્રી બાબુલાલ જેસિંગલાલ મહેતા
૩ ,, સોમચંદભાઇ ડી. શાહ
૪ પં. મફતલાલ ઝવેરચંદ ગાંધી
૫ ,, છબીલદાસ કેશરીચંદ સંઘવી
૬ ,, ધીરજલાલ ડાહયાલાલ મહેતા

કન્વીનર : શ્રી સોમચંદભાઇ ડી શાહ

### ૨ અમૃત મહોત્સવ સમિતિ

૧ વકીલ શ્રી ચીમનલાલ અમૃતલાલ શાહ
૨ શ્રી બાબુલાલ જેસિંગલાલ મહેતા
૩ ડૉ. સુરેશચન્દ્ર એન. શાહ
૪ ડૉ. મફતલાલ જે. શાહ
૫ શ્રી શાંતિલાલ મણીલાલ શાહ
૬ શ્રી બાબુલાલ મણીલાલ શાહ
૭ ,, સેવંતીલાલ મંગળદાસ ઘીવાળા
૮ શ્રી સોમચંદ ડી. શાહ
૯ ,, મફતલાલ ઝવેરચંદ ગાંધી
૧૦ ,, માનચંદ સંપ્રીતદાસ શાહ
૧૧ ,, છોટાલાલ ઉત્તમચંદ શાહ
૧૨ પરીક્ષક વાડીલાલ મગનલાલ શેઠ
૧૩ ,, પં. પુખરાજજી અમીચંદજી કોઠારી

કન્વીનર : વકીલ શ્રી ચીમનલાલ અમૃતલાલ શાહ

### ૩ સ્મૃતિગ્રંથ સમિતિ

૧ શ્રી સોમચંદભાઈ ડી. શાહ
૨ શ્રી કપુરચંદ રણછોડદાસ વારૈયા
૩ ,, બાબુલાલ મનસુખલાલ શાહ
૪ ,, ધીરજલાલ ડાહયાલાલ મહેતા
૫ ,, શિવલાલ નેમચંદ શાહ
૬ ,, રતિલાલ ચીમનલાલ દોશી
૭ ,, માણેકલાલ હરગોવનભાઇ સોનેથા
૮ ,, મફતલાલ ઝવેરચંદ ગાંધી
૯ ,, રસિકલાલ શાંતિલાલ મહેતા
૧૦ ,, હરજીવનદાસ મોહનલાલ બેલાણી
૧૧ ,, વસંતલાલ નરોત્તમદાસ શાહ

કન્વીનર : શ્રી કપુરચંદ રણછોડદાસ વારૈયા

# જનરલ (મુખ્ય) વ્યવસ્થાપક સમિતિના સભાસદો.

## સંવત ૨૦૩૬

| | | | | |
|---|---|---|---|---|
| ૧ | શેઠ શ્રી | શ્રેણીકભાઈ કસ્તુરભાઈ | અમદાવાદ | પ્રમુખ |
| ૨ | ,, | રમણલાલ દલસુખભાઈ શ્રોફ | મુંબઈ | ઉપ–પ્રમુખ |
| ૩ | ,, | રમેશભાઈ બકુભાઈ | ,, | જનરલ સેક્રેટરી |
| ૪ | ,, | રમણલાલ વજેચંદ શાહ | અમદાવાદ | ,, |
| ૫ | ,, | માણેકલાલ ચુનીલાલ જે. પી. | મુંબઈ | સભ્ય |
| ૬ | ,, | હરગોવનદાસ જીવરાજ મણીયાર | ,, | ,, |
| ૭ | ,, | જેઠાલાલ ચુનીલાલ ઘીવાળા | ,, | ,, |
| ૮ | ,, | ચીમનલાલ અમૃતલાલ વકીલ | મહેસાણા | ,, |
| ૯ | ,, | બાબુલાલ જેશીંગલાલ મહેતા | ,, | ,, |
| ૧૦ | ,, | ચંદ્રકાંતભાઈ જીવતલાલભાઈ | અમદાવાદ | ,, |
| ૧૧ | ,, | ઈન્દ્રવદનભાઈ રણછોડભાઈ | મુંબઈ | ,, |
| ૧૨ | ,, | મફતલાલ જે. શાહ ડોકટર | મહેસાણા | ,, |
| ૧૩ | ,, | સુરેશચંદ્ર નરોતમદાસ ડોકટર | ,, | ,, |
| ૧૪ | ,, | ચંપકલાલ ભોગીલાલ હરડે | મુંબઈ | ,, |
| ૧૫ | ,, | રતિલાલ નાથાલાલ શેરદલાલ | અમદાવાદ | ,, |
| ૧૬ | ,, | અમૃતલાલ પિતામ્બરદાસ શાહ | મુંબઈ | ,, |
| ૧૭ | ,, | મણીલાલ વનમાળીદાસ શેઠ | કલકત્તા | ,, |
| ૧૮ | ,, | કપુરચંદજી રતનચંદજી | મદ્રાસ | ,, |
| ૧૯ | ,, | રતિલાલ જીવણભાઈ | વઢવાણ શહેર | ,, |
| ૨૦ | ,, | રાજેન્દ્રકુમાર માણેકલાલ | અમદાવાદ | ,, |
| ૨૧ | ,, | કેશરીચંદ બબલદાસ | મુંબઈ | ,, |
| ૨૨ | ,, | જમનાદાસ ઉતમચંદ પરીખ | મહેસાણા | ,, |
| ૨૩ | ,, | ભાખાલાલ વેણીચંદ મહેતા | સિદ્ધપુર | ,, |
| ૨૪ | ,, | અમૃતલાલ કાળીદાસ શાહ | અમદાવાદ | ,, |
| ૨૫ | ,, | શાંતિલાલ મણીલાલ | મહેસાણા | ,, |
| ૨૬ | ,, | બાબુલાલ મણીલાલ | ,, | ,, |
| ૨૭ | ,, | નરેન્દ્રકુમાર ગીરધરલાલ સંઘવી | નવસારી | ,, |
| ૨૮ | ,, | સુમતિલાલ હાલાભાઈ હરડે | મુંબઈ | ,, |
| ૨૯ | ,, | સેવંતીલાલ મંગળદાસ ઘીવાળા | મહેસાણા | ,, |
| ૩૦ | ,, | મફતલાલ ઝવેરચંદ ગાંધી પંડિત | અમદાવાદ | ,, |
| ૩૧ | ,, | સોમચંદ ડી. શાહ | પાલીતાણા | ,, |



જેઓના નામથી આ સંસ્થાની સ્થાપના કરવામાં આવી અને જેમણે
જૈન શાસનની સર્વક્ષેત્રમાં અપૂર્વ પ્રભાવના કરી છે. તે
ન્યાયવિશારદ મહોપાધ્યાય શ્રીમદ્ યશોવિજયજી મહારાજ

શ્રીમદ્ યશોવિજયજી જૈન પાઠશાળા સંસ્થાના સંસ્થાપક

શેઠ શ્રી વેણીચંદ સુરચંદ (મહેસાણા)



પ. પૂ. આ. કૈલાસ સાગરસૂરીશ્વરજી મ.
અમૃત મહોત્સવ પ્રસંગના માંગલિક પ્રવચન દાતા





નૂતન અતિથિ ગૃહ



અતિથિગૃહ ઉદ્ઘાટન કર્તા શેઠશ્રી
રતિલાલ નાથાલાલ શેરદલાલ



શેઠ શ્રી માણેકચંદજી બેતાલા
અમૃતમહોત્સવ સમારંભ પ્રમુખ



શેઠ શ્રી શ્રેણિકભાઈ કસ્તુરભાઈ
સ્વાગત પ્રમુખ



શેઠ શ્રી એસ. એચ. શેઠ (હાઇકોર્ટ જજ)
અતિથિ વિશેષ



શેઠ શ્રી ખુમચંદ રતનચંદ
અતિથિ વિશેષ

# ઉદ્ઘાટન કર્તા



શેઠ શ્રી અનુભાઈ ચીમનલાલ
ફોટા અનાવરણ વિધિ ઉદ્ઘાટક



શેઠ શ્રી કલ્યાણભાઈ પી ફડીયા
તત્વજ્ઞાન ચિત્ર પ્રદર્શન ઉદ્ઘાટન કર્તા

## એક હજારથી વધુ રકમ આપનાર દાતાઓ



શેઠ શ્રી કાંતિલાલ ચીમનલાલ
જેઓએ રૂ. ૩૧૦૧ રૂપીયા અમૃત
મહોત્સવમાં આપ્યા છે.



શેઠ શ્રી ચંદુલાલ પ્રેમચંદ (દવાવાળા)
અમદાવાદ રૂ. ૨૦૦૧ જેઓએ આપ્યા છે.



શેઠ ચંદુલાલ અમૃતલાલ શાહ લીંચ
રૂ. ૧૦૦૧, આપનાર સદ્ગૃહસ્થ



શ્રી અમૃતલાલ કાળીદાસ સુરત
કમિટીના સભ્ય

## અમૃત મહોત્સવ સ્મૃતિગ્રંથના સંપાદકો



શ્રી ટપુરચંદ આર. વારૈયા



પં. મફતલાલ ઝવેરચંદ ગાંધી



શ્રી સોમચંદ ડી. શાહ

## અમૃત મહોત્સવ પ્રસંગે રૂ-૫૦૦૧ આપનાર દાતાઓ



શેઠ કસ્તુરચંદ વીરચંદ
જેઓ શ્રી. તરફથી શા કસ્તુરચંદ
વીરચંદ જૈન વિદ્યાશાળા ચાલે છે.



શ્રી સી. જે. શેઠ
વાંકાનેરવાળા મદ્રાસ



સ્વ. કેશવલાલ બેચરદાસ
અમદાવાદ



શાહ દેવીચંદ ચોથમલજી
ભંડારી મદ્રાસ

# અમૃત મહોત્સવ પ્રસંગે રૂ-૧૦૦૧ આપનાર તરફથી આવેલ ફોટાઓ



પ. પૂ ગણિવર્ય શ્રી નરદેવસાગરજી મ.



શા. પ્રતાપશી શામજી વોરા કુવાલાવાળા



પૂ. સાધ્વી શ્રી જયશ્રીજી મ.



શા. દેવીચંદજી એલ. શાહ
મદ્રાસ



સ્વ. મંગુબેન મફતલાલ ગાંધી

# આમુખ

हा अणाहा कहं हुंता, जइ न हुंतो जिणागमो ॥

આ વચન ચૌદસો ચુમાલીશ ગ્રન્થના પ્રણેતા પૂ. આ. શ્રી હરિભદ્રસૂરિજી મ. સા. નું છે.

વેદ–ઉપનિષદ્ વગેરે ગ્રન્થોના પ્રકાંડ અભ્યાસી પૂ. હરિભદ્રસૂરિજી મ. શ્રીને લાગ્યું કે ગમે એટલાં ગ્રન્થોનો તલસ્પર્શી અભ્યાસ કર્યા છતાં જો મને જિનાગમ ન મળત, તો અનાથ એવા મારું શું થાત ?

તેવી જ રીતે આ સંસ્થાના સ્થાપક સ્વ. શેઠશ્રી વેણીચંદભાઈને શ્રી જિનશાસન એવું હૈડે વસ્યું હતું કે. આ જિનશાસન પામ્યા પછી હું અને જનતા તેનો લાભ ન પામીએ તો આપણે બધાં અનાથ જ છીએ.

આથી તેમણે તેમના જીવનકાલ દરમિયાન જૈનશાસનનાં બધાં અંગોને પુષ્ટ કરવા પ્રયત્ન કર્યો.

આ બધાં અંગો શ્રીમદ્ યશોવિજયજી જૈન સંસ્કૃત પાઠશાળા અને શ્રી જૈન શ્રેયસ્કર મંડળમાં સમાઈ જાય છે. તે વાતની સાબિતિ તેની વિસ્તૃત કાર્યવાહીથી સમજાય તેમ છે.

વિ. સંવત ૧૯૫૪ ના કારતક સુદ ૩ ના દિવસે શ્રીમદ્ યશોવિજયજી જૈન સંસ્કૃત પાઠશાળાની સ્થાપના પ. પૂ. પરમનૈયાયિક દાનવિજયજી મ તથા પરમત્યાગી પરમપૂજ્ય મુનિરાજ શ્રી રવિસાગરજી મ. ના ઉપદેશથી કરવામાં આવી.

પ પૂ. નૈયાયિક દાનવિજયજી મ. શાસનના પરમરાગી પ્રકાંડ વિદ્વત્તા સાથે તે કાળના ધોરી હતા.

તેઓ સિદ્ધાચલની યાત્રાએ પાલીતાણા પધાર્યા ત્યારે ઠલ્લા અને માત્રું પણ સિદ્ધાચલજી ગિરિરાજની સન્મુખ ન થઈ જાય તેની પોતે કાળજી રાખતાં અને સાધુ ભગવંતો પાસે રખાવતાં.

પૂ. આ. શ્રી વિજયનેમિસૂરીશ્વરજી મ. સા. જેવાના પઠન–પાઠનમાં તેમનો સહયોગ અને પ્રેરણા સુવિદિત છે.

પૂ. રવિસાગરજી મ. એવા ત્યાગી મહાત્મા હતા કે પંજાબ તરફ વિહાર કરતાં મુનિઓને પ. પૂ. આ. આત્મારામજી મહારાજ અને પ. પૂ. મૂલચંદજી મ. ખાસ સૂચના આપતાં કે—તમો મહેસાણાથી પસાર થાઓ તો નવકારશીનું પચ્ચક્ખાણ ન કરતાં કારણકે તે પ્રદેશ પરમતપસ્વી પૂ. રવિસાગરજી મ.ના સાન્નિધ્યથી એવો સંસ્કારિત થયેલો છે કે સાધુમાત્ર વ્રત—પચ્ચક્ખાણવાળા હોય. આ શ્રદ્ધાનો પ્રતાપ તેમના જીવનભર ત્યાગ અને તપનો છે.

આ બન્ને પવિત્ર મહાપુરુષની પ્રેરણા હળુકર્મી " સવિ જીવ કરું શાસનરસી " ની ભાવનાવાળા સ્વ. શેઠશ્રી વેણીચંદભાઈને મળી.

આમ આ પરમપવિત્ર ત્રિપુટીના પુણ્યપ્રતાપે તેમની ભાવનાનુસાર આ સંસ્થા ફાલી ફુલી અને પલ્લવિત થઈ. આજે શાસનના સર્વ કાર્યોમાં પોતાનો યથાશક્તિ ફાળો આમ ૮૨ વર્ષથી આપે છે.

જે વસ્તુ માણસોને સહેજે મળે. જે વસ્તુ તેના વાતાવરણમાં હોય તે સંસ્કાર—સંસ્કૃતિ છે.

ભારતના વાતાવરણમાં ધર્મ, ભક્તિ, નીતિ અને વૈરાગ્ય છે. તેનું ગામડું—શહેર કે જંગલ ગમે તે હોય બધે ધર્મ અને ભક્તિ ઓતપ્રોત છે.

જંગલમાં રહેલ ભીલ કાંઈ નહિ તો છેવટે—પત્થર ઉપર સિંદુર ચઢાવીને કે દીવો પ્રગટાવીને ધર્મની જ્યોત જલતી રાખે છે. ગોચર વખતના ગામડાંના મંદિરનો ઘંટનાદ ગામને ધર્મના નાદથી ગજવે છે.

શહેરની ઈમારતોમાં પણ ભવ્ય દેવમંદિરો તેમનું આગવું સ્થાન ભોગવે છે. આમ ધર્મ ભારતની પ્રજાના જીવનમાં ઓતપ્રોત વણાયેલો છે.

જગતના જીવગણોમાં માનવગણ વિશિષ્ટ છે. આ કાળા માથાના માનવીની આજે દેખાતી સિદ્ધિ ઓછી નથી.

પૃથ્વી—પાણી—અગ્નિ—વાયુ અને વનસ્પતિ ઉપર વિજય મેળવવા તેણે અથાગ પ્રયત્ન કર્યો છે. પૃથ્વીના ખંડે ખંડના માપ કાઢયાં છે. પૃથ્વીના પેટાળોને ભેદ્યાં છે. તેણે વાયુના ઓકસીજન ગેસ અને બીજા અનેક રૂપાંતરોને કાબુમાં મેળવવા પ્રયત્નો કર્યા છે.

ઈલેક્ટ્રીક અને બીજી રીતે અગ્નિ ઉપર વર્ચસ્વ જમાવવા તેણે કમીના રાખી નથી. જંગલોનાં જંગલો વીંધ્યા છે. તોડયા છે ફોડયા છે અને તેના રૂપાંતર કર્યા છે.

રાક્ષસી કદના મત્સ્યો, હિંસક સિંહ, અને વાઘથી માંડી બધા ઉપર પોતાનું વર્ચસ્વ જમાવ્યું છે. તેણે ખૂબ ખૂબ વિજ્ઞાનને વધાર્યું છે. અને આ બધું છતાં બધા ય જીવ જંતુ જેટલો તે નિઃસહાય પામર અને ભીરૂ છે. તે મરણને રોકી શકયો નથી. તે કીડી કે ક્ષુદ્ર જંતુમાં પ્રાણ પુરી શકયો નથી. તેણે બધું સંશોધન કર્યું છે. પણ જીવ ઉત્પન્ન કરવાની કે ટકાવી રાખવાની શક્તિ તે મેળવી શકયો નથી. આમ લાખો કોડો વર્ષ પહેલાં માનવી જેટલો નિઃસહાય પામર અને ભીરૂ હતો તેટલો આજે પણ છે.

આ પાયાની વાત ભારતની ગળથુથીમાં હોવાથી વિજ્ઞાનનો ચારે બાજુનો ભરડો હોવા છતાં ભારતમાં ધર્મસંસ્કૃતિ–સંસ્કાર દૃઢમૂળ રહ્યાં છે.

અનિત્ય અને અશરણભાવે માનવીને વિચાર કરતાં પ્રેર્યો. ખાનપાન અને વૈભવ–સુખ ચાંદનીના ચાંદરણા જેવું અનિત્ય છે અને પ્રાણીમાત્ર મૃત્યુ આગળ અશરણ છે. તે ભાન થતાં જીવન–મરણ–પરભવ–પુણ્ય–પાપ–ધર્મ–અધર્મ–ફરજ–નીતિ વગેરે અનેક પ્રશ્નો અને અકળ–અગમ્ય જણાતી પ્રકૃતિના વિચાર–ચિંતનમાં તે ઊંડો ઉતર્યો. વિચારસરણીને અનુરૂપ તેણે આચારો ગોઠવ્યા. અનેક ભિન્ન વિચારસરણી અને તેને અનુરૂપ આચારસરણી તે ભારતના ભિન્ન ભિન્ન ધર્મો. આ બધા પાછળ જીવન અનિત્ય અને આપણે અશરણ છીએ માટે જીવનમાં કાંઈક કરવું એ ભાવના હતી. આ ભાવના તેજ આસ્તિકતા.

આ આસ્તિકતા આપણને આજે પણ ભારતના એક છેડાથી બીજા છેડા સુધી જોવા મળે છે. તેનું મૂળ કારણ ભારતનો દૃઢીભૂત ધર્મસંસ્કાર–સંસ્કૃતિ છે.

જૈનશાસન આમાં ઊંડું ઉતર્યું છે. તેણે વિચાર સાથે આચારનો પૂર્ણ મેળ મેળવ્યો છે. આથી આપણે કષ, છેદ અને તાપથી ધર્મની પરીક્ષા કરીએ છીએ. જૈનશાસનમાં વિચારસરણી અને આચારસરણીની ઐક્યતા છે.

કોઈ દિવસ તેની વિચારસરણીથી આચારસરણી ભિન્ન નથી. આચારસરણી વિચારસરણીની પૂરક રહી છે.

આજથી ૮૧ વર્ષ પહેલાં આ દેશની આજે જે આબોહવા છે તેમાંની કોઈ આબોહવા ન હતી. રેલ્વેના પાટાઓ પણ ગુજરાત અને સૌરાષ્ટ્રમાં પુરા પથરાયા ન હતા. પોસ્ટ ઓફીસો–તાર ઓફીસો પુરી વિસ્તરી નહોતી.

સિનેમા રેડીયો વિમાની સર્વીસ વિગેરેનું તો નિશાન પણ ન હતું. આજની ધમાલ અને દોડાદોડ કાંઈ ન હતું.



તે વખતે આપણાં ગામડાં સાંજના મંદિરોમાં ઘંટારવથી ગાજતાં અને ગોચર ચરી પાછા ફરતાં પશુઓની રેનથી છવાતાં છતાં રમ્ય સુરમ્ય હતાં. અને આપણા શહેરો કસ્બા ગામડામાં ઉત્પન્ન થતી સંપત્તિનો ક્રય વિક્રય કરી એકબીજાની સંપત્તિને વધારતાં. આમ ગામ કે શહેર સૌ અલ્પ સાધને જીવતાં અને અલ્પ સાધને આનંદ પામતાં.

ભારતની સમસ્ત પ્રજા "સહ નૌ ભુનક્તુ" સૂત્રને જીવનમાં ઉતારી જીવતી. સૌ એક-બીજાના પુરક બનતાં. સૌને પોતપોતાની જીવિકા ગામડાને ગામડાના પ્રમાણમાં અને શહેરોને શહેરના પ્રમાણમાં મળી રહેતી. કોઈને રોટલાની ચિંતા ન હતી.

ભારતની વ્યવસ્થા એવી હતી કે-ધંધાકીય જ્ઞાન સૌને વારસાગત મળતું. વ્યાપારી, ખેડુત, સુથાર લુહાર, વણકર, મોચી સૌને સૌના ઉછેર સાથે તે જ્ઞાન સંપાદન થતું. અને તેની કારીગરી અને પરિશ્રમના બદલામાં તેની જરૂરીયાતો પુરી પડતી.

કોલેજો અને યુનીવર્સીટીઓને ટપે તેવાં ગુરુકુલાવાસ હતાં પણ તે બધા ભારતની સંસ્કૃતિને દીપાવનારા, આધ્યાત્મિક જ્ઞાનને વિકસાવનારા.

ભારતની પ્રજા નિરુપદ્રવી હતી. અને તેનું જીવન ભદ્ર હતું.

પરદેશી અમલમાં આ વ્યવસ્થાના અંકોડા છૂટા પડવા માંડયા. કેમકે દૂર રહી રાજ્ય કરતી તે પ્રજાને રાજ્ય ચલાવવા તેને અનુરૂપ માણસોની પૂર્તિ કરવા તેણે કેળવણી સંસ્થાઓ શરૂ કરી. સાથે સાથે બીજા પણ ફેરફારો ઉભા કર્યા, તેથી આ પ્રાચીન વ્યવસ્થા તૂટવા માંડી કે મૂળ વ્યવસ્થા શોધવી એ પણ એક સંશોધનરૂપ થઇ પડયું.

ગુજરાત, રાજસ્થાન, સૌરાષ્ટ્ર વિગેરે બધે સ્થળે જૈનો મહાજન ગણાતાં. ગામમાં એક ઘર જૈનનું હોય તો પણ તે ગામનો શેઠ ગણાતો. આ જૈન મહાજન કે શેઠ સત્તા કે ધનની અપેક્ષાએ ન હતો. પણ સારાય ગામની તે ચિંતા રાખતો. આજની પંચાયતોનું બધું કામ કરતો. ગામની રક્ષા અને ઉન્નતિનો ભાર વહેતો. જરૂર પડે પોતાની બધી મિલકત ગામના કલ્યાણ માટે ખર્ચતો.

ગામના બધા માણસો તેનો મોભો સાચવતાં. જેને લઇ એક જ ઘરના જૈનવાળા ગામમાં પણ ચોમાસાના ચાર મહિના ગાડા નહોતા જોડાતાં. ઘાંચીની ઘાણીઓ નહોતી ફરતી. છીપાના રંગાટી કુંડા ચોમાસામાં બંધ રહેતા. આ હતું જૈનોનું સ્થાન.

ધર્મક્ષેત્રે પણ સુંદર વ્યવસ્થા હતી. દરેક ગામ શહેર અને કસ્બામાં એવા વિશિષ્ટ કુટુંબો હતાં કે જે કુટુંબો ખરેખર સંસ્થારૂપ બની જતાં.

જૈન શ્રેયસ્કર મંડળમાં શ્રી વેણીચંદભાઈએ જે ખાતાં ખોલી શાસનસેવાનું કામ આરંભેલું તે બધાં ખાતા આ દરેક ગામ અને શહેરના વિશિષ્ટ કુટુંબો દર પેઢીથી સંભાળતાં.

રાધનપુર, પાલનપુર, પાટણ, મહેસાણા, વિસનગર, સુરત, ચાણસ્મા, માણસા, વિજાપુર, પેથાપુર, વડોદરા, ભાવનગર, ખંભાત, વઢવાણ, લીંમડી, મહુવા, વિગેરે ઠેકાણેના કુટુંબોના ગામો.

આજે પણ સૌને જ્ઞાત છે અને તેમના કાર્યોની સૌરભ આજે પણ ફેલાયેલી છે.

આ બધાનું પૃથક્ પૃથક્ નિરૂપણ કરીએ તો ખૂબ વિસ્તૃત થાય અને અહીં તે પ્રસ્તુત પણ નથી. તેમજ ગામે ગામ સક્રિય કાર્ય કરનાર સેવાભાવી ભક્તિવંત વ્યક્તિઓ પણ હતી. જે દેરાસર ઉપાશ્રયની જાળવણી ક્રિયા અનુષ્ઠાનમાં રત રહી અન્યને રસ ઉત્પન્ન કરતી, અને ગામના બાળકોને ભણાવતી અને નાના મોટા સાથે ધાર્મિક ચર્ચા કરતી.

પરદેશી અમલમાં આ વ્યવસ્થા તૂટવા માંડી. વર્ણવ્યવસ્થા અને તેનો કાર્યપ્રદેશ વિખરાવા માંડયો. વાણિયો વ્યાપાર કરે. બ્રાહ્મણ ભણે અને ખેડુત ખેતી કરે એ ન રહ્યું.

જેને જ્યાં લાભ લાગ્યો તેણે ત્યાં માથું માર્યું અને નસીબે યારી આપી તે આગળ આવ્યો. પરિણામે રાજસ્થાન, ગુજરાત, સૌરાષ્ટ્ર, કચ્છના કંઈ કુટુંબો સ્થળાંતર કરવા માંડયાં, જામેલા વર્તુળો તૂટવા માંડયાં, નવા વર્તુળો સ્થપાયાં.

ગામ, શહેર અને કસ્બાના વિશિષ્ટ કુટુંબો જે પેઢી દરપેઢીથી ધર્મનો બધો વહીવટ જાળવતાં તે પણ વિખરાવા માંડયા. તેથી આ બધી વ્યવસ્થા જાળવવા સંસ્થાઓની શરૂઆત થઈ.

આજે સમાજમાં વિદ્યમાન બોર્ડિંગો વિદ્યાલયો પાઠશાળાઓ જ્ઞાનમંદિરો આયંબીલ શાળાઓ વિગેરે છે. તે બધી જેમ જેમ જુના અંગો વધુ વિશીર્ણ થયા તેમ તેમ આ સંસ્થાઓની સંખ્યા વધવા માંડી અને તેની જરૂરીયાતો સ્વીકારાતી ગઈ.

આજથી ૮૧ વર્ષ પહેલાં આ અંકોડાઓ તૂટવાની શરૂઆત થઈ ચૂકી હતી અને સંસ્થાઓ ઉભી કરવાના કાળનો પરિપાક થઈ ચુકયો હતો. તેથી વિક્રમ સંવત ૧૯૫૪ માં નૈયાયિક શિરોમણિ પૂ. દાનવિજયજી મહારાજ તથા પરમત્યાગી પૂ. રવિસાગરજી મહારાજના ઉપદેશથી શરૂઆતમાં પૂ. સાધુ–સાધ્વીજી મહારાજોને ભણાવવાના ઉદ્દેશથી શ્રી વેણીચંદભાઈ એ "શ્રીમદ્ યશોવિજયજી જૈન સંસ્કૃત પાઠશાળા" નામ રાખી આ સંસ્થાની

સ્થાપના કરી. પરંતુ વિ. સં. ૧૯૫૫ થી ગામે ગામ અને શહેરે શહેર ધાર્મિક ભણાવનારની ઉણપ સાલવાથી ધાર્મિક શિક્ષકો તૈયાર કરવાનો ઉદ્દેશ ઉમેરી વિદ્યાર્થીઓને રહેવા ખાવા–પીવાની સગવડ આપી ભણાવવાનું વિચારાયું અને આ સંસ્થા તેના કાર્યપ્રદેશ સાથે શરૂ થઈ.

આ સંસ્થાની સાથે ઠેર ઠેર બીજે પણ બોર્ડીંગો સભાઓ વિગેરે સંસ્થાઓ પણ આજ કાળની આસપાસ શરૂ થઇ.

વિ. સં. ૧૯૬૦ માં શ્રી જૈન શ્રેયસ્કર મંડળની સ્થાપના થઈ અને જેમ જેમ જરૂરિયાત લાગે તેમ તેમ સંઘહિતના ધાર્મિક કાર્યોના ખાતાઓ ઉભા થતાં ગયાં.

ટૂંકમાં આ સંસ્થા સાધુ કે શ્રાવકોને ભણાવવાના કાર્યપ્રદેશ પુરતી ન રહેતાં શાસનના સર્વ અંગોમાં જ્યાં જ્યાં શ્રી વેણીચંદભાઈ ભોગ આપી શકયા. તે તે પ્રમાણે વિસ્તરી.

અર્થાત્ સંસ્થાના આ બે કાર્યપ્રદેશમાં શ્રી વેણીચંદભાઈ સ્થૂલદેહે આપણે ભલે આજે દેખી ન શકીએ પરંતુ કાર્યદેહે તેઓ જરૂર પ્રતિબિંબિત થાય છે.

આપણે તે મહાપુરુષનો જેટલો આભાર ઉપકાર માનીએ તેટલો ઓછો છે. કેમકે તેમણે જીવનભર આ સંસ્થાને પોતાના પ્રાણરૂપ ગણી હતી અને વિકસાવી હતી.

પ્રતિષ્ઠા અને ધન આ બે આકર્ષણના ક્ષેત્ર છે. અહિં આવનાર વિદ્યાર્થીને લાગે કે ત્રણ–ચાર વર્ષ અભ્યાસ કર્યા પછી આપણે નિશ્ચિંત રીતે સારું કમાઈ શકીશું અને અહીં આવનારની સમાજમાં પ્રતિષ્ઠા વિશેષ અથવાય શિક્ષકો પ્રત્યે બહુમાન આદર સદ્ભાવ ઉભો થાય તો સહેજે અહીં વિદ્યાર્થીઓ આવે. આ કરતાં પણ સમાજમાં એ હવા ઉત્પન્ન કરવી જોઇએ કે જીવન કલ્યાણ માટે આ અતિ ઉપયોગી વિનયી નમ્ર અને સુશીલ વિદ્યાર્થી જેટલો સમાજ અને કુટુંબ માટે ઉપયોગી છે તેટલો માત્ર થોડા વધુ પૈસા કમાનાર નથી. અહીં ભણનારા બાળકો વિનયી નમ્ર સુશીલ સાથે અભ્યાસક છે. તેની ખાત્રી કરાવી દેવી જોઇએ.

૮૧ વર્ષની આ સંસ્થા પોતાના ઉદ્દેશને જાળવી ટકી રહી છે, તેજ મહાન ગૌરવનો વિષય છે. આવાજ ઉદ્દેશથી ઉત્પન્ન થયેલી કેટલીયે સંસ્થાઓ વર્ષ, બે વર્ષ, કે ત્રણ વર્ષમાં ઉદ્દેશ પલટી બોર્ડીંગરૂપે કે વિદ્યાર્થીભવન રૂપે પલટાઇ ગઇ છે. જ્યારે આ સંસ્થા ૮૧ વર્ષમાં તેને ગમે તેટલાં ઝંઝાવાતો આવ્યા છતાં મૂળ સ્વરૂપે ટકી રહી છે તે આનંદનો વિષય છે.

શ્રીમદ્ યશોવિજયજી જૈન સંસ્કૃત પાઠશાળા

ઓમ્બે પબ્લીક ટ્રસ્ટ એકટનો કેસ સુપ્રીમ કોર્ટમાં ચાલ્યો. ભારતની સ્વતંત્રતા પછી સુપ્રિમ કોર્ટમાં આ કેસનો નંબર પહેલો હતો. સાત જજની બેન્ચ હતી. સરકાર તરફે મોતીલાલ સેતલવડ હતાં. આપણા તરફે એન. સી. ચેટરજી હતાં. શ્રી મોતીલાલ સેતલવડે અમેરિકા, ફ્રાન્સ, જર્મની ઇગ્લેંડ વગેરે દેશોના ન્યાયાલયમાં ચાલેલા કેસોના રેફરન્સો રજુ કરવાપૂર્વક ધર્મની વ્યાખ્યાઓ આપી. સુપ્રીમ કોર્ટના ચીફ જજે તે વખતે કહ્યું "પાશ્ચિમાત્ય દેશોની ધર્મની વ્યાખ્યા ગમે તે હોય પણ ભારતની ધર્મની વ્યાખ્યા તો એ છે કે–ભારતના રાષ્ટ્રપતિ રાજેન્દ્રબાબુ કાશીમાં રહેલાં ધુણી ધખાવતા બાવા પાસે માથું નીચું નમાવી ભભૂતિ નંખાવે છે. અને આ ભભૂતિ–પ્રક્ષેપથી પોતાના જીવનને ધન્ય ધન્ય માને છે. ભારતમાં તો ત્યાગીના બહુમાન અને શ્રદ્ધામાં ધર્મ મનાયો છે.

જગતૂના કોઇપણ ધર્મના ત્યાગીઓ કરતાં જૈન મુનિઓનો ત્યાગ સર્વશ્રેષ્ઠ છે. ઉઘાડે માથે અને ઉઘાડે પગે વિચરી આ અકિંચન બ્રહ્મચારી મહાત્માઓએ જગતના જીવમાત્રને આત્મસમ ગણ્યા છે. એમના અપરિવર્તિત વેશમાં હજારો વર્ષની ત્યાગની પ્રતિષ્ઠા છે.

જગતના દરેક વ્યવહારોમાં અને બધાંએ ધર્મોમાં આમૂલ પરિવર્તનો થયાં પણ જૈનધર્મ જ એક એવો ધર્મ છે; કે તેણે તેના મૂળ સિદ્ધાંતોમાં અને આચારોમાં ગમે તેવા સંજોગો કે વાતાવરણ વચ્ચે પણ પરિવર્તન કર્યું નથી. તેના મૂળ માર્ગને તેણે અવ્યાબાધ સાચવી રાખ્યો છે. અને તે દ્વારા આચારવિચારની હજારો વર્ષની પ્રતિષ્ઠા અસ્ખલિત રાખી છે.

જુના તાડપત્રીય ગ્રન્થોમાં ૧૪૪૪ ગ્રન્થ પ્રણેતા આ. શ્રી હરિભદ્રસૂરિજી મ. કે કલિકાલસર્વજ્ઞ આ. શ્રી હેમચન્દ્રસૂરિજી મ.ની ચિતરાયેલી પ્રતિકૃતિમાં જે વેષ છે. એજ વેષ આપણા મુનિ ભગવંતોનો છે.

વિહાર કરતાં મુનિના વેષને જોઈ આદિવાસી ભીલ પણ નમે છે અને સમજે છે કે આ મહાત્યાગી પવિત્ર પુરુષ છે.

દોર ઉપર નાચતાં ઇલાયચીકુમાર–"લ્યો લ્યો પણ લેતાં નથી" આ મુનિદર્શનથી પ્રતિબોધ પામ્યા. સુબાહુકુમાર સાધુના સ્વાધ્યાયશ્રવણથી પ્રતિબોધ પામ્યા. આ મુનિ-વેષની પ્રતિષ્ઠા છે.

આ સંસ્થાએ આવા મહાત્યાગી પુરુષો એક બે પાંચ નહિ શતાધિક સંખ્યામાં



જૈનશાસનને સમર્પ્યા છે. તેમાંથી અનેક આત્માઓ શ્રી પંચ પરમેષ્ઠીના ત્રીજા પદ સુધી વિરાજિત બની શાસનની અનેકવિધ સેવાઓ કરી છે. અને આજે પણ કરી રહ્યા છે. આ સંસ્થાની જેવી તેવી સિદ્ધિ નથી.

આ સંસ્થાએ આચાર અને વિચારને સંલગ્ન રાખી જૈનશાસનમાં તેણે તેની પ્રતિષ્ઠા વધારી છે.

સંસ્થામાં ભણેલો વિદ્યાર્થી યદ્વા તદ્વા બોલનારો પાકયો નથી. પણ જૈનશાસનની શાન બઢે તેવી તેણે કારકીર્દિ કરી છે. આ સંસ્થાએ પંડિત **પ્રભુદાસભાઈ** જેવા અતૂટ શ્રદ્ધાવાળા પરિણામદર્શી શાસનના પરમરાગી દીર્ઘદ્રષ્ટા અને શાસનને માર્ગદર્શક વિદ્વાનો આપ્યા છે.

પંડિત ભગવાનદાસભાઈ અને પં. હીરાલાલ દેવચંદ જેવા કર્મશાસ્ત્ર નિષ્ણાત અને સૂક્ષ્મતત્ત્વ વિચારક અનેક પંડિતોને શાસનને ચરણે ધર્યા છે.

તૂટતા જતા ધાર્મિક વારસાને ટકાવવા તેણે ગામોગામ ધાર્મિક શિક્ષકો પુરા પાડયા છે. અને તે દ્વારા આજે ગામેગામ ચાલતી પાઠશાળાઓને તથા તે દ્વારા ધર્મસંસ્કારોને ટકાવવામાં આ સંસ્થાનો મોટો હિસ્સો છે.

આ સંસ્થાએ સેંકડો પાઠશાળાઓને પગભર કરી છે. નવી પાઠશાળાઓ ખોલાવી છે. પાઠશાળાઓને અને તેના કાર્યકર્તાઓને માર્ગદર્શન આપી વ્યવસ્થિત બનાવી છે.

આ સંસ્થાએ સામાયિકથી માંડી કર્મગ્રન્થાદિ સુધીના અનેક ગ્રન્થોનું શુદ્ધ અને સ્પષ્ટ મુદ્રણ કરી અભ્યાસની અનુકૂળતા કરી આપી છે. ૮૨ વર્ષના ગાળામાં અનેક ઉથલ-પાથલો–પરાવર્તનો અને ઝંઝાવતો આવ્યા, છતાં સંસ્થાએ પોતાના આદર્શોમાં અણીશુદ્ધ રહી–તટસ્થતા જાળવી રાખી છે.

ચોમાસામાં અને શેષકાળમાં પૂ. સાધુ–સાધ્વીઓને અભ્યાસ કરવા માટે પાલીતાણા અને મહેસાણામાં આ સંસ્થા ઉત્તમ સાધનરૂપ રહી છે.

૮૨ વર્ષના લાંબા ગાળા દરમ્યાન સંસ્થાને શાસનના પુણ્યે શ્રી વલ્લભદાસ હાવાભાઈ, શ્રી દુર્લભદાસ કાળીદાસ, પંડિત શ્રી પ્રભુદાસભાઈ જેવા એક પછી એક ઘણા સેવાભાવી ધર્મનિષ્ઠ કાર્યકરો સાંપડયા છે. અને જેમણે સંસ્થાની પ્રતિભાને વિકસાવી છે.

આ સંસ્થાનું હિસાબી તંત્ર એટલું વ્યવસ્થિત છે કે–આ સંસ્થાએ સં. ૨૦૩૩ની

સાલ સુધી રૂા. ૩૭૧૪૭૯૧-૧૪ નો ખર્ચ કર્યા છતાં તેમાં કોઇ છિદ્રાન્વેષીને પણ છિદ્ર જડે તેમ નથી. તેવો તેનો અણિશુદ્ધ વહીવટ છે.

સદ્ગત શેઠ વેણીચંદભાઈએ આ સંસ્થાને આત્મીય ગણી સંસ્થાને સર્વ સમર્પણ કર્યું હતું. તે ભાવના તેની પછી તેમના ભાઈ કિશોરભાઈ તથા ભત્રીજા શ્રી બબલદાસ નગીનદાસભાઈએ સાચવી. અને ત્યારબાદ ડૉ. મગનભાઈ અને આજે વકીલ શ્રી ચિમનભાઇ વિગેરે યથાવત્ સાચવી રહ્યા છે. તે સંસ્થાનું સદ્ભાગ્ય છે.

આ સંસ્થાએ જૈનશાસનના દર્શન-જ્ઞાન અને ચારિત્ર પૈકીના કોઈ એક જ અંગના રક્ષણ કે પરિવર્ધનમાં ફાળો નથી આપ્યો પણ તેણે ત્રણે અંગોના રક્ષણ અને પરિવર્ધનમાં ફાળો આપ્યો છે.

સંસ્થાએ પૂ. સાધુ-સાધ્વી મહારાજોનું પઠન-પાઠન, પંડિતો-શિક્ષકો તૈયાર કરવા, ધાર્મિક ગ્રન્થો પ્રસિદ્ધ કરવા, પાઠશાળાઓ ચલાવવી; તેની પરીક્ષાઓ લેવી વિ. દ્વારા શાસનના જ્ઞાનક્ષેત્રનું રક્ષણ-પરિવર્ધન અને પ્રભાવના કરી છે.

સંસ્થાના આજ અગાઉની કાર્યવાહીને દર્શાવતા રિપોર્ટો સ્પષ્ટ પુરવાર કરે છે કે આ સંસ્થાએ દેરાસર બાંધવા, પૂજા-આંગી, સિદ્ધાચલ ગિરિરાજના ફુલ-ધુપ વિગેરે ખાતાઓ દ્વારા દર્શન ક્ષેત્રની રક્ષણ અને પ્રભાવનાની ખેવના રાખી છે.

આ સંસ્થાની સ્થાપનામાં પૂ. સાધુ-સાધ્વીજીની ભક્તિ વૈયાવચ્ચ મુખ્ય રહ્યાં છે. સાધુ સંસ્થા તેને પરમારાધ્ય રહી છે.

સાધુ પદ સ્વીકારનારની બધી અનુકુળતા કરી આપવી, તેનું બહુમાન કરવું અને તે માટે કરી છુટવા જેવું બધું કરવું એ સંસ્થાનો મુખ્ય કાર્ય પ્રદેશ છે. અને તેને આજ સુધી સંસ્થાએ પાળ્યો છે.

આ સંસ્થા કોઈ એક પ્રદેશની રહી નથી. પણ ભારતના સમગ્ર પ્રદેશમાં તેની પ્રતિભા પ્રસરેલી છે. ગુજરાત, સૌરાષ્ટ્ર, રાજસ્થાન, મહારાષ્ટ્ર, કલકત્તા, મદ્રાસ, બેંગ્લોર બધે આ સંસ્થાની પ્રતિભા છે. સૌ કોઈ શહેરે આ સંસ્થાના ઉત્કર્ષમાં ફાળો આપ્યો છે.

સંસ્થાનું સ્થળ મહેસાણા મધ્યવર્તી હોવા ઉપરાંત તેનું વિશિષ્ટ ઐતિહાસિક સ્થાન છે.

આ સ્થળે જૈનશાસનના પરમરાગી સમર્થ અનેક પૂ. આચાર્યદેવ આદિ મુનિ ભગવંતોનાં ચાતુર્માસ થયા છે તેનાથી તથા પરમત્યાગી પૂ. શ્રી રવિસાગરજી મહારાજના પરમત્યાગથી પ્રભાવિત થયેલ આ ક્ષેત્ર છે.

અમૃત મહોત્સવ સ્મૃતિગ્રંથ મહેસાણા

વધુમાં આ ૮૨ વર્ષમાં મહેસાણાએ પણ એક પછી એક સેવાભાવી વહીવટદારોને સમર્પી સંસ્થાને જીવંત રાખવા ઉપરાંત તેની પ્રતિષ્ઠા અને પ્રભા વધારી છે.

શાસનની અણિશુદ્ધ પ્રણાલિકા સાચવવાપૂર્વક જૈનશાસનના સર્વક્ષેત્રોની સંભાળ રાખનાર અને યતના કરનાર કોઈ હોય તો આ એક જ સ્થાન છે.

કાળપરિવર્તનનો પવન આજે એટલો જોરશોરથી ચાલે છે કે જે પહેલાં પચીસ વર્ષે પરિવર્તન થતું તે આજે બે પાંચ વર્ષમાં થાય છે.

જે પેઢીઓ કુટુંબો અને તેના ધંધાઓ પેઢીઓની પેઢીઓ સુધી અપરિવર્તિત રહેતા તે આજે પાંચ વર્ષમાં આમૂળચૂળ પરિવર્તિત થાય છે. આ સંસ્થાની સ્થાપના થઈ અને તેના ઉદ્દેશને અનુસરી ભણવા આવતા વિદ્યાર્થીઓ જે સંજોગોમાં આવતા તે સંજોગો આજે રહ્યા નથી. તેમ સંસ્થામાં ભણી ગયેલા જ્યારે પહેલાં શિક્ષકો શિક્ષક તરીકે જતા ત્યારે તેમની પ્રત્યે સમાજને જે ભાવ હતો તે કરતાં આજે તેના ભાવમાં પરિવર્તન થયું છે. આજે સમાજમાં શિક્ષકો અને પંડિતો પ્રત્યે બહુમાન વધ્યું છે. તેની જરૂરિયાત સમાજને લાગે છે. અને તેના જીવનનિર્વાહને લક્ષમાં રાખી તેના વેતનનો સ્વીકાર કરવામાં આવે છે. આજના શિક્ષક અને પંડિતનું સમાજમાં ગૌરવભર્યું સ્થાન છે.

આ સંસ્થાના ભૂતપૂર્વ વિદ્યાર્થીઓએ ૧૪ વર્ષ પહેલાં એક ઉત્સવ ઉજવ્યો હતો, તેમાં પ્રમુખ તરીકે ધર્મશીલ, વિચારક અને ધર્મપ્રેમી અમૃતલાલ કાળીદાસ દોશી પ્રમુખ હતા. આ ઉત્સવ પ્રસંગે ભૂતપૂર્વ વિદ્યાર્થીઓએ એકઠી કરેલ ૧ લાખ ૧૧ હજાર રૂપીયાની થેલી સંસ્થાને અર્પણ કરી હતી. જેની સમાજમાં ખુબ સુંદર છાપ પડી હતી.

આ પછી સંસ્થાને અર્પણ કરેલ થેલીમાંથી ભોજનગૃહ બંધાવ્યું અને તેનું ઉદ્ઘાટન શ્રી હરખચંદજી કાંકરીયાના હસ્તે, શ્રી કાંતિલાલ ચીમનલાલ કોલસાવાળાના પ્રમુખપણાં હેઠળ થયું હતું. આ બન્ને પ્રસંગો ભૂતપૂર્વ વિદ્યાર્થીઓની માતૃસંસ્થા પ્રત્યેનો પ્રેમ પ્રદર્શિત કરતા હતા.

ચૌદવર્ષ પછી આ સંસ્થાના ભૂતપૂર્વ વિદ્યાર્થીઓએ અમૃતમહોત્સવ ઉજવવાનો નિર્ણય કર્યો અને તે દ્વારા આ માતૃસંસ્થાનું કાંઈપણ ઋણ ફેડી શકાય તો તે પ્રયત્ન કરવા વિચાર્યું.

શરૂઆતમાં ભૂતપૂર્વ વિદ્યાર્થીઓની પહેલી મીટીંગ વિ. સં. ૧૯૩૫ કા. સુ. ૯ના રોજ સંસ્થાના મકાનમાં બોલાવવામાં આવી તે વખતે એક સ્મૃતિગ્રંથ પ્રગટ કરવો તેમાં જુદા જુદા લેખો જા. ખ. વિગેરે લઈ સંસ્થાને ૮૧ વર્ષ થયાં છે તો તે નિમિત્તે ૮૧ હજાર

રૂપીયા ભેગા કરી સંસ્થાને અર્પણ કરવા તે ભાવના હતી. પરંતુ આ ચૌદ વર્ષના ગાળાના સંજોગો ઘણા પલટાયા હતા. મુંબઈ, મદ્રાસ, બેંગલોર વિગેરે સ્થળોએ વસતા જૈનભાઈઓ ધાર્મિકક્ષેત્રમાં ખુબ ઉદારહાથે લાખો રૂપીયાનું દાન કરતા હતા કોઈપણ સારા ધાર્મિક કાર્યને પૈસાની ઉણપ રહેતી ન હતી. આ સંસ્થા ઉત્તમ ધાર્મિક સંસ્થા હતી તેને થોડી પણ ઉણપ કેમ રહેવી જોઈએ એ લક્ષમાં લઈ બેંગ્લોરમાં ધાર્મિકક્ષેત્રમાં કામ કરતા અધ્યાપક શ્રી તિલકભાઈ, એમ શાહ, સુરેન્દ્રભાઇ સી. શાહ અને મદ્રાસમાં શ્રી કાંતિલાલ નગીનદાસ શાહ આમ બન્ને સ્થળે જુદીજુદી સવાલાખ ઉપરાંતની રકમ એકત્ર કરી અને આ સંસ્થાના ભૂતપૂર્વ વિદ્યાર્થીઓને સંસ્થા માટે સારી રકમ ભેગી કરવાનો ઉત્સાહ પ્રેર્યો.

આ પછી તો મુંબઇમાં પ.પૂ. આ ધર્મસૂરીશ્વરજી મ.પ.પૂ. આ.રામસૂરીશ્વરજી મ.પ.પૂ. આ. દક્ષસૂરીશ્વરજી મ. આ. વિજયભુવનભાનુસૂરીશ્વરજી મ. પ. પૂ. આ વિજયચંદ્રોદય-સૂરીશ્વરજી પ. પૂ. આ વિજયસુબોધસૂરીશ્વરજી મ. પ. પૂ. આ લબ્ધિસૂરીશ્વરજી મ. પ. પૂ. આ. વિશાલસેનસૂરીશ્વરજી મ. પ. પૂ. મુનિરાજશ્રી ચંદ્રશેખરવિજયજી મ. આદિ મુંબઇમાં બિરાજતા. મુનિભગવંતોએ સંસ્થાની ઉત્તમ કાર્યવાહીને બિરદાવી ત્રણલાખથી વધુ રકમ સંસ્થાને આ અમૃતમહોત્સવ પ્રસંગે એકઠી કરાવી આપી.

ગામેગામ સંસ્થાના ભૂતપૂર્વ વિદ્યાર્થીઓએ પોતપોતાની શક્તિને ગોપવ્યા વિના સંસ્થાને સારી રકમ એકઠી કરી આપી જે રકમનો આંક રૂા. દસલાખથી વધુ થાય છે.

જ્યારે આ સંસ્થાની પહેલી મીટીંગ કરવામાં આવી ત્યારે સંસ્થાના ભૂતપૂર્વ વિદ્યાર્થીઓને કલ્પના પણ નહોતી કે આવી મોટી રકમ સંસ્થાને સમાજ તરફથી અર્પિત થશે. આ રકમ પ્રાપ્તિની પાછળ સંસ્થાની ઉત્તમ કાર્યવાહી, સંસ્થાનો સુંદર ભૂતકાળ અને સંસ્થા પ્રત્યે સાધુ ભગવંતોનો આશીર્વાદ કારણરૂપ છે.

સંસ્થાના શિક્ષકોનું સમાજમાં ગૌરવ છે તેનો આ પુરાવો છે અને સાથે સાથે સંસ્થામાંથી ભણી ગયેલા વિદ્યાર્થીઓમાં સંસ્થા પ્રત્યેનો અવિહડ રાગ છે તે પ્રદર્શિત કરે છે.

આ સંસ્થા ખૂબ ફૂલી-ફાલવી જોઈએ, અન્ય ગુરુકુળ કે વિદ્યાર્થીભવનમાં ૪૦૦-૫૦૦ વિદ્યાર્થીઓ ભણી શકે તો આપણે ત્યાં તે કેમ ન કરી શકીએ. ભણ્યા પછી આર્થિક પ્રશ્ન મહત્ત્વનો હોય તો ગુરુકુળ કે વિદ્યાર્થીભવનમાં ભણી બી. એ. થયા પછી રૂા. ૨૫૦-૩૦૦



મેળવવા માટે ફાંફાં મારવા પડે છે. જ્યારે આ સંસ્થામાં પદ્ધતિસર ચાર પાંચ વર્ષ ભણનાર વિદ્યાર્થી આર્થિક ક્ષેત્રે પણ સારી કમાણી કરવા સાથે તેનું જીવન ઉજ્જવળ બનાવી અનેકને ઉપકારક થઈ શકે છે.

આપણે સંસ્થાને એવી બનાવીએ કે દૂર રહેલા તીર્થક્ષેત્રે દર્શન કરી લોકો પાવન થાય છે તેમ નિવૃત્તિમય જીવન જીવવા ઈચ્છતા ગૃહસ્થો અહીં રહી પ્રેરણા મેળવે અને મુનિપુંગવોને પણ પોતાની કાર્યશક્તિ બતાવવાનું આ સંસ્થા ક્ષેત્ર બને.

શાસનના સર્વ ક્ષેત્રોને આવરી લેતી આ સંસ્થા સર્વક્ષેત્રોને ખુબ વિકસાવે. આ કરવા માટે અમને ખાત્રી છે કે સંસ્થાને પૈસાનો ટોટો પડવાનો નથી. સંસ્થાની ઉત્તમ કાર્યવાહીને કારણે સંસ્થાને વગર માગ્યે પૈસા મળશે અને સમાજમાં નિવૃત્તિ ભોગવનારા બુદ્ધિમાન માણસો પણ મળી રહેશે.

અંતે સમગ્ર ભૂતપૂર્વ વિદ્યાર્થીઓ વતી આ અમૃત મહોત્સવ પ્રસંગે સ્મૃતિગ્રંથ પ્રગટ કરવા દ્વારા સંસ્થા પ્રત્યેનું ફુલ નહિ તો ફુલની પાંખડી રૂપ ઋણાર્પણ કરીએ છીએ.

સ્મૃતિગ્રંથનું સંપાદન અને પ્રકાશન શીઘ્ર કરવાનું હોઈ, અનેક ત્રૂટીઓ રહી જવા પામેલ છે, તે અંગે ક્ષમા યાચીયે છીએ.

લિ. શાસનસેવકો
મફતલાલ ઝવેરચંદ ગાંધી
સોમચંદ ડી. શાહ
કપુરચંદ આર. વારૈયા
સંપાદકો



શ્રીમદ્ યશોવિજયજી જૈન સંસ્કૃત પાઠશાળા

જેઓની નિખાલસભાવની સેવાઓનાં ફલસ્વરૂપે સુવિખ્યાત,
મહેસાણા પાઠશાળાના સંસ્થાપક, અસાધારણ આત્મભોગી

# શેઠશ્રી વેણીચંદ સુરચંદ

સંકલનકાર : દિનેશચન્દ્ર ખુશાલચંદ ભાયાણી

મહેસાણાના જૈન સંઘમાં દશા શ્રીમાળી જ્ઞાતિમાં દોશી કુટુંબમાં તેઓનો જન્મ સંવત ૧૯૧૪ ચૈત્ર વદ ૫ સોમવારે થયો.

પિતા–સુરચંદભાઇ અને માતા માણેકબાઈ બંને સરલ, ધર્મશ્રદ્ધાળુ, સારી આસ્થાવાળા અને ભદ્ર પરિણામી હતાં.

કોઈ સાધર્મિક બંધુને જુએ કે સુરચંદભાઇ હર્ષઘેલાં થઈ જાય. ત્યાં ભોજન અને સત્કાર થયાં વિના ન જ રહે. આ ગુણો વેણીચંદભાઇમાં પણ વારસામાં ઉતરી આવ્યા હોય તેમ જણાય છે.

બાલ્યવયમાં પૂજા, સામાયિક, યાત્રા વિ. માં ભારે પ્રેમ. ભેગા થયેલા પૈસાનો ઉપયોગ પણ પુષ્પપૂજામાં.

એ જમાનામાં ગામઠી સ્કુલમાં ત્યારે અભ્યાસ થતો. તેમાં જ આ દેશની પ્રજા વાંચવા, લખવા અને ગણવાનું જ્ઞાન મેળવતી હતી. અને ધાર્મિક અભ્યાસ ધર્મગુરુઓ પાસેથી વ્યાખ્યાન અને સંપર્ક દ્વારા મળી રહેતો. કર્મગ્રન્થ સુધીનો અભ્યાસ તેઓએ આ રીતે પ્રાપ્ત કર્યો હતો.

આજનો આટલો કે તેથી વધારે અભ્યાસ મોટા ભાગે આજીવિકાના સાધન તરીકે ઉપયોગમાં લેવામાં આવે છે. માટે આપણે તેને કેળવણી કહીએ છીએ. પણ જે જ્ઞાન ભરણ પોષણ માટે નહિ, પણ આત્મસાત્ કરવા માટે કરાતું તેને જ્ઞાનાભ્યાસ કહેવાતો. અને તેથી તેવા જ્ઞાનની ભારે કિંમત રહેતી અને છે.

અને એ જ્ઞાનાભ્યાસ મહેસાણા પાઠશાળા અને કેળવણીખાતા રૂપે પરિણમન પામ્યો. તે ઉપરથી તેનું વજન અને મહત્તા આંકી શકાય છે.

**લગ્ન :**—તેમના લગ્ન ૧૬ વર્ષની ઉંમરે પ્રસન્નબાઇ સાથે થયાં. તેઓનાં ૩/૪ સંતાનોમાં એક મોતીબેન સિવાયના બીજાં સંતાનો લાંબો વખત જીવી શકયા નહોતાં.

આર્ય સ્ત્રીઓમાં વારસાથી ઉતરી આવેલાં પતિવ્રતા સ્ત્રીના ગુણો પ્રસન્નબાઇમાં હતા. પરંતુ તેઓ વેણીચંદભાઈની ૩૩ વર્ષની ઉંમરે સ્વર્ગસ્થ થયાં અને એ નરવીરે ચતુર્થ વ્રત ધારણ કરી લીધું !.

મુંબઇ–મહેસાણામાં દલાલી વિગેરેનો ધંધો રોજગાર પણ ધર્મને સાથે રાખી કરતાં.

સ્વતંત્ર અને સ્વાશ્રયી ધંધાના પરિણામે પોતાની જરૂરીયાત પૂરતો ખર્ચ મેળવી લેવાના સામર્થ્યને લીધે સુખી હતાં.

પરંતુ વચ્ચેથી સંતતિ અને ધર્મપત્ની અદશ્ય થયે માત્ર એકલા અટુલા અને ફક્કડ વેણીચંદભાઇ અવશેષ રહી જાય છે. ફરીથી કુટુંબની જાળમાં ગુંથાવાના સંજોગોની લાલચ-માંથી બચીને તે ગૃહસ્થ સંસારમાંથી નિવૃત્તિરૂપ વાતાવરણથી રહે છે.

## ટર્નીંગ પોઇન્ટ

બરાબર આજ સમયે મહેસાણામાં પૂજ્ય જ્ઞાનવિજયજી મ. સા. તથા પૂજ્ય રવિ-સાગરજી મ. સા. જેવા ઉત્કટ ચારિત્રશીલ પુરુષોના ત્યાગ અને ઉપદેશની અસર ચાલુ હતી. તેઓ સમ્યગ્ જ્ઞાનની જ્યોતિ પૂ. શ્રમણ–શ્રમણી વર્ગોમાં તેમજ જૈન પરિવારોમાં તેજોમય રહે એવું વિશેષે કરી વેણીચંદભાઇને કહેતાં.

દેશનું પ્રજાજીવન લખવા, વાંચવા અને કમાવાનું જ્ઞાન મેળવીને વ્યવહારમાં સૌની સાથે જેટલું રહી શકાય તેટલું રહેવાની લાલસાથી ગતિમાન થઇ રહ્યું હતું. વધારે પૈસા મેળવવાની લાલસા, ટાપટીપ અને ખર્ચાળ જીવનોવાળાં અંગ્રેજ શાસનથી વ્યામોહિત થઈ પોતાના બાળકોને અભ્યાસ કરાવવા ગમે તે સ્કુલો કે સંસ્થાઓમાં ભરતી કરી દેતાં હતાં. પછી તે હિન્દુ બોર્ડીંગ હોય કે મદ્રેસા, આશ્રમ હોય કે નિકેતન, દેશી હોય કે ખ્રીસ્તી પાદરીની, શિક્ષણના સ્થૂલ નિયમોથી ચાલુ હોય કે સૂક્ષ્મ નિયમોથી.

આ સમયે વેણીચંદભાઇએ જોયું કે–જ્યારે પ્રજા ઉથલપાથલે ચડી છે અને કોઇ ને કોઈ રીતે ઘેરથી નીકળે છે ત્યારે થોડી ઘણી સંખ્યા આપણે પકડી પાડીએ અને જૈન ધર્મનું સમ્યગ્ જ્ઞાન ભણાવી તૈયાર કરીએ તેમાં ખોટું શું ?

આ બધામાં ધાર્મિક પ્રવૃત્તિ કે શિક્ષણને સ્થાન નથી. ધાર્મિક સંસ્કાર માટે આપણે એવી સંસ્થા ખોલવી જોઇએ કે જે શાસનની પ્રવૃત્તિને ચાલુ રાખી શકે. આપણે એવા શિક્ષકો તૈયાર કરવા જોઇએ કે જે શિક્ષક ગામનું સ્થાનિક ધાર્મિક વાતાવરણ જેમ બને તેમ જાળવી રાખે. આમ એક પ્રવૃત્તિથી ૨–૩ હેતુ સધાશે અને સાધર્મિકભાઇઓને ઠેકાણે પાડવાનું કર્તવ્ય બજાવી શકાશે.

શ્રીમદ્ યશોવિજયજી જૈન સંસ્કૃત પાઠશાળા

ફલતઃ આ સંસ્થાની સ્થાપના થઈ.

## વેણીચંદભાઇનો ખ્યાલ

વ્યાવહારિક શિક્ષણને માટે ઘણી સંસ્થાઓ છે અને નહીં હોય ત્યાં ત્યાં સ્થાનિક લોકો ધંધા અને વ્યવહાર અંગે જરૂરીયાત પૂરતી સંસ્થા ખોલશે એટલે તે જવાબદારી તેમના ઉપર રહેવા દઈ માત્ર ધાર્મિક અને શાસનને લગતી જ પ્રવૃત્તિઓ ઉપાડી લેવાનું કામ આ સંસ્થાએ કરવાનું છે. જો આ સંસ્થાને પણ વ્યાવહારિક સાથે મિશ્રિત કરી નાંખવામાં આવશે તો ઉચ્ચ આદર્શો માટે વળી જુદું સાધન ક્યાંથી ખોળીશું ?

વળી દાતાઓએ પણ પોતાનાં નાણાં ધાર્મિક વાતાવરણોમાં પ્રકાશ રહ્યાં કરે તેવી યોજનાઓ માટે આપ્યાં છે અને આપે છે. પછી તે સ્પષ્ટ હોય કે ગર્ભિત હોય. માટે તે રીતે જ તેનો ઉપયોગ થવો જોઈએ.

## કાર્યશૈલી :

જે જે કામો તેઓ ઉપાડતાં તે તુરત જ શરૂ કરી દેતાં. જે રીતે ચલાવી શકાય તે રીતે ધમધોકાર ચલાવીને કામને પૈસા આપનારની દૃષ્ટિમાં લાવી દેતાં. આથી તેઓને રૂા. ૨૫ થી ૩૦ લાખ પરાર્થે મળ્યાં હતાં અને ખર્ચાયા હતાં.

યદ્યપિ વાતાવરણને અનુસરીને કમીટી, મેળાવડા, રિપોર્ટ, બંધારણના નિયમો, સ્પષ્ટ હિસાબ વગેરેની પણ ગોઠવણ કરતાં હતાં. જે લોકો તેવાં પ્રશ્નો ઉઠાવે તેને તે બતાવી શકાય તેને માટે સામગ્રી પણ રાખતાં હતાં. ક્યારેક માત્ર પરાર્થે નાણા મેળવવા જતાં અપમાનો પણ પારાવાર સહેવા પડ્યાં છે.

## સકલ સંઘનું આકર્ષણ :

ટંકશાળના સિક્કા જેવું જાહેર નામ; સાદાઈ; વ્યાજબી કરકસર, ધાર્મિક અનુષ્ઠાનોમાં અનન્ય તત્પરતા, નિરભિમાનીપણું, અજાતશત્રુતા, વિગેરે ગુણોને લીધે સકલ સંઘની તેમના કાર્યો તરફ સહાનુભૂતિ અને આકર્ષણ કાયમ રહ્યાં જ કરતાં હતાં.

## ફંડ એકઠું કરવાની કળા અને શક્તિ :

ગાળો દેનાર કે તમાચો મારી ઘરની બહાર કાઢી મુકનાર પાસેથી પણ મનનું સમતોલપણું જાળવીને હજારો રૂપિયા કઢાવનાર તો તેમના પછી હજુ કોઈપણ વ્યક્તિ જોવામાં આવેલ નથી.

### અનન્ય સતત પરિશ્રમ :

અઠ્ઠાઇની તપશ્ચર્યા ચાલુ હોય, હાથમાં ટીપની ચોપડી; સાથે ફાનસ લઇ કારકુન ચાલતો હોય. એ રીતે રાતના બાર વાગ્યા સુધી શહેરમાં ઘેર ઘેર ફરનાર વિરલ વ્યક્તિ આ જમાનામાં માત્ર કાલ્પનિક જ લાગે; છતાં આ વાત ખરી હતી.

રાત્રે–પોતે હાથમાં દીવો પકડી રાખે : કારકુનને ટપાલ લખાવે : અને હજામ હજામત કરે, તેમનો દૈનિક કાર્યક્રમ આટલો ભરચક રહેતો હતો.

### નિયમિત ધાર્મિક અનુષ્ઠાનો :

મુસાફરીમાં પણ ગાડી આવવાને કે ઉપડવાને વાર હોય, તો સામાયિક–પ્રતિક્રમણ કરવા બેસી જાય. ગમે તેવી લાંબી મુસાફરીમાં પણ દૈનિક ધાર્મિક અનુષ્ઠાન ન ચુકનાર આજે તેમના જેવાં કેટલાં હશે ?

### સ્વાશ્રય અને કરકસર :

ચક્ષુ ટીકા ચોડવા, તથા પ્રતિમાજીના ઉવટ્ટણા કરવા માટે ગામડે ગામડે જતા. રસ્તામાં જાતે સામાનના પોટલા ઉપાડી, ગામમાં જઇ, દેરાસરજીનો બધો કાર્યક્રમ પાર પાડી, એકાસણું કરી, સાંજે લોકોનો ઉપદેશ આપી, સવારે પોટલાં ઉપાડી ચાલ્યા જનારા, કરકસર અને સ્વાશ્રયની સાક્ષાત્ મૂર્તિ જેવાં સાચા સેવકો કોઇક જ જોવામાં આવશે.

### કારુણિકતા :

છપ્પનીયા જેવા ભયંકર દુકાળમાં, માથું પોતાના ખોળામાં મુકી, પોતાના હાથે મોઢામાં પાતળી રાબ રેડી, હાડપિંજરરૂપે બાકી રહેલાં રાંક માનવબંધુઓની કરુણાભાવે સેવા કરી–અને તે જમાનામાં દરેક સહૃદયોને આશ્ચર્યમાં ગરકાવ કરનાર દયામૂર્તિ હજુ જોવામાં આવેલ નથી.

### તપશ્ચર્યા :

દરરોજ યાત્રાપૂજા કરતાં કરતાં આત્મવિકાસની આધ્યાત્મિક દૃષ્ટિથી સં. ૧૯૮૧ પાલિતાણે એક માસના ઉપવાસને અન્તે સવારે દર્શન પૂજા કરી, મુનિ મહારાજાઓને જાતે વહોરાવી પારણું કરનાર તપસ્વીની જગત્ આજે જેટલી પ્રશંસા કરે તેટલી ઓછી છે.

અને જેને છઠ્ઠ–અઠ્ઠમ–અઠ્ઠાઇ તો અવાર નવાર ચાલતાં જ હોય.

**સંસ્થાની સ્થાપનાઓ :**

મારવાડ : મેવાડ : માળવા : ગુજરાત : કાઠીયાવાડ વિગેરે સ્થળોનાં જીર્ણોદ્ધારો : ચક્ષુટીકા : મહેસાણામાં પાઠશાળા અને બીજા ખાતાઓ : તીર્થોમાં ભોજનશાળાઓ :

બનારસ પાઠશાળામાં મજબુત સહકાર : આગમોદય સમિતિ : વર્ધમાન તપના ખાતાંઓ વિગેરે ખાતાંઓમાં આત્મા તરીકે પરોવાઈ જઈ એકંદર ૨૫ થી ૩૦ લાખ જેટલું ફંડ કરી આપી તે તે ખાતાંઓને ઝપાટાબંધ અસ્તિત્વમાં લાવી ચાલુ કરી આપી, અમુક પરિણામ સુધી પહોંચાડી શકનારની કર્તવ્યશક્તિ અજબ ગણાય તેમાં આશ્ચર્ય શું ?

**જિનભકિત :**

પ્રભુભક્તિમાં લીન થઈ પગે ઘુઘરા બાંધી, ભક્તિરસથી નીંગળતે આંસુએ જ્યારે તેઓ પ્રભુ સામે નાચમાં લીન થઇ જતાં ત્યારે આજુબાજુના માણસોમાં પણ ભક્તિનો રસ જાગૃત કરી દેતા હતા. આમાં કેટલો વખત જાય તેની ગણત્રી પણ ન રહેતી.

**સ્વાધીન આજીવિકા :**

નામ ઉપરથી રૂવાબની કલ્પના કરી મળવા આવનાર આભોજ બની જાય એવી તદ્દન સાદાઇ, જાતકમાઈના ખર્ચથી પોતાનો સમગ્ર નિર્વાહ ચલાવવો, સંસ્થામાંથી પાણી પણ ન પીવા સુધીની કડકાઈ, અને "આવી વ્યક્તિને ધંધામાં ઉત્તેજન આપીએ, વેપારમાં નફો મેળવી આપીએ, કે ખાનગી મોટી રકમ ભેટ આપીએ." એવી કોઈપણ લાગણીવાળા ધનવાન ગૃહસ્થની ઈચ્છાની ગંધ પણ આવે, તો ત્યાંથી દૂર જ ભાગવું"– છતાં કોઇએ આગ્રહ કર્યો, ત્યારે આજીજી કરી કે–

"મહાશય ! મને કામ લાયક રાખવો હોય, તો આ વાત છોડી દો ! કૃપા કરો !! હું કોડીનો થઈ જઇશ !!!"

આવી નિઃસ્વાર્થ અને તટસ્થ વૃત્તિ રાખવી એ આ જમાનામાં એક ઉપસર્ગ સહન કરવા બરાબર નથી કે ?

**વિવિધગુણો :**

જાતિભોગ, હાડોહાડ લાગણી : દીર્ઘદૃષ્ટિ : ધર્મનો અસ્થિમજ્જા રાગ : સંગીન પાયો નાંખવાની ખબરદારી : તદ્દન નિઃસ્વાર્થી પણું : અનન્ય સેવા ભાવના : કાર્યોમાં તન્મયતા : વિગેરે એકી સાથે ઘણાં ગુણો ધરાવનાર તેમના જેવી શ્રાવક વ્યક્તિ વિરલ જ કહેવાય.



### મુનિમહારાજાઓનો લાભ :

સંયમી વર્ગ તરફ તેમને ઘણોજ પૂજ્યભાવ હતો. કોઇ વખત પાઠશાળામાં કે પોતે જ્યાં હોય ત્યાં કોઇપણ મુનિ મહારાજ કે સાધ્વીજી મ. આવી ચડે તો તુરતજ ગમે તેવું હાથપરનું કામ છોડી દઈ વિનયપૂર્વક ઉભા થઇ હર્ષથી ગાંડાઘેલા થઈ જઇ વંદન કરે. અને વિનય–બહુમાનથી કાંઇ ખપ હોય તો જાણી પુરી પાડવાનો તુરત પ્રયત્ન કરતાં.

વ્હોરવા અને લાભ દેવા માટે વિનંતિ કરવા ઘણી વખત જાતે જાય, અને પાત્ર પોતાના હાથમાં આવી ગયું તો બાકી જ ન રાખે !

વિદ્વાન હોય કે સામાન્ય શકિતવાળા મુનિમહારાજનો યોગ હોય તો વ્યાખ્યાન વંચાવે પોતે સાંભળે અને બીજાને પ્રેરે, ગુરુમુખથી જિનવાણી સાંભળવાનો આગ્રહ રાખતા હતા.

પોતાને ચારિત્ર લેવાની ઘણીવાર તીવ્ર ઈચ્છા થઇ આવતી હતી. પરંતુ ઘણા મુનિરાજોના રોકાણથી રહ્યા હતા. એક તો વૃદ્ધ ઉંમર–વળી શાસનસેવાના કાર્યો ઉપાડયાં હતાં તેમાં સ્ખલના ન થાય તે માટે રોકાણ કરાવાતું. તો પણ વેણીચંદભાઇને એટલેથી સંતોષ વળે ખરો ?

દીક્ષા ખાતર અમુક વર્ષો સુધી છ વિગયનો ત્યાગ કર્યો. આથી આંખને અડચણ આવવા લાગી. એક આંખ ગઇ પણ ખરી. આખરે કેટલાક મુનિરાજોની આજ્ઞાથી નિવિયાતું ઘી વાપરવાનું રાખ્યું હતું.

### પોષાક :

તેમનો પોષાક અને દેખાવ ઘણોજ સાદો હતો. રીતભાત પણ સાદી. નામથી પ્રસિદ્ધિ એટલી બધી કે લોકો–"આ શેઠ દમામદાર હશે." એમ માને. પણ નજરે જુએ ત્યારે આશ્ચર્ય પામે–કે વેણીચંદ સુરચંદ તે આ ! ! પોષાકમાં બંડી, અંગરખુ, ખેસ, સાધારણ ધોતીયું અને માથે પાઘડી, અને પગમાં કંતાનના સાદા મોજાં, આ તેમનો પોષાક હતો.

### સ્વભાવ :

તેમનો સ્વભાવ ખાસ કરીને કરકસરવાળો હતો. પોતાના ઘરના નાણાંનો નકામો કે વધારે પડતો વ્યય ન થઈ જાય તેની તો કાળજી સૌ કોઈ દુનિયામાં રાખે છે. પરંતુ સંસ્થાઓનાં ખર્ચમાં પણ તેઓ ખાસ કાળજી રાખતા હતા.

આળસ, પ્રમાદ, ગપ્પા-સપ્પાં મારવાની વાતજ નહી. એ ગમે જ નહી. નકામી વાત નહી. કોઈની નિંદા કે ચાડી-ચુગલી નહી. કોઇના બુરામાં રાજી નહિ. એવું કાંઇ થતું હોય કે કોઇક કરતું હોય તો તટસ્થ થઇ જાય. ખાસ કરીને કોઈનાં છિદ્ર જોવાં નહિ, અને કોઈના મર્મ પ્રકાશવા નહિ. કોઈ નોકર વિ. કોઇપણ કામમાં કંઇક ભૂલ કરે, કે કોઈ વિરુદ્ધ વર્તન કરે તો ક્ષણિક આવેશમાં આવી જાય. પરંતુ ક્રોધનું સ્થાયિ સ્વરૂપ નહીં ! બદલો લેવાની કે કિન્નાખોર વૃત્તિ તો નહીં જ.!! પાછા તેનેજ બોલાવે! ક્રોધને માટે પશ્ચાત્તાપ કરે. મિચ્છામિ દુક્કડં કહી વળી તેનાથી જ પાછું કામકાજ લે ! મહેમાનોને જમાડવામાં પ્રેમ અને આગ્રહ આખી જીંદગી સુધી ટકાવી રાખ્યા હતાં. આવી આવી તેમના સ્વભાવની ખાસિયતો હતી.

ફોટા પડાવવાના વિરોધી હતાં. આ ગ્રન્થમાં આપવામાં આવેલો ફોટો સુરતમાં મહા મુશ્કેલીથી લેવાયેલ.

**શરીર શૈથિલ્ય :**

આ રીતે સાર્થક થયેલાં તન અને મન પણ છેવટે તો થાકેજ ને ?

કારણ કે તે પણ ક્ષણિકજ છે. નાશ પામવાના સ્વભાવવાળા છે. તેમ છતાં તેમાંથી સ્થાયી લાભ ઉઠાવી લેવો એ વેણીચંદભાઇ જેવા પુરુષનું કામ છે.

સંવત ૧૯૮૨ માં પર્યુષણા પછી શરીર થાકયું. જીર્ણ તાવ અને ઉધરસ રહેવા લાગી, ખોરાક ઘટતો ગયો. અશક્તિ વધતી ગઈ. મગજમાં શૂન્યતા અને શબ્દોમાં સ્ખલના થવા લાગી.

ઊંચા પ્રકારનાં દેશી ઓષધો લીધાં. પણ તેથી શું ? ફાયદો ન જ થયો.

છતાં પણ સારી ભાવનાપોષક ગ્રન્થો બીજા પાસે વંચાવી સાંભળતા હતા.

વેદના વધારે જણાય ત્યારે-માત્ર ઓ ! ભગવાન્ ! કશો બકવાદ નહિ !! આર્ત્ત રૌદ્ર ધ્યાન નહી !!!

ખબર કાઢવા આવે તેને-"સારૂં છે." એટલો સોપચાર જવાબ. છેવટની સ્થિતિના દિવસોમાં પથારીમાં પડયા પડયા પણ સ્વયં-માનસિક પ્રતિક્રમણ કરી લેતા હતા-એમ વાંદણા દેવા વિ. અંગચેષ્ટા પરથી જણાતું હતું. અને નમોક્કાર મંત્ર સ્મરણ આંગળીના વેઢા ઉપર ફરતાં અંગુઠાની ચેષ્ટા કહેતી ! જીવનભરનાં સંસ્કારોનું આ પરિણામ !!

**વ્યવસ્થા :**

અને છેવટે વિ સં. ૧૯૮૩ ના ચૈત્ર માસમાં પોતાના ભત્રીજા શા. બબલદાસ નગીનદાસને કે જેઓ મહેસાણા પાઠશાળાના વહીવટમાં પોતાની સાથેના જો. સેક્રેટરી હતા. તેમને પાઠશાળા તથા શ્રેયસ્કર મંડળના મુખ્ય સેક્રેટરી નીમી પોતાના હોદ્દાનું કુલ કામકાજ, વહીવટ, અને સત્તા સોંપી દઈ, પોતે ફારેગ થયા. તેમ ભાઇ કિશોરદાસ સુરચંદને સ્થાનિક કાર્યવાહક તરીકે નીમ્યા.

**૧૯૮૩ જેઠ વદ-૩**

ખબર કાઢવા આવનારાઓમાં મુંબઈ અમદાવાદ વિ. સ્થળેથી પાઠશાળા તથા મંડળના ટ્રસ્ટીઓ શેઠ નગીનદાસ કરમચંદ-પાટણ, શ્રી શિવલાલ હરિલાલ સત્યવાદી-અમદાવાદ, શેઠ ગોવિંદજી ખુશાલચંદ-વેરાવલ, શેઠ પ્રેમજીભાઈ નાગરદાસ માંગરોલ, શેઠ મોહનલાલ લલ્લુભાઈ અમદાવાદ, શેઠ હીરાભાઈ મંછુભાઈ-સુરત, શેઠ સોમચંદ ઉત્તમચંદ-માંગરોલ, શેઠ સવચંદ કચરાભાઈ-માંગરોલ વિ. હતા.

તેઓએ પાઠશાળાના વહીવટ વિષે સંતોષ જાહેર કરેલ.

દરેક ગૃહસ્થો રૂબરૂ આવી ગયા, અને સંસ્થાની ભાવિ સુરક્ષિતતા માટે પ્રબંધ થઈ ગયો, એમ સમજીને તેઓ તદ્દન નિશ્ચિંત અને ખુશી થયા. કે જે તેમના જીવનમાં છેવટની શાંતિ માટે ઘણી અગત્યની બાબત હતી. તેની રીતસરની ગોઠવણી થઇ જવાથી જ તેઓ નિશ્ચિંત રહી શકે તેમ હતું. તે બરાબર ઠીકઠાક થઈ ગયું. એવો તેમને સંતોષ થયો.

**જેઠ વદ ૭ ભલામણ—**

સવારે પોતે કાંઈક સ્વસ્થ જણાયાં. એટલે કુટુંબીઓને બોલાવરાવ્યાં. સૌ હાજર થયા. ભાઈ બબલદાસને પાઠશાળાનું કામ બરાબર ચલાવવા ભલામણ કરી. તે વાત તેમણે ખરા દિલથી સ્વીકારી. વેણીચંદભાઈએ સંતોષ જાહેર કરી ફરી કહ્યું, "બોલ્યું તેવું પાળજો."

**આખરે ૧૯૮૩ જેઠ વદ ૯ ગુરુવાર**

સવારથી જ શરીર બગડવા માંડ્યું, દશ વાગ્યા પછી તો છેક બગડ્યું; વ્યાધિઓથી ઘેરાઇ ગયું. છતાં યે શાંતિ-સમતા સમાધિ જરાયે ઓછાં થયાં નહોતાં.

કુટુંબીજનો પાસેજ હતાં. અને નવકારમંત્ર, ચાર શરણુ તથા સ્મરણો વિગેરે અસ્ખલિતપણે સંભળાવવાનું ચાલુ જ હતું.

ગામમાંથી લોકો મોટી સંખ્યામાં જોવા આવવા લાગ્યાં અને દિલગીર થતાં ગયાં.

હવે સમય ગંભીર બન્યો.

સાંજના ૭ ને ૩૫ મિનિટે આ પુણ્યાત્માએ ૬૯ વર્ષની ઉંમરે આ નશ્વર દેહનો ત્યાગ કરી શાશ્વત કીર્તિ પ્રાપ્ત કરી.

આ વખતે પણ ચિન્હોમાં ખાસ કરીને કશો ફેરફાર ન થયો.

"કેમ જાણે સોડ તાણી સુખપૂર્વક શાંતિમાં સુતા હોય !"

આ પ્રમાણે ભારત વર્ષનો જૈનદીપક ગુલ થયો !

જૈનશાસનરૂપ ગગનમાંથી એક ચમકતો તારો અસ્ત થયો ! ! !

("ધર્મવીર શેઠ વેણીચંદભાઈ"-સંક્ષિપ્ત અવતરણ)

# પંડિત પ્રભુદાસ બેચરદાસ પારેખ—જીવનપરાગ

લેખક : પં. મફતલાલ ઝવેરચંદ ગાંધી

પંડિત શ્રીયુત પ્રભુદાસભાઈનો શ્રી યશોવિજયજી જૈન સંસ્કૃતિ પાઠશાળા સાથે ઘનીષ્ટ સંબંધ છે. તેઓશ્રી સંસ્થાના વિદ્યાર્થી; સંસ્થાના મેનેજર અને સંસ્થાના સર્વાંગી વિકાસના પ્રણેતા સાથે પરમહિતચિંતક હતા.

શ્રી પ્રભુદાસભાઈનું સ્થાન આ સંસ્થાના પરમહિતચિંતક ઉપરાંત સમગ્ર શાસનના દૃઢ અનુરાગી અને તેના પ્રત્યેક અંગના રહસ્યના ઉદ્ગાતા તરીકે ચતુર્વિધ સંઘમાં વિશિષ્ટ હતું.

તેમના સ્વર્ગવાસથી જૈન સમાજે સંસ્કૃત-પ્રાકૃત અને ધાર્મિક ગ્રંથોના સમર્થ-વિદ્વાનને, ચતુર્વિધ સંઘની રચના પાછળના વિશિષ્ટ રહસ્યોના મર્મજ્ઞ જ્ઞાતાને, સાધુસમાજે વિચાર-વિનિમયના વિશ્વસનીય સ્થાનને, શ્રાવકસમાજે ધર્મનિષ્ઠ બુદ્ધિમાન પરમશ્રદ્ધાળુ મૂર્તિમંત શ્રાવકને, ગુજરાત સૌરાષ્ટ્રે સૌરાષ્ટ્રના ખમીરવંતા પુરુષને અને ભારતે ભારતીય સંસ્કૃતિના પરમ રહસ્યના ઉપાસક મર્મજ્ઞ સંસ્કૃતિપ્રેમીને ગુમાવ્યા છે અને આ દરેકને તેમના સ્વર્ગવાસ પછી તેની ઉણપ કોઈપણ પુરી કરી શકે તેમ નથી.

તેમને મન દુનીયાભરની તમામ સંસ્કૃતિમાં ભારતની સંસ્કૃતિ અત્યુત્તમ અને તેમાં પણ જૈનશાસનની રચના સાંગોપાંગ, પરમ આદેય અને જગતભરને કલ્યાણકારી અદ્વિતીય હતી.

આ જગતમાં કેટલાક માણસો એવા જન્મે છે કે જેઓ બાળપણથી તે અંતસુધી જગતના પ્રલોભનો વચ્ચે રહ્યા હોવા છતાં તે પ્રલોભનો તેમને સ્પર્શતા હોતા નથી. તેઓ પોતાના અગમનિગમના વિચારોમાં ગુંથાયેલા અને પોતાની આત્મમસ્તીમાં મસ્ત હોય છે. શ્રી પ્રભુદાસભાઈ તેવી વ્યક્તિ પૈકીના એક હતા.

વિક્રમ સંવત ૧૯૪૯ મહા મહિનામાં રાજકોટ પાસેના ખેઈડી ગામમાં તેમનો જન્મ થયો. વિ. સં. ૧૯૭૮ ની સાલથી એટલે તેમની ૨૯ વર્ષની ઉંમરથી સ્વર્ગવાસ પામ્યા ત્યાં સુધી તેમની ૭૯ વર્ષની ઉંમર સુધી હું તેમના સતત પરિચયમાં રહ્યો છું.

શ્રી પ્રભુદાસભાઈ મારા પરમ ઉપકારી હતા અને મારામાં જે કાંઈ બુદ્ધિ, આવડત, સંસ્કાર કે જે કાંઈ સારી વસ્તુ હોય તો તેનું શ્રેય તેમને ફાળે જાય છે.

મેં તેમને મહાત્માજી સરદાર વલ્લભભાઈ, કાકા કાલેલકર, મણિભાઈ કોઠારી વિગેરે અગ્રગણ્ય નેતાઓ સાથે ભારતની સંસ્કૃતિની અજોડતા માટે ચર્ચા કરતા જોયા છે.

'મનમોહન બલિહાર ગાંધીજી શુર સૈન્ય સરદાર ગાંધીજી'ના ગીતથી શરૂ થતી સરદાર વલ્લભભાઈ અને શિવજી દેવશી વિગેરેની પાટણમાં સુણડીવટની સભાઓ યોજતા નિહાળ્યા છે.

દારૂ નિષેધ, વિદેશી કાપડની હોળી અને રેંટીઆ પ્રવૃત્તિ વિગેરેમાં ભાગ લેતા અને 'સ્વદેશી વસ્ત્ર ભંડાર' જેવી રાષ્ટ્રીય સંસ્થાના સંચાલક તરીકે કામ કરતા જોયા છે. મણુસાવાળા કેશવલાલ નગીનદાસ સાથે ગામે ગામ ખાદીનું વેચાણ કરવા અને સ્વદેશીનો પ્રચાર કરવા જતા નિરખ્યા છે.

આ બધી પ્રવૃત્તિમાં ગળાબુડ ડુબેલા નિરખ્યા છે, તેવા જ તેમને પાછળથી વિચાર વિનિમય પછી મહાત્માજી, કાકા કાલેલકર અને સરદાર વિગેરે ઉચ્ચ કક્ષાઓના નેતાઓ સાથે આ બધી પ્રવૃત્તિઓ અને તે દ્વારા ભારતમાં પાશ્ચિમાત્ય સંસ્કૃતિને વેગ આપવો છે.

પરિણામે ભારતની સંસ્કૃતિને કેવી ઘાતક નિવડશે તેનો વિચાર વિનિમય કરતાં પણ જોયા છે, જ્યારે દુનિયામાં કોઈ માનતું ન હોતું ત્યારે તેમણે કહ્યું હતું કે અંગ્રેજોને જે સ્વરાજ્ય આપવું છે. આ બધી પ્રવૃત્તિ આપણને ખોટા હાથા બનાવવા રૂપ છે. લોર્ડ વિલીંગટને બળદોની જાત સુધારણાની પ્રવૃત્તિ આરંભી ત્યારે કોઈ ન માને તેવી ઘોષણા તેમણે કરી હતી કે આ બળદ-કે પશુઓની જાત સુધારણા નથી પણ યાંત્રિક ખેતી તરફ ભારતને ઘસડવાની એક ચાલ છે. વનસ્પતિ આહારના મીશનો વનસ્પતિ આહારને વેગ આપવા માટે નથી પણ માંસાહારના વેગ માટેનો છે. આ બધી વાતો તેમણે સ્વરાજ્ય ૧૯૪૮ માં આવ્યું પણ તેમણે ૧૯૩૫ થી ૧૯૪૦ સુધીમાં પંચ પ્રતિક્રમણ વિગેરે ગ્રંથોની પ્રસ્તાવનામાં તેમજ જુદા જુદા હેન્ડબીલો અને પત્રિકા દ્વારા અને પોતાના વક્તવ્યમાં જોર-શોરપૂર્વક જણાવ્યું છે. જે આજે અત્યંત સત્ય નિવડયું છે. ભારતીય સંસ્કૃતિની ખુબી વિદેશી ચાલ વિગેરે સંબંધી ૭૦૦ થી ૮૦૦ લેખો લખ્યા છે જેમાંથી હજી ઘણા અપ્રસિદ્ધ છે. આ હતી તેમની દીર્ઘદૃષ્ટિતા અને ભારતીય સંસ્કૃતિ પ્રત્યેની પરમ ભાવના.

મહાત્માજીની અને તે જાતની રાષ્ટ્રીય પ્રવૃત્તિમાં જોડાયા છતાં કદિ તેમણે ખાદીની ટોપી કે ઝોળી બદલી નથી. તેમનો અસલ સૌરાષ્ટ્રવાસી ફેંટો ખેસ કોટ વિગેરે તેમનો વેષ હતો અને તેજ વેષ તેમણે જીંદગી સુધી રાખ્યો છે. એના આ વેશને અનુરૂપ ખમીર તેમણે જીંદગીભર બતાવ્યું છે. જીવનમાં માણસને સાંસારિક, આર્થિક અને



વ્યાવહારિક ઘણા વિકટ પ્રસંગો આવે છે. તેમ તેમને પણ જીવનમાં ઘણા વિકટ પ્રસંગોનો સામનો કરવો પડયો છે. આ બધા પ્રસંગોમાં કોઇપણ વખત તેમણે દીનતા બતાવી નથી કે તેમના સિદ્ધાંતનો ભોગ આપ્યો નથી.

મારા અનુભવની વાત છે. પાટણમાં તે વિદ્યાભુવન સંસ્થા ચલાવતા હતા. આ સંસ્થામાં તે અવેતનિક કામ કરતા હતા. બજારમાં સ્વદેશી વસ્ત્ર ભંડારનું સંચાલન કરતા પણ તેની આવક સાધારણ હતી. આ બાજુ કુટુંબમાં પિતા, નાનાભાઈ વખતચંદ અને તેનો પરિવાર તથા પોતાનો પરિવાર આ બધાના પોષણની જવાબદારી તેમના શિર હતી. આર્થિક મુશ્કેલી ખુબ હતી. છતાં જાહેર સંસ્થામાં વેતન લઇ સંચાલક તરીકે ન રહેવું તે આદર્શના કારણે ગમે તેટલી વિપત્તિ છતાં તે સિદ્ધાંતને વળગી રહેતા હતા. આ પછી પણ રાધનપુર-મહેસાણા અને કલકત્તા વિગેરે સ્થળોએ કામ કરતાં પણ તેમની આર્થિક મુશ્કેલીના ઘણા પ્રસંગો આવ્યા છે. પણ કોઈ વખત તેમણે દીનતા બતાવી નથી, કોઈની મહેરબાની ઉપર જીવન જીવ્યા નથી કે પોતાના સિદ્ધાંતમાં રહેજ પણ છૂટછાટ મુકી નથી. તેમણે આખી જીંદગીમાં કોઈ ખાસ ધંધો કર્યો નથી કે કોઇ વેતનિક નોકરી સ્વીકારી નથી. પોતાનું કર્તવ્ય બજાવતાં તેમના પ્રશંસકોના રાગને લઇ જેમને ઠીક લાગ્યું તે આપ્યું તેથી તેમાં તેમણે પોતાનો નિર્વાહ ચલાવ્યો છે. આ હતું તેમનું ખમીર.

વિદ્વાન બુદ્ધિશાળી અને દીર્ઘદ્રષ્ટા હોવા છતાં તે પરમ શ્રદ્ધાળુ ધર્મનિષ્ઠ શ્રાવક હતા. પૂ. પં. ભદ્રકરવિજયજી મહારાજ અને ૧૦૦ આંબિલની ઓળી કરનાર પૂ. પં. શ્રી કાંતિવિજયજી મહારાજે મને કહેલ કે શ્રદ્ધા અને શાસન પ્રત્યેનો યુક્તિયુક્ત પૂર્વકનો અવિહડ રાગ પ્રભુદાસભાઈમાં છે તેવો ભાગ્યે જ જોવા મળશે.

શ્રી જૈન શ્વેતાંબર કોન્ફરન્સે સીદાતા શ્રાવકની ભક્તિ માટે સાધર્મિક ફંડની યોજના રજુ કરી. શ્રી પ્રભુદાસભાઇએ આના વિરોધનો લેખ લખ્યો અને જણાવ્યું કે શ્રાવકો માટે આવું ફંડ કરી તેનું ખમીર ઘટાડાય છે. આ વાત પ. પૂ. આ નંદનસૂરીશ્વરજી મ. ને ન ગમી. મારી અને ભગુભાઈ સુતરીયાની સમક્ષ શ્રી પ્રભુદાસભાઇને તે લેખ તેમની સામે રજુ કરી ખુબ તતડાવ્યા છતાં શ્રી પ્રભુદાસભાઇએ જરાયે ખોટું ન લગાડ્યું અને પૂજ્ય આચાર્ય મહારાજને કહ્યું કે હું નિરાંતે આપની પાસે આવીશ અને આપની વાત સમજવા પ્રયત્ન કરીશ. આ પછી પણ પૂર્વવત્ જ તેમની પ્રત્યેનો સદ્ભાવ કાયમ રાખ્યો. પણ મનમાં જરાયે રોષ ન આણ્યો. આવું એક જગ્યાએ નહિ પણ ઘણી જગ્યાએ તેમના વિચારો પૂ. આચાર્ય મહારાજને કે મુનિભગવંતોને પસંદ ન આવે અગર તેની ઘેડ ન



બેસે ત્યારે તેમને ઘણી જગ્યાએ ઠપકો સાંભળવો પડતો, પરંતુ તે ઠપકો ગળી જતા. પરંતુ તેમની પ્રત્યેનો ભક્તિભાવ તો તેવો ને તેવો જ રહેતો.

શ્રી પ્રભુદાસભાઈ શાસ્ત્રાભ્યાસી અને વિદ્વાન્ હોવા છતાં પર્યુષણાદિમાં કોઈ વખત સાધરણ ટબો વાંચનાર સાધુ ભગવંત હોય તો પણ તેમનું વ્યાખ્યાન શ્રદ્ધાપૂર્વક સાંભળતા અને ઉચ્ચારતા કે વ્યાખ્યાનના શબ્દોની કિંમત નથી પણ પરમત્યાગીના મુખે ઉચ્ચારેલા શબ્દોની કિંમત છે. ટુંકમાં પરમમૂર્તિમંત શ્રાવકને છાજે તેવા શ્રદ્ધાશીલ શ્રાવક હતા.

શાસનના કંઈ પ્રસંગોમાં એક બીજા સમુદાયના આચાર્યો સાથે વિચાર વિનિમય કરવો હોય તો શ્રી પ્રભુદાસભાઈ તેઓની સાંકળરૂપ હતા. વિ. સં. ૧૯૯૦ ના મુનિ સંમેલનમાં અને બીજા ઘણા પ્રસંગોમાં પ. પૂ. આચાર્ય વિજયનેમિસૂરીશ્વરજી મહારાજે તેમનો ઉપયોગ કર્યો છે અને તેમની સલાહ લીધી છે.

પ. પૂ. આ વિજય વલ્લભસૂરીશ્વરજી મહારાજે પંજાબ, ગુજરાનવાળા ગુરુકુલની સ્થાપના કરી ત્યારે તેના પ્રારંભમાં શી વ્યવસ્થા કરવી અને ગુરુકુળ કઈ રીતે ચલાવવું તેની સમજ અને વ્યવસ્થા માટે શ્રી પ્રભુદાસભાઈને બોલાવ્યા હતા અને તેની તેમણે પૂર્ણ ગોઠવણ કરી હતી.

પ. પૂ. આ વિજયનીતિસૂરીશ્વરજી મ. નો તો તેમના ઉપર પરમ ઉપકાર હતો. શ્રી યશોવિજય જૈન સંસ્કૃત પાઠશાળાના અભ્યાસ પછી વિશિષ્ટ ન્યાય વ્યાકરણનો અભ્યાસ વીરમગામ, વીસનગર વિ. ઠેકાણે તેમણે તેમના સાન્નિધ્ય અને નિશ્રામાં કર્યો હતો. અને ત્યારપછી પાટણની વિદ્યાભુવનની સ્થાપનામાં અને ત્યારબાદ રાધનપુર તે સંસ્થા લઈ જવામાં તેમનો પુરો સહયોગ હતો. પ્રથમ પૂ. આ નીતિસૂરીશ્વરજી મ. ના સાધુઓને અભ્યાસ કરાવવા દ્વારાજ તેમની પંડિતપણાની કારકીર્દિ શરૂ થઈ હતી. અને આચાર્ય મ. સ્વર્ગવાસ પામ્યા ત્યાં સુધી તેઓના નિકટવર્તી હતા.

પ. પૂ. આ. સાગરાનંદસૂરીશ્વજી મહારાજે પાટણમાં આગમવાચના આપી ત્યારે શ્રી પ્રભુદાસભાઈએ તેમાં પુરો રસ લીધો હતો અને શ્રાવકને છાજે તે રીતે તેમણે આગમવાચનાનું શ્રવણ કર્યું હતું.

પ. પૂ. આ સિદ્ધિસૂરીશ્વરજી મહારાજ પાટણ પધાર્યા ત્યારે તેમના ભક્તિભીના 'શિલા વજ્રમયી તલે'ના ઉચ્ચારો આજે પણ અમારા કાનમાં ગાજે છે. અને તેઓની તેઓને વંદન કરવા અમે જતા ત્યારે શ્રી પ્રભુદાસભાઈ અમારી સાથે આવતા અને તેઓના વ્યક્તિસભર નવસ્મરણોની ગણનાને ભાવવિભોર બની સાંભરતા.

## શ્રીમદ્ યશોવિજયજી જૈન સંસ્કૃત પાઠશાળા

પ. પૂ. આ. વિજયરામચંદ્રસૂરીશ્વરજી મ.ના વ્યાખ્યાનોના તેઓ પ્રશંસક હતા. તેમણે મારી આગળ ઘણી વખત કહ્યું છે કે શાસ્ત્રના કઠીનમાં કઠીન વિષયને સરળ રીતે સમજાવવાની તેમની શક્તિ અપૂર્વ છે.

આ એક નહિ પણ દરેક સમુદાયના આચાર્ય ભગવંતો અને તેઓની સાથે વિચાર-વિનિમયમાં વિશ્વસનીય સ્થાન ધરાવતા.

મને બરાબર યાદ છે કે શાસનના કાર્ય માટે એક વખત તેમણે એક કાગળ પ. પૂ આ. વિજયરામચંદ્રસૂરિજીને લખ્યો અને બીજો કાગળ પ. પૂ. આચાર્ય વિજયનંદનસૂરિજીને લખ્યો. પરંતુ લખ્યા પછી કાગળ બીડતાં પ પૂ. આ. વિજયરામચંદ્રસૂરિજીના કવરમાં પ. પૂ. આ. નંદનસૂરિજીનો કાગળ બીડયો અને પ. પૂ. આ. રામચંદ્રસૂરિજી ઉપરનો લખેલો કાગળ પ. પૂ. આ. નંદનસૂરિજીના કવરમાં બીડયો. આ બન્ને પૂ. આચાર્યો અમદાવાદમાં બીરાજતા હતા. આ કાગળો બંને આચાર્યોને મળતાં તેમણે એક બીજાને પહોંચાડયાં. આમ ભિન્ન ભિન્ન વિચારસરણી ધરાવતા બન્નેના તે વિશ્વાસભાજન હતા. જે પૂર્ણ તટસ્થતા વિના સંભવી ન શકે.

આમ શ્રી પ્રભુદાસભાઈ દરેક સમુદાયના વિચારવિનિમયમાં વિશ્વાસભાજન હતા.

જુદા જુદા મંડળો તેના બંધારણો વિગેરેના શ્રી પ્રભુદાસભાઈ પુરા અભ્યાસી હતા. તેમને મન જૈનશાસનની ચતુર્વિધ સંઘની અને ભારતની મહાજન પ્રથા સર્વશ્રેષ્ઠ હતી. ભગવાન મહાવીર પરમાત્માએ કરેલ ચતુર્વિધ સંઘની રચના અને તેના દરેક અંગોની જવાબદારી અને કાર્યક્ષેત્ર ખુબ જ સાંગોપાંગ અને વ્યવસ્થિત છે. અને તેને મુખ્ય રાખીને અગર તેની નિશ્રા સ્વીકારીને જ દરેક સંસ્થા થવી જોઈએ તેવો તેમનો આગ્રહ હતો. આને વિશદ રીતે ચર્ચતા તેમણે ઘણા લેખો લખ્યા છે.

શ્રી પ્રભુદાસભાઈએ શ્રીમદ્ યશોવિજયજી જૈન સંસ્કૃત પાઠશાળામાં અભ્યાસ કર્યો તે ઉપરાંત તેમણે ન્યાય વ્યાકરણનો અભ્યાસ પ. પૂ. આ. વિજયનીતિસૂરીશ્વરજી મ.ની નિશ્રામાં કર્યો પરંતુ તેમની પઠન-પાઠનની રીત અનોખી હતી. ગાથા કે સૂત્ર ગોખવું તેનો અર્થ કરવા માત્રથી તેમને સંતોષ નહોતો થતો. કોઈપણ ગ્રંથનું તે પઠન કે પાઠન કરતા કે કરાવતા ત્યારે તે ગ્રંથમાં આવનાર તમામ વિષયનું પૃથક્કરણ કરવાની તેમની રીત હતી. આખા ગ્રંથમાં કયા કયા વિષયો છે. તેમની કેવી રીતની ગોઠવણ છે તે આંગળીના વેઢે ગણી શકાય. વધુમાં તે કેવળ ધાર્મિક કે ચાલુ પરંપરાના ગ્રંથના અભ્યાસક

જ નહોતા પરંતુ સાહિત્યક્ષેત્રમાં બહાર પડતા તમામ પુસ્તકોના અવગાહક હતા. જેથી કોઈ વાત તેમના ધ્યાન બહાર ન રહેતી.

તેમણે પાટણમાં હેમચંદ્રાચાર્ય સભા દ્વારા 'અનેકાન્ત પ્રવેશ' 'તિલક મંજરી' વિગેરે ગ્રંથોનું સંશોધન અને સંપાદન કર્યું હતું. તદુપરાંત પાટણમાં કર્મવિચાર ભા. ૧-૨ 'કરેમિ ભંતે સૂત્ર' વિગેરે ગ્રંથો લખ્યા હતા. પાટણ છોડ્યા પછી 'પ્રાકૃત પ્રવેશિકા' જીવનવિકાસ વિગેરે અને પાઠશાળાના મેનેજરપદે આવ્યા પછી સંસ્થા દ્વારા પ્રકાશિત થતા ઘણા ઘણા ગ્રન્થોને વિશદ રીતે સંપાદિત કર્યા છે.

પ્રભુદાસભાઈના પઠનપાઠનથી તૈયાર થયેલ ઘણા સાધુ ભગવંતો છે. તેમજ આજના પંડિત શ્રી છબીલદાસ, પંડિત શ્રી શિવલાલ, શ્રી વાડીભાઈ વિગેરે અને તેમના વિદ્યા ભુવનના સંચાલનકાળમાં તૈયાર થયેલ શ્રી શાંતિલાલ સાઠંબાકર, શ્રી મણિલાલ ગણપતલાલ અને મારો તેમાં સમાવેશ થાય છે.

પંડિત પ્રભુદાસભાઈએ તેમના જીવન દરમિયાન ખૂબ સુંદર સુવાસ ફેલાવી હતી. ઉ. ધર્મસાગરજી ગણિ, પૂ. પં. કાંતિવિજયજી ગણિ, પૂ. પં. અભયસાગરજી, પ્રસિદ્ધવક્તા મુનિશ્રી ચંદ્રશેખરવિજયજી અને મુનિશ્રી રત્નભૂષણવિજયજી મ. આદિને તેમણે તેમના વિચારો અને આદર્શોથી પ્રભાવિત કર્યા હતા. પૂ. મુનિશ્રી ચંદ્રશેખરવિજયજી તો વિચારોની દિશામાં તેમને પિતાગુરુ માને છે.

તેમના જીવન અને વિચારોથી આકર્ષાયેલ ગૃહસ્થ વર્ગ પણ ઓછો નથી. શેઠશ્રી જીવતલાલ પ્રતાપશી, કલકત્તાનિવાસી છોટમલજી સુરાણા, કનૈયાલાલ વૈદ, ડો. કામદાર, મોહનલાલ ચુનીલાલ ધામી, હિતમિતના તંત્રી, માસ્તર ગોરધનદાસ વિગેરે વિગેરે વિપુલ વર્ગ છે. આ વર્ગે નિરાકાંક્ષી પ્રભુદાસભાઈની હંમેશાં સારસંભાળ અને ગવેષણા રાખી છે. અમે તેમના બોલને પડતો જીલ્યો છે. આ હતી ટુંકમાં તેમની પ્રભા.

હવે તેમનો જન્મ, અભ્યાસ કારકીર્દિ વિગેરેની ટૂંક વિગત જોઈએ.

પિતા બેચરદાસ અને માતા મોંઘીબાઈના આ પુત્રરત્નનો જન્મ વિ. સં. ૧૯૪૯ના મહામાસમાં બોરડીમાં થયો હતો. નામ પ્રભુદાસ પાડ્યું.

૨૫૦ માણસની વસતીવાળા સમઢીયાળા ગામમાં પિતાશ્રી બેચરદાસે ધંધા માટે હાટડી માંડવાથી શ્રી પ્રભુદાસભાઈ પણ ત્યાં ગયા. ત્યાં નિશાળ ન હોવાથી તેની નજીક એક ગાઉ દૂર પડાસણમાં ચાર ગુજરાતી સુધીનો અભ્યાસ કર્યો. માતા મોંઘીબા પ્રભુદાસ-

ભાઈની નવ વર્ષની ઉંમરે ગુજરી જવાથી તેમનો અભ્યાસ અને ઉછેર જુદા જુદા સહારાથી અંગ્રેજી ધોરણ બે સુધીનો સરધાર અને આટકોટમાં કર્યો.

તેમની માતા મોંઘીબા શ્વે. મૂ. પૂજક પરંપરાના દોશીકુટુંબના હતા. પરંતુ ગામડામાં રહેવાથી રામાયણ અને મહાભારત સાંભળવામાં તેમને ખૂબ રસ હતો. નાનપણમાં વાંચતાં આવડતાંની સાથે જ શ્રી પ્રભુદાસભાઈનું વાંચન માતાની તથા તેમના સરખા પરિવારને સંભળાવવામાં રામાયણનું રહ્યું. જેને લઇ ભારતીય સંસ્કૃતિ પ્રત્યેના પ્રેમના બીજ નાનપણથી જ રોપાયાં.

બાળપણથી જ સ્વભાવે ખુબ શાંત અને સહનશીલ. માતા ઘરના કોઇ કામકાજ અંગે બહાર જવાનું થાય તો આ નાના પ્રભુદાસ ઘરમાં રહે અને માતા બહારથી બંધ કરીને જાય. કોઈ દીવસ તેણે ખાવાનો, પીવાનો, પહેરવાનો કે ઓઢવાનો કજીઓ કર્યો નથી કે અસંતોષ દાખવ્યો નથી. માતાનું વ્હાલ તેમને નાનપણથી જ છીનવાયું. તેમની નવ વર્ષની ઉંમરે માતા મૃત્યુ પામ્યા. પિતા ગામડાના વ્યવસાયમાં ગુંથાયેલા. નાનો ભાઈ વખતચંદ છ વર્ષનો હતો.

આ નાના પ્રભુદાસે રસોઈ પાણી અને ઘરની બધી વ્યવસ્થા સંભાળી લીધી અને પોતાનો અભ્યાસ પોતાના સાથીઓને ભણાવવા દ્વારા પાકો કરી પોતાના વર્ગમાં પહેલો નંબર મેળવતા.

બાળપણનો ઉછેર પરિશ્રમ અને સહનશીલતાથી એવી રીતે થયો કે જેને લઇ આગળ ઉપર તેમને વધુ મમતા કે દ્વેષ કોઇ ઉપર જાગ્યો નથી.

તેમની ઉંમર ચૌદ વર્ષની હતી. તે અરસામાં એટલે વિ. સં. ૧૯૬૩માં રાજકોટમાં પ્લેગ જેવો ઉપદ્રવ થયો. પૂ. પં. નીતિવિજયજી મ. (પાછળથી પૂ. આ. નીતિસૂરીશ્વર જી. મ.) રાજકોટ ચાતુર્માસ હતા તે પ્લેગના કારણે રસધાર પધાર્યા. ચોમાસા બાદ સમઢિયાળા આવતાં શ્રી પ્રભુદાસ પૂ. આચાર્ય મ.ના પરિચયમાં આવ્યા અને તેમને મહેસાણા પાઠશાળામાં દાખલ થઇ અભ્યાસ કરવા જણાવ્યું. પિતાએ સંમતિ આપી વિ. સં. ૧૯૬૩ના શ્રાવણ સુદ–૩ના મહેસાણા પાઠશાળામાં દાખલ થયા.

અહિં નવકારથી ભણવાનું શરૂ કર્યું. પંચપ્રતિક્રમણ ચાર પ્રકરણ કર્મગ્રંથાદિના અભ્યાસ બાદ લઘુવૃત્તિ વિગેરે ગ્રંથો શરૂ કર્યા. આ અભ્યાસ વખતે તેમના શિક્ષક તરીકે

પંડિતજી સુખલાલજી, પંડિત ભગવાનદાસભાઈ, શ્રી રામલક્ષ્મણ શાસ્ત્રી, તથા રઘુવંશી મણિશાસ્ત્રી હતા.

વધુ વિશિષ્ટ અભ્યાસ પ. પૂ. પં. શ્રી નીતિવિજયજી મ.ના વીરમગામ અને વીસનગરના ચાતુર્માસ દરમિયાન શ્રી પ્રભુદાસભાઈ, શ્રી વીરચંદભાઈ, ઠાકોર વિગેરે ચાર પાંચ વિદ્યાર્થીઓએ સાથે મળી તેમની નિશ્રામાં કર્યો.

અભ્યાસ બાદ શરૂઆતમાં પૂ. પં. નીતિસૂરીશ્વરજી મ.ના શિષ્યોને પઠન પાઠન કરાવવાનું શરૂ કર્યું અને ત્યારબાદ પાટણથી તેમની કારકીર્દિ શરૂ થઈ. પાટણમાં શ્રી હેમચંદ્રાચાર્ય સભા દ્વારા પઠન પાઠન અને 'અનેકાંત પ્રવેશ' આદિ ગ્રંથોનું સંશોધન અને પ્રકાશન કર્યા.

આ પછી તે રાષ્ટ્રીય પ્રવૃત્તિમાં જોડાયા. 'સ્વદેશી વસ્ત્ર ભંડાર" નામની પેઢી 'દિવાળીબાઈ ઉદ્યોગશાળા' અને બીજી ઘણી રાષ્ટ્રીય પ્રવૃત્તિ દ્વારા પાટણની પ્રાંતિક સમિતિના સેક્રેટરી અને તે વખતે ચાલતા વડોદરા પ્રજામંડળ વિગેરેની પ્રવૃત્તિમાં મુખ્ય ભાગ ભજવ્યો.

તેમણે મહેસાણામાં ધાર્મિક અભ્યાસ કર્યો હતો. તદુપરાંત પૂ. પં. નીતિસૂરીશ્વરજી મ.ની નિશ્રામાં કાવ્ય-વ્યાકરણ સાહિત્યનો વિશિષ્ટ અભ્યાસ કર્યો હતો. તે વખતે સરકારી શાળાઓ છોડવાનો અને રાષ્ટ્રીય શાળાઓ ચાલુ કરવાનો પવન ફુંકાતો હતો. પ્રભુદાસભાઈને લાગ્યું આપણે એવા વિદ્યાર્થી તૈયાર કરીએ કે જે દુનિયાના બધા ક્ષેત્રોના વાકેફગાર સાથે ધાર્મિક અભ્યાસી અને ખડતલ હોય. આ તેમની ઉર્મિને તે વખતે પાટણમાં બિરાજતા પ. પૂ. સન્મિત્ર સદ્ગુણાનુરાગી કર્પૂરવિજયજી મ.નો ટેકો મળ્યો અને તેમણે રૂા. ૧૬૦૦૦ ની મદદ શ્રી ગોધાવીવાળા ત્રિભોવનદાસ પાસે અપાવી. અને વિ. સંવત ૧૯૭૮ માં પાટણ જોગીવાડે દશાપોરવાડની વાડીમાં ટાંકી પાસે વિદ્યાભુવન નામની સંસ્થા શરૂ કરી.

આ સંસ્થામાં વિદ્યાર્થીઓ હાથે રસોઈ, પાણી, વાસણ બધું કરતાં, નોકર માત્ર શિક્ષકો. રાષ્ટ્રીય પ્રવૃત્તિને વેગ હતો. એટલે એ સંસ્થામાં વિદ્યાર્થીઓ ખાદી પહેરતા, રેંટિયો કાંતતા. ઉદ્યોગોમાં શિવણ, સુથારી બધું રહેતું. ઇંગ્લીશ, ગુજરાતી, ગણિત ધાર્મિક અને સાહિત્યના અભ્યાસ માટે વિશિષ્ટ શિક્ષકો રોકાતાં. પોતાના આદર્શ મુજબ આ સંસ્થા તેમણે ૭ વર્ષ ચલાવી. અને આ સંસ્થા રાષ્ટ્રીય પ્રવૃત્તિનું કેન્દ્ર બની. આ સંસ્થામાં સરદાર, ઇન્દુલાલ યાજ્ઞિક, સુમન્ત મહેતા વિગેરે દેશનેતાઓ આવતા. કાકા કાલેલકર અર્થ-

શાસ્ત્રી ત્રિકમભાઇ વિગેરે સાહિત્યિક વિદ્વાનો આવતા. પંડિત સુખલાલજી, પંડિત ભગવાનદાસભાઈ, પંડિત બહેચરદાસ વિગેરે જૈન વિદ્વાનો પણ આવતા અને અવર-નવર પ. પૂ. આ. વિજયનેમિસૂરીશ્વરજી મ. પ. પૂ. આ. નીતિસૂરીશ્વરજી મ. પ. પૂ. આ. સાગરાનંદસૂરીશ્વરજી મ. પ. પૂ. આ વલ્લભસૂરીશ્વરજી મ. આદિનો પણ આ સાથે સતત પરિચય રહેતો. આમ આ સંસ્થા ધાર્મિક રાષ્ટ્રીય પ્રવૃત્તિના મિશ્ર કેન્દ્રરૂપ બની.

ચૌરીચૌરાના પ્રકરણ પછી પંડિત પ્રભુદાસભાઈની વિચારધારા પલટાણી. તેમણે આ પ્રવૃત્તિ સંકેલવા માંડી અને આ સંસ્થા પૂ. આ નીતિસૂરીશ્વરજી મ. ના ઉપદેશથી રાધનપુર ગઇ. ત્યાં થોડો વખત પાટણની માફક પ્રવૃત્તિ ચાલુ રહી પણ પાછળથી શ્રી પ્રભુદાસભાઇને 'ટી-બી'ની અસર થઈ. તેઓએ રાધનપુર છોડ્યું. રાજકોટ તબીયતના કારણે રહ્યા. અને તે વિદ્યાભુવન સંસ્થા 'કાંતીલાલ ઇશ્વિરલાલ મોરખીયા બોર્ડીંગ'ના નામે પલટાણી.

'યશોવિજય જૈન ગુરૂકુળ', અમદાવાદનું 'વિદ્યા મંદિર' આ બધી સંસ્થાઓ 'યશોવિજયજી જૈન સંસ્કૃત પાઠશાળા'ને લક્ષમાં રાખી તેના સરખા ઉદ્દેશને વરી શરૂ કરવામાં આવેલી પણ ફક્ત 'મહેસાણા પાઠશાળા' સિવાય બધી સંસ્થાઓ પોતાના ધ્યેયમાં અલ્પજીવી રહી છે. યશોવિજય ગુરૂકુળ, વિદ્યાર્થી મંદિર કે શ્રી પ્રભુદાસભાઈનું વિદ્યાભુવન બધાં જ તે દિવસે પોતાનું ધ્યેય પલટી બોર્ડીંગમાં રૂપાંતર પામ્યા છે.

વિદ્યાભુવન છોડ્યું ત્યારે ટી. બી. થી પ્રભુદાસભાઇ ઘેરાયેલા હતા. તેમના આર્થિક સંજોગો સારા ન હતા. પણ જીવનમાં પ્રસન્નતા હતી. તે કાળે ટી. બી. માટેના ઔષધો ખુબ જ અલ્પ છતાં ટી.બી.થી મુક્ત બની લાંબું જીવન જીવી શક્યા હોય. તો તેમના જીવનના અંત સુધી ખાવા પીવાના ખૂબ જ સંયમને આભારી છે. પાનસરમાં વૈદ્યરાજ કાલીદાસભાઇની સાન્નિધ્યતામાં તેમને ટી. બી. નો રોગ નિર્મૂળ કર્યો અને ત્યારબાદ પોતાની પ્રવૃત્તિને અનુરૂપ હતી તે શ્રી મહેસાણા પાઠશાળામાં જોડાયા. મહેસાણા પાઠશાળાના ટ્રસ્ટીઓએ પણ તેમણે ખુબ અનુકુળતા કરી આપી અને તેમના કાળમાં જે અગાઉ સંસ્થાએ પ્રવૃત્તિ નહોતી સાધી તે પ્રવૃત્તિ સાધી. જેના ફળરૂપે પં. વાડીલાલ, પં. છબીલદાસ, પં. શિવલાલ, પં. પુખરાજજી વિગેરે તેજસ્વી વિદ્યાર્થીઓનો ફાળ તેમના કાળમાં થયો.

શ્રી પ્રભુદાસભાઇ મ્હેસાણામાં મેનેજરપણે રહ્યા છતાં શાસનના સર્વ અંગોમાં તેમને રસ હોવાથી દરેક પ્રવૃત્તિમાં રસ લેતા. પરિણામે મહેસાણા સંસ્થામાં પુરું ધ્યાન



ન આપી શકાય તો તે સંસ્થામાં રહેવું વ્યાજબી ન જણાવાથી તેમણે મહેસાણા છોડયું અને તેમની પ્રત્યેના પરમરાગવાળા શેઠ છોટમલજી સુરાણા અને કનૈયાલાલ વેદના આગ્રહથી કલકત્તા ગયા. અહિં પાંચેક વર્ષ તેમણે ગાળ્યાં.

સ્વતંત્રતા મળ્યા બાદ સરકાર તરફથી પબ્લીક ટ્રસ્ટ એકટ, ભિક્ષુક ધારો વિગેરે શાસનને ભયંકર નુકશાન કરતાં કાયદાઓ આવવા માંડયા. કલકત્તામાં રહે રહે તે ધારાઓનો લેખો અને પત્રિકાઓ દ્વારા તે પડકાર કરતા તેને કારણે અવારનવાર તેમને ગુજરાતમાં આવવું પડતું. પણ વ્યવસ્થિત કાર્ય થતું ન હતું.

પ. પૂ. ધર્મસાગરજી ગણિ અને બીજા તેમની વિચારધારાને અનુસરતા મુનિપુંગવોનો ખાસ આગ્રહ હતો કે શ્રી પ્રભુદાસભાઈ ગુજરાતમાં રહે તો સારું. જેને લઈ વિ. સં. ૨૦૧૮માં શ્રી ગોરધનદાસ માસ્તર હું અને હિતમિતપથ્યના તંત્રી કલકત્તા ગયા અને તેમને કલકત્તા છોડાવી રાજકોટ લાવ્યા.

રાજકોટ આવ્યા બાદ શાસનની સર્વ પ્રવૃત્તિમાં તે ઓતપ્રોત રહ્યા. પબ્લીક ટ્રસ્ટ એકટનો મુંબઇ દિલ્હીમાં કેસ ચાલ્યો આ કેસમાં તેમની વિચારસરણીના હાર્દને સમાવવામાં આવ્યું જેને પરિણામે દિલ્હી સુપ્રીમકોર્ટમાં આપણને અંશતઃ સફળતા મળી.

પછીના વર્ષોમાં શાસનને નુકસાન કરતી હરકોઇ પ્રવૃત્તિ પછી તે કોઇ મંડળ દ્વારા સરકારદ્વારા કે ગેરસમજથી સાધુભગવંત દ્વારા થઇ હોય તો તેમાં લાલબત્તી ધરવાનું તે કામ કરતા અને જરૂર પડે તે તે સ્થળે જાતે પહોંચી તેને અટકાવવા તેઓ પ્રયત્ન કરતા.

વીર નિર્વાણ પચીસસો વર્ષની ઉજવણીના પાંચ વર્ષ પહેલાં તેમણે લાલબત્તી ધરી કે આ ઉજવણી નુકશાનકર્તા છે અને તેથી શાં શાં નુકશાન થશે? આ માટે તેમણે જૈન શાસનમાં મત કેળવ્યો. અને તેમની આ વાત જાણી કેટલાક આચાર્યો અને મુનિપુંગવો વીરનિર્વાણ પચીસસો વર્ષની ઉજવણીની વિરોધ પ્રવૃત્તિમાં જોડાયા. આ પ્રવૃત્તિના મુખ્ય પ્રણેતા જો કોઇ હોય તો તે પ્રભુદાસભાઇ.

શરીર નાદુરસ્ત છતાં શાસનની પ્રત્યેક પ્રવૃત્તિમાં તેમને રસ હતો. શાસનમાં ઐક્ય માટે તેમણે રાત અને દિવસ જોયા નથી. જૈનશાસનની અપ્રતિમતા જણાવવા તેમણે હજારો લેખો લખ્યા છે.

તેમણે તેમના વિચારોથી પૂ. મુનિશ્રી ચંદ્રશેખરવિજયજી અને મુનિશ્રી રત્નભૂષણવિજયજીને સારા પ્રભાવિત કર્યા છે અને આજે પણ તેઓ તેમની વિચારધારાને પ્રસરાવી રહ્યા છે.

## ॥ શ્રીમદ્ યશોવિજયજી જૈન સંસ્કૃત પાઠશાળા ॥

જૈનશાસનના અવિહડ રાગનું પ્રતીક એટલે પ્રભુદાસભાઈ! ભારતની સંસ્કૃતિના અજોડ પુરસ્કર્તાની પ્રતિકૃતિ એટલે પ્રભુદાસભાઈ અને આ કાળમાં જૈનશાસનમાં સમકિતના લક્ષણોનો પ્રત્યક્ષ અનુભવ જોવો હોય તો પ્રભુદાસભાઈમાં જોવા મળતો.

છેલ્લી માંદગી વખતે હું તથા શ્રી શાંતિલાલ સાઠંબાકર રાજકોટ હાજર હતા તેમને સંતાનની કે કોઇની ચિંતા ન હતી. તેમને જૈનશાસન, સાધુ, સાધ્વી, જૈન મંદિર અને ભગવાનનું સ્મરણ હતું.

તેમને શ્રી હિંમતલાલ, બાબુભાઈ, હરસુખ, કેશુભાઇ, વસંતલાલ, પાંચ પુત્રો અને શ્રી કાંતાબેન અને લીલીબેન બે પુત્રીઓ છે.

તેમના સ્વર્ગવાસ પછી તેમના અ. સૌ. ધર્મપત્ની દીવાળીબેન (જેમને અમે બા કહેતા હતા) તે પણ બે વર્ષ ઉપર સ્વર્ગગમન પામ્યા છે.

કુટુંબ ધર્મસંસ્કારી છે. તે જે મકાનમાં રહેતા તે મકાનમાં આજે પણ તેમના ધર્મનિષ્ઠ સંસ્કારોને સૂચવતું ઘરદેરાસર મોજુદ છે.

શ્રાવકગણમાં, પંડિતગણમાં કે વિચારકવર્ગમાં તેમનું સ્થાન પુરે તેવી વ્યક્તિ જૈન–શાસનમાં આજે જડવી મુશ્કેલ છે.

તેઓ અમારા પરમ ઉપકારી હતા. વિદ્યાદાતા હતા. અને આજે જે અમારામાં કાંઈ હોય તો તે બધો ઉપકાર તેઓને આભારી છે.

આ તેમની જીવન પરાગ છે. જીવનચરિત્ર નથી. તેમનું જીવનચરિત્ર તો ૧૦૦૦ પાનાના પુસ્તકે પણ તેમના જીવનની આછી ઝાંખી કરાવનારૂં થાય.

શ્રી પ્રભુદાસભાઈનું જીવન શાસનને સમર્પિત હતું અને તે ભારતની સંસ્કૃતિને સમર્પિત હતા.

તેમનો આત્મા શાંતિ પામો તેવી શાસનદેવ પ્રત્યે પ્રાર્થના.



# શેઠ કસ્તુરચંદ વીરચંદ



શેઠ વેણીચંદભાઈના કાકા શા. કસ્તુરચંદ વીરચંદ મુંબઈના વ્યાપારી જીવનમાં તેઓ જાણીતા ધર્મિષ્ઠ હતાં, એટલું જ નહી, પરંતુ સમજુ અને ઉદાર પુરુષ હતા, એક વખત સંયમ લેવાની પણ તેઓની તૈયારી હતી.

સંજોગવશાત્ ચારિત્રાવરણીય કર્મના ઉદયને લીધે તેઓ સંયમ લઈ ન શક્યા છતાં અવારનવાર ધાર્મિક અનુષ્ઠાનોમાં તેમના જીવનનો ઘણો ભાગ ગયો છે.

તેઓ પુરેપુરા ઉદાર પુરુષ હતાં તેથી જ મૂડીના પ્રમાણમાં વધારે પડતી રકમ તેમણે સત્કાર્યોમાં ખર્ચી છે. શરૂઆતમાં નાણાંની મદદ આપી મહેસાણા પાઠશાળાને પગભર કરવાનું માન એ પુરુષને ઘટે છે.

પૂ. આત્મારામજી મહારાજના પટ્ટધર શિષ્ય સદ્‌ગત આચાર્ય શ્રી વિજયકમલ-સૂરીશ્વરજી મહારાજના સચોટ ઉપદેશથી જ્ઞાનોત્તેજનના કાર્ય માટે તેઓએ પોતાના વ્યાપારમાં બાર આની ભાગ નાંખ્યો હતો.

તેમાંથી ત્રણ વર્ષે રૂા. ૧૨૦૦૦) જેટલી રકમ ઉત્પન્ન થઈ. તે રકમમાંથી એક પાઠશાળા ખોલવામાં આવી. જેમાં પંડિતો રાખવામાં આવે છે. અને ગામોગામથી વિહાર કરી મહેસાણામાં પધારતાં પૂ. સાધુ–સાધ્વીઓના અભ્યાસ માટે સારી ગોઠવણ કરવામાં આવી છે. જેમાં આજે પણ વ્યાકરણ, ન્યાય, કાવ્ય, કોષ વિગેરે શાસ્ત્રોનો અભ્યાસ સમ-દૃષ્ટિથી કરાવવામાં આવે છે. આ શાળા માટે સગવડતાવાળું પોતાનું એક મકાન અર્પણ કરેલ છે.

ત્યાર પછી કસ્તુરચંદભાઈના પત્ની ઝીણીબાઈએ ઉપરની રકમમાં રૂા. ૧૯૦૦૦) ઓગણીસ હજારનો વધારો કરી લગભગ આ રકમ રૂા. ૩૧૦૦૦) એકત્રીસ હજાર સુધી પહોંચાડી છે.

વેણીચંદભાઈની પ્રેરણાથી ઝીણીબાઈએ બીજા પણ અનેક ખાતામાં સારી રકમનો સદ્વ્યય કરેલો છે.

આ "કસ્તુરચંદ વીરચંદ જૈન વિદ્યાશાળા"નો વહીવટ ટ્રસ્ટીઓ તરફથી મહેસાણા પાઠશાળા ચલાવે છે, જેમાં પૂ. સાધુ–સાધ્વીજી મહારાજ સાહેબો અભ્યાસ કરે છે.





## અમૃત મહોત્સવ પ્રસંગે સંસ્થાને સારી રકમ એકઠી કરવામાં પ્રેરણા આપનાર પૂ. આચાર્ય ભગવંતો



પ. પૂ. આ. વિજયરામચંદ્રસૂરીશ્વરજી મ.



પ. પૂ. આ. વિજયધર્મસૂરીશ્વરજી મ.



પ. પૂ. આ. વિજયરામસૂરીશ્વરજી મ.



પ. પૂ. આ. દેવેન્દ્રસાગરસૂરિજી મ.

અમૃત મહોત્સવ પ્રસંગે સંસ્થાને સારી રકમ એકઠી કરવામાં પ્રેરણા આપનાર પૂ. આચાર્ય ભગવંતો



પ. પૂ. આ. વિજયદક્ષસૂરીશ્વરજી મ.



પ. પૂ. આ વિજયચંદ્રોદયસૂરીશ્વરજી મ.



પ. પૂ. આ. સુબોધસાગરસૂરીશ્વરજી મ.



પ. પૂ. આ. ભુવનભાનુસૂરીશ્વરજી મ.

અમૃત મહોત્સવ પ્રસંગે સંસ્થાને સારી રકમ એકઠી કરવામાં પ્રેરણા આપનાર પૂ. આચાર્ય ભગવંતો



પૂ. ઉ. ભદ્રબાહુસાગરજી મ.



પ. પૂ. આ. દર્શનસાગર સૂરીશ્વરજી મ.



પ.પૂ.આ. વિશાલસેનસૂરીશ્વરજી મ.



પ. પૂ. આ. હેમચંદ્રસૂરીશ્વરજી મ.



પ.પૂ. મુનિરાજ શ્રી ચંદ્રશેખરવિજયજી મ

# સંસ્થાના પ્રમુખો



રાયબદ્રીદાસજી મુકીમ બહાદુર
કલકત્તા



શેઠશ્રી બકુભાઈ મણિલાલ
અમદાવાદ



સંઘવી શેઠશ્રી નગીનદાસ કરમચંદ
પાટણ



શેઠશ્રી માણેકલાલ ચુનીલાલ
મુંબઈ

# સંસ્થાના ઉપપ્રમુખ–સેક્રેટરી વિગેરે



શ્રી દુર્લભદાસ કાલીદાસ વંથલી (જુનાગઢ)



રાવબહાદુર શેઠશ્રી જીવતલાલ
પ્રતાપશીભાઈ મુંબઈ



પં. પ્રભુદાસ બેચરદાસ પારેખ રાજકોટ



ડૉ. મગનલાલ લીલાચંદ મહેસાણા

# સંસ્થાના પ્રમુખ ઉપપ્રમુખ સેક્રેટરી વિગેરે



શેઠશ્રી રમેશભાઈ બકુભાઈ
અમદાવાદ



શેઠશ્રી રમણલાલ વજેચંદ
અમદાવાદ



શેઠશ્રી શ્રેણિકભાઈ કસ્તુરભાઇ
અમદાવાદ



શેઠશ્રી જેઠાભાઇ ચુનીલાલ
ઘીવાળા મુંબઇ



શેઠશ્રી મણીલાલ વનમાળીદાસ
કલકત્તા



શ્રી ચીમનલાલ અમૃતલાલ
વકીલ



શ્રી બાબુલાલ જેસીંગલાલ
મહેતા



શ્રી જમનાદાસ ઉત્તમચંદ
પરીખ



શ્રી બાબુલાલ મણિલાલ શાહ



શ્રી શાંતિલાલ મણિલાલ શાહ



ડૉ. એમ જે. શાહ



ડૉ. કે. બી. શાહ



ડૉ. સુરેશચંદ્ર બી. શાહ



શ્રી સેવંતીલાલ મંગળદાસ ઘીવાળા

# જનરલ કમીટીના સભ્યો



શ્રી કપુરચંદ રતનચંદજી
મદ્રાસ



શ્રી ચંદ્રકાંત જીવતલાલ સંઘવી
અમદાવાદ



શ્રી અમૃતલાલ પીતાંબરદાસ શાહ
મુંબઇ



શ્રી ભીખાલાલ વેણીચંદ મહેતા
સિદ્ધપુર

Grams : " **DEEPAK** "  Phones : **22774, 22366 p. p.**

सम्यग्दर्शन-ज्ञान-चारित्राणि मोक्षमार्गः

સમ્યગ્દર્શનનો ભવ્ય પ્રચાર કરતી આ સંસ્થાના

અમૃત મહોત્સવ પ્રસંગે

હાર્દિક શુભેચ્છા પાઠવીએ છીએ.



# KESHAVLAL JAWAHARLAL & CO.

**Distributors of the Gwalior Rayon Silk Mfg. (Wvg.) Co. Ltd.**

85, Godown Street, (Pallak Market), **Madras-600 001.**
Post Box No. 1259

શ્રી યશોવિજયજી જૈન પાઠશાળા-મહેસાણાના અમૃત મહોત્સવ પ્રસંગે

# મંગળ આશિર્વાદો

卐卐卐卐卐卐卐卐卐卐卐卐卐卐卐卐卐卐卐卐卐卐卐卐卐卐卐卐卐卐

—પૂજ્યપાદ શાસનપ્રભાવક વ્યાખ્યાન વાચસ્પતિ આચાર્યદેવ શ્રીમદ્ વિજય **રામચન્દ્ર સૂરીશ્વરજી મહારાજ તરફથી.**

**ભાભર માગશર વદ ૧૦ ૨૦૩૬**

દેવગુરુ ભક્તિકારક સુશ્રાવક ચીમનભાઈ વકીલ આદિ ધર્મલાભપૂર્વક જણાવવાનું કે તમારી શ્રીમદ્ યશોવિજયજી જૈન સંસ્કૃત પાઠશાળા સંસ્થા તરફથી તા. ૯-૧૨-૭૯નો પત્ર મળ્યો. ધર્મ સાધનામાં અપ્રમત્તપણે ઉદ્યમશીલ બનો અને સમ્યગ્જ્ઞાનનો પ્રચાર-પ્રસાર કરવાની સાથે સમ્યગ્દર્શન ગુણની પ્રાપ્તિ કરવાની મુખ્યતાને કેન્દ્રમાં રાખી તથા સમ્યક્ચારિત્રના ધ્યેયને લક્ષ્યમાં રાખી-રખાવી વહેલામાં વહેલા શ્રી સિદ્ધિપદના સ્વામી બનો અને અનેકને બનવામાં નિમિત્ત બનો. એજ એકની એક સદા માટેની શુભાભિલાષા.

**દ. મુનિ હેમભૂષણ વિજયજીના ધર્મલાભ**

卐

## પૂ. આચાર્યદેવશ્રી હેમસાગરસૂરીશ્વરજી મહારાજ

**ભાદરવા સુદ ૧૫ વિ. સં. ૨૦૩૫**

સંતોષ એકજ બાબતનો કે સંસ્થા પોતાની સુપ્રવૃત્તિથી આજે ૮૧ વર્ષની સુદીર્ઘ ઊંમરે પહોંચી છે.

કોઈ પણ સંસ્થાની પ્રગતિનું માપ એની ઈંટ, ચૂના, સિમેંટની તોતિંગ ઈમારત પર અવલંબિત નથી, પણ એ સંસ્થાની પ્રવૃત્તિ, સંસ્કારો તથા એની ઉપયોગિતા પર નિર્ભર છે.

પ્રસ્તુત સંસ્થાએ જૈનશાસનની પાયાની બાબતો પર ઉમદા લક્ષ્ય આપી શાસનની ખૂટતી કડીઓને પૂરી કરવાની જહેમત ભરી કામગિરી ઉપાડી, અને એમાં સંસ્થાને પૂરેપૂરી સફળતા મળી છે.

ચતુર્વિધ સંઘના સહકારથી સુચારૂ ચાલતી સંસ્થાએ જે જ્ઞાનદાન અને સંસ્કાર-દાન આપ્યું છે. તેજ આ સંસ્થાની પ્રશંસનીયને ઉલ્લેખનીય પ્રવૃત્તિની લોકપ્રિયતાથી જનહૈયા સુધી પહોંચવામાં સફળ થઈ છે.

અંતે આ સંસ્થાના પ્રસ્તુત પ્રસંગે ...અંતરના આશીર્વાદ કે...સંસ્થા અજસ્ર પ્રવાહિનિ ગતિ સાથે ...શાસનની સેવા બજાવી સંસ્થાપકની ભાવનાને સફળ કરે....

લી. હેમસાગરસૂરિ

## પૂ. આ. શ્રી દેવેન્દ્રસાગરસૂરિજી મ. સા. વતી શ્રી નિરંજનસાગર

જૈન શાસન–શ્રુતજ્ઞાન પર ટકી રહેલ હોઈ તેના બહોળા પ્રચાર દ્વારા હળુકર્મી જીવોને સન્માર્ગે દોરવવાની અતિ આવશ્યકતા આવા વિષમકાળમાં રહેલ છે.

મૂળ પાયાના જ્ઞાનથી પંડિત બનાવવા સુધીનું જ્ઞાન આપનારી સંસ્થાઓ અલ્પ છે. તેમાં પણ શ્રાવક અને ચારિત્રીઓને ઉત્પન્ન કરનાર ફેક્ટરીરૂપ સંસ્થા શાસનમાં હોય તો શ્રી યશોવિજયજી પાઠશાળા આ સંસ્થાએ અનેક સંયમીઓ અને પંડિતો આપી–શાસનને અપૂર્વ જ્ઞાન–પ્રદાનનો રાહ બતાવ્યો છે. આવી અનેક સંસ્થાઓ ઉભી કરી શ્રુતજ્ઞાન પ્રવાહ ચોફેર વહેવાવવાની જરૂરિયાત છે.

અમૃત મહોત્સવ પ્રસંગે દરેક ટ્રસ્ટી, પંડિતો સંસ્થાઓની ત્રુટિ દૂર કરવા સહ યુવા–ઉત્સાહી પંડિતો રાખીને નવી પેઢીના યુવાનો જીવન પર્યંત શાસન સેવાને અનુસરે તેવા તૈયાર કરી શાસન સેવાના સદ્ભાગી બનો....

## પૂ૦ આચાર્યદેવ શ્રી વિજયમંગલપ્રભસૂરીશ્વરજી મ. તથા પૂ૦ આચાર્યદેવ વિજય અરિહંતસિદ્ધસૂરીજી મ.

'ધર્મનિષ્ઠ સુશ્રાવક વેણીચંદ સૂરચંદ સંસ્થાપિત શ્રીમદ્ યશોવિજયજી જૈન સંસ્કૃત પાઠશાળાએ આજ સુધીમાં અનેક આત્માઓને સમ્યગ્–દર્શન–જ્ઞાન–ચારિત્રની ઉચ્ચ કેળવણી આપી જિનશાસનને સમર્પણ કર્યા છે તેમજ શ્રદ્ધાવંત–વિવેકી સુશ્રાવકો લેખકો–અધ્યાપકો, પરીક્ષકો અને પંડિતો વિગેરે તૈયાર કરી જિનશાસનની ખૂબ–ખૂબ સેવા કરી છે;

સજ્જન પુરુષોને અનુમોદનીય પોતાના માર્ગથી જરાપણ ચ્યુત થયા વગર આ સંસ્થા ભવિષ્યમાં પણ જિનશાસનને વિવિધ પ્રકારના શાસનસેવકો સમર્પણ કરતી રહે એજ આ અમૃતમહોત્સવ પ્રસંગે શાસનદેવ પ્રત્યે શુભ અભ્યર્થના'

**આચાર્ય મ. શ્રી.ની આજ્ઞાથી લિ. મુનિ રૈવતવિજયના ધર્મલાભ**

## શ્રીમદ્ યશોવિજયજી જૈન સંસ્કૃત પાઠશાળા

જૈન પૌષધશાળા
રાંગડીચોક, બીકાનેર
તા. ૨૬-૮-૭૯

## પ. પૂ૦ આ. ઇન્દ્રદિન્નસૂરીશ્વરજી મહારાજ

સદ્ગત શેઠ વેણીચંદ સુરચંદ સંસ્થાપિત શ્રીમદ્ યશોવિજય જૈન સંસ્કૃત પાઠશાળા અને જૈન શ્રેયસ્કર મંડળ-મહેસાણા સંસ્થા એંકાસી વર્ષથી ધાર્મિક સંસ્કારો દ્વારા ઉચ્ચતમ જ્ઞાનની સુંદર વ્યવસ્થાથી અનેક જૈન સ્નાતક આ સંસ્થામાં તૈયાર થઈ ભારતભરમાં અનેક સંસ્થાઓમાં કામ કરી સમાજને અનેકવિધ સેવાઓ આપી રહ્યા છે. તે જૈન ઇતિહાસમાં સોનેરી અક્ષરોથી લખવા જેવા છે.

આ સંસ્થામાં ઘણા પંચમહાવ્રતધારી સાધુ-સાધ્વીઓ પણ સમ્યગ્જ્ઞાનનું અધ્યયન કરી મહાન્ વિદ્વાન્ થઈ સમાજને સેવા આપી રહ્યા છે. ઘણા વિદ્યાર્થીઓ આ સંસ્થામાંથી સંસ્કાર પામી સંયમ માર્ગ સ્વીકારી સમાજને સેવા આપી રહ્યા છે

આજે વિજ્ઞાન ઘણું આગળ વધ્યું છે, પરંતુ આત્મસંસ્કાર વગરનું જ્ઞાન-સમ્યગ્જ્ઞાન રહિત નકામું છે ભલે ઊંચી ડિગ્રીઓ પ્રાપ્ત કરી લે. પરંતુ ઉંચી ડિગ્રીઓથી આત્માનો ઉદ્ધાર થવાનો નથી. સમડી કેટલી પણ ઉંચી જાય, પણ એની દૃષ્ટિ નીચે પડેલા માંસના ટુકડા પર હોય છે. જ્ઞાન પ્રાપ્ત કર્યા પછી પણ આજકાલના મહાન વિદ્વાનોની દૃષ્ટિ પણ ધાર્મિક સંસ્કાર વિનાના જ્ઞાનના કારણે ખાનપાન, આચારવિચાર આદિ અધોગતિમાં લઈ જાય તેવા જોવામાં આવે છે. પાંચ જ્ઞાનો-મતિ, શ્રુત, અવધિ, મનઃપર્યવ અને કેવલ જ્ઞાનમાં શ્રુતજ્ઞાનને પ્રધાન માન્યું છે, એ શ્રુતજ્ઞાન પણ સમ્યગદૃષ્ટિનું શ્રેષ્ઠ માનેલું છે. એ શ્રેષ્ઠ જ્ઞાન આ મહાન સંસ્થા દ્વારા અપાઈ રહ્યું છે. એવી સંસ્થાઓ ભારતભરમાં સ્થાપવામાં આવશે તો સમાજનો ઉદ્ધાર થશે એવી મારી માન્યતા છે. આ સંસ્થા ઉત્તરોત્તર પ્રગતિ કરે એજ મારી દિલની કામના છે. **વિજયેન્દ્રદિન્નસૂરિના ધર્મલાભ**



## પૂ. આ. શ્રી કૈલાસસાગરસૂરીશ્વરજી મ.

શ્રેષ્ઠિવર્ય શ્રી વેણીચંદભાઈએ-આ સંસ્થાને સ્થાપિત કરી, ત્યારથી અત્યાર સુધીનો-ઇતિહાસ-જોતાં-જરૂર જણાઈ આવે કે આ સંસ્થાએ-શ્રી જૈન સંઘની અજોડ સેવા કરી

છે. આજસુધીમાં કેટલાય સાધુ–સાધ્વીઓને જ્ઞાન–દાન થી જ્ઞાનસમૃદ્ધ બનાવ્યા છે. અને શ્રાવક વર્ગ ઘણો સુંદર તૈયાર કર્યો છે, આજે કોઈપણ ગામમાં ધાર્મિક શિક્ષક જોઈએ–એટલે આ એકજ સંસ્થા યાદ આવે જ. ગામેગામ ધાર્મિક શિક્ષકો તૈયાર કરીને મોકલી શકે તેવી આ એકજ સંસ્થા છે.

અમારા પૂજ્ય ગુરૂભગવંત શ્રીમદ્ બુદ્ધિસાગર સૂરીશ્વરજી મહારાજથી લઈને આજ સુધી આ સંસ્થા સાથે અમારા સમુદાયનો ઘણો અનુમોદનીય સંબંધ રહ્યો છે. પૂજ્ય–ગુરૂભગવંત. શ્રીમદ્ બુદ્ધિસાગરસૂરીશ્વરજી મ. શ્રીએ–ગૃહસ્થાવસ્થામાં આ સંસ્થામાં–અધ્યયન કર્યું છે, તે પછી અધ્યાપન પણ કરાવ્યું છે, અમોએ પણ આ સંસ્થામાં અભ્યાસ કરીને સુંદર જ્ઞાનપ્રાપ્તિ કરેલ છે, એટલુંજ નહિ પરંતુ અમારા ઘણા શિષ્યોએ પણ અત્રે અભ્યાસ કરીને–સુંદર જ્ઞાન પ્રાપ્ત કરેલ છે.

શ્રીયુત્ પ્રભુદાસભાઈ જેવા ઉત્તમ શ્રાદ્ધરત્નની સેવા આ સંસ્થાને મલી–તે દરમ્યાન જૈન ધર્મના પાયારૂપ–સમ્યગ્દર્શન–લક્ષિત સુયોગ્ય આચાર પ્રણાલિકા હતી તે આ સંસ્થામાં અદ્યાપિ જળવાઈ રહેલ છે, અને વિદ્વાન પંડિત અને સુયોગ્ય શ્રાદ્ધરત્નો શ્રી પુખરાજજીભાઈ, શ્રી વાડીભાઈ, શ્રી કપુરચંદભાઈ, શ્રી શાંતિભાઈ, શ્રી વસંતભાઈ જેવા ઘણા પ્રાધ્યાપકોથી આ સંસ્થા શોભી રહી છે. અને સ્વ. ડો. મગનભાઈથી લઇ વર્તમાન કાર્યકર્તાઓ ઉત્સાહ પૂર્વક સુયોગ્ય સંચાલન કરી રહ્યા છે. ભવિષ્યમાં આવા પ્રાધ્યાપકો અને કાર્યકરો મલવા અંગે–મુશ્કેલી જણાય છે. ઘડીભર ચિંતા પણ થઇ જાય–કે પછી શું ? એ વખતે જે પુન્યપ્રભાવથી આજસુધી આવી સુંદર ચાલી છે, તેજ કામ કરશે. આવી આશા. અને શ્રદ્ધા સહ–અંતમાં–શાસનદેવને એજ પ્રાર્થના કરૂં છું કે આ સંસ્થા ઉત્તરોત્તર વિકાસ પ્રાપ્ત કરીને શ્રી સમ્યગ્જ્ઞાન પ્રાપ્ત કરવાનો શ્રી ચતુર્વિધ સંઘને લાભ આપે–એજ શુભેચ્છા.

પૂ. આચાર્યદેવશ્રી વતી **જ્ઞાનસાગરના ધર્મલાભ**

## પૂજ્યપાદ આચાર્યદેવ શ્રી વિજય ભુવનભાનુ સૂરીશ્વરજી મહારાજ

મોતીશા લાલબાગ જૈન ઉપાશ્રય મુંબઈ–૪ ભાદરવા વદ ૧૨/૨

દેવ–ગુરુ ભક્તિ કારક શ્રી જૈન શ્રેયસ્કર મંડળ

યોગ્ય ધર્મલાભ....

શ્રીમદ્ યશોવિજયજી જૈન સંસ્કૃત પાઠશાળા

"શ્રીમદ્ યશોવિજયજી જૈન સંસ્કૃત પાઠશાળા
અને
શ્રી જૈન શ્રેયસ્કર મંડળ મહેસાણા

શ્રી સંઘની અને શાસનની વર્ષોથી જે સેવા બજાવતાં આવ્યાં છે, તેમાં શ્રી સંઘનો સુંદર સહકાર મળો અને તમો વિશેષ સેવા કરતા રહો એજ શુભેચ્છા...."

 **નંદીભૂષણ વિ. ના ધર્મલાભ.**

## પૂ૦ આચાર્યદેવ શ્રી દક્ષસૂરીશ્વરજી મ.

**આચાર્ય શ્રી વિજયદક્ષસૂરિજી** શ્રી દેવકરણ મુળજી જૈન દેરાસર પેઢી, આનંદ રોડ, સ્ટેશન સામે મલાડ (વેસ્ટ) મુંબઇ-૬૪. તા. ૧૫-૧૦-૭૯



## શ્રીમદ્ યશોવિજયજી જૈન સંસ્કૃત પાઠશાળાના વ્યવસ્થાપકો

યોગ્ય ધર્મલાભ !

શ્રીમદ્ યશોવિજયજી જૈન સંસ્કૃત પાઠશાળાનો અમૃત મહોત્સવ ઉજવાનાર છે તે જાણી હાર્દિક સંતોષ.

ખરેખર ! આ જ્ઞાન-પરબે આજ સુધી અનેકોના જીવનમાં અજવાળાં પ્રકટાવ્યાં છે અને વધુ ને વધુ પ્રકટાવશે-એવી દૃઢ આશા જરૂર રાખી શકાય.

અમૃત મહોત્સવની ઉજવણી વધુ ને વધુ શાનદાર-પ્રભાવક રીતે ઉજવાય અને ચિરસ્મરણીય બની રહે-એજ એક અંતરેચ્છા. લી : **ગુર્વાજ્ઞાથી પ્રભાકર વિજય.**



## પ. પૂ. આ. શ્રી વિજય સુશીલસૂરીશ્વરજી મ.

જૈન ઉપાશ્રય
ગુડાબાલોતરા ( રાજસ્થાન )
ભાદરવા સુદ ૧૨ સોમવાર તા. ૩-૯-૧૯૭૯

જૈન શાસન સર્વદા વિજયવંત છે. સુદેવ સુગુરુ અને સુધર્મ એના પ્રાણ છે. અહિંસા, સંયમ અને તપ એની કાયા છે. સમ્યગ્દર્શન, સમ્યગ્જ્ઞાન અને સમ્યગ્ચારિત્ર એનો મોક્ષ માર્ગ છે.



ગુણવંતી ગુજરાતના સુપ્રસિદ્ધ મહેસાણા શહેરમાં સદ્દગત શેઠશ્રીવેણીચંદ સુરચંદ સંસ્થાપિત '**શ્રીમદ્ યશોવિજયજી જૈન સંસ્કૃત પાઠશાળા અને શ્રી જૈન શ્રેયસ્કર મંડળ**' એ નામની સંસ્થા સમ્યગ્ દર્શન, સમ્યગ્ જ્ઞાન અને સમ્યગ્ ચારિત્રનો હિંદુસ્તાનમાં સુંદર પ્રચાર કરતી એક અદ્વિતીય–અજોડ–અનુપમ છે, આ પાઠશાળામાં ભણેલ વિદ્યાર્થી ધર્મશ્રદ્ધાવાન્ અને વિદ્વાન્ હોય છે. અમુક વિદ્યાર્થીઓએ સંયમના પવિત્ર પંથે પ્રયાણ કરવા પૂર્વક જૈનશાસનની શોભામાં અભિવૃદ્ધિ કરી છે. કેટલાક ધાર્મિક શિક્ષક તરીકે અનેક સ્થળે સુંદર કામ કરી રહ્યા છે.

આ સંસ્થાએ પાઠય પુસ્તક તરીકે પ્રતિક્રમણ સૂત્રો, પ્રકરણ, કર્મગ્રંથ, તત્ત્વાર્થસૂત્ર, સિદ્ધહૈમ વ્યાકરણ અને સાહિત્ય આદિના અનેક ગ્રંથ પ્રકાશિત કર્યા છે અને પુનઃ પુનઃ કરે જાય છે.

એકંદર સંસ્થાની કાર્યવાહી અતિ સુંદર અને પ્રશંસનીય છે.

સંસ્થાએ ૮૧ વર્ષ પૂર્ણ કર્યાં છે અને તે નિમિત્તે '**અમૃત મહોત્સવ**' ઉજવી રહેલ છે તેની અનુમોદના.

✠

## પૂ. આ. વિજય ચંદ્રોદયસૂરીશ્વરજી મ.

૮૦ વર્ષ જેટલી મજલ કાપી, શ્રુતજ્ઞાનની ભક્તિ સાથે તે શ્રુતજ્ઞાનના જ્ઞાતા અને દાતા શ્રદ્ધાવંત શિક્ષકોને તૈયાર કરનાર આ સંસ્થા વધુ ને વધુ પરમશ્રદ્ધેય શ્રી જિનેશ્વર પ્રરૂપિત તત્ત્વજ્ઞાનને હાલના શૈક્ષણિક વાતાવરણમાં ઉછરતા વિદ્યાર્થીઓની અર્વાચીન પદ્ધતિ અનુસાર વધુ તત્ત્વજ્ઞાન તરફ રુચિ કેળવાય. અને સંસ્થાનો વિદ્યાર્થી કે શિક્ષક આજના યુવકો કે વિદ્યાર્થી સામે આવતાં તે રીતે તત્ત્વજ્ઞાનને સમજાવી માર્ગમાં સ્થિર કરે તેવી આ મહોત્સવ પ્રસંગે આશા રાખું છું. એજ.

✠

## પૂજ્યપાદ કર્ણાટકકેસરી
## આચાર્યદેવ શ્રીમદ્વિજય ભદ્રંકરસૂરીશ્વરજી મહારાજ

આજે જ્યારે ચારે કોર વાસનાએ પોતાનું સામ્રાજ્ય પસાર્યું છે. વિકાસના નામે વિલાસે તાંડવ નૃત્ય મચાવ્યું છે. સ્વતંત્રતાના નાતે સ્વચ્છંદતાએ ઘર ઘરમાં આગ સળગાવી છે. પ્રેમનો પારાવાર જ્યાં આભ ઉંચે ઉછાળા દેતો, ત્યાં સ્વાર્થ, પ્રપંચ, ઈર્ષ્યાના દાવ ખેલાઈ રહ્યા છે.

શ્રીમદ્ યશોવિજયજી જૈન સંસ્કૃત પાઠશાળા

તેવા વિષમય વાતાવરણમાં શિશુકાલથી ધર્મામૃતના પાન કરાવનાર, ધર્મ સંસ્કારનાં ઝરણાં વહાવનાર, સાદગી, નમ્રતા, વિનય, વિવેકના દીપ દ્વારા પ્રકાશ પાથરનાર કોઈ હોય તો અદ્વિતીય અજોડ માતા શ્રી યશોવિજયજી જૈન સંસ્કૃત પાઠશાળા.

જે પાઠશાળા રૂપી માતાએ ૮૦ વર્ષના લાંબા ગાળામાં કેઈ બાળકોને પ્રવ્રજ્યાના પુનિત પંથે મોકલ્યા છે. કેઈ બાળકોને કેટલાય નગર, ગામના ધાર્મિક શિક્ષક બનાવીને બાળક-બાલિકાના જીવન ઘડતરમાં મહાન યોગદાન કર્યું છે.

તે પાઠશાળાના અમૃત મહોત્સવ પ્રસંગે પાઠશાળાના જન્મદાતા પાઠશાળાના પ્રાણ સ્વરૂપ મહાનુભાવોને હાર્દિક ધન્યવાદ સાથે મારા અંતરના શુભાશિષ પાઠવું છું. અને શાસનદેવને પ્રાર્થના કરું છું કે, તમારી પાઠશાળા દિનાનુદિન પ્રગતિના પથે આગળ વધીને જૈન ધર્મના પાયા રૂપ જ્ઞાન-દર્શન-ચારિત્રની સાધનામાં મહાન યોગદાન કરતી કરતી ડબ્બલ શતાબ્દિ ઉત્સવ ઉજવવા સૌભાગ્યવંતી બને.



## પૂ. આચાર્યદેવશ્રી વિજય ભુવન શેખર સૂરીશ્વરજી મ.

જૈન જગતમાં મહેસાણા ખાતે ન્યાયવિશારદ ન્યાયાચાર્ય મહામહોપાધ્યાય શ્રીમદ્ યશોવિજયજી મહારાજા મુદ્રાંકિત સદ્ગત સેવાભાવી સુશ્રાવક વેણીચંદ સુરચંદ સંસ્થાપિત જૈન સંસ્કૃત પાઠશાલાપૃથ્વી પીઠ પર અજોડ અસાધારણ અને અજેય છે.



## શ્રીમદ્ યશોવિજયજી જૈન સંસ્કૃત પાઠશાલા એટલે સમ્યગ્ જ્ઞાનની પ્રાણવંતી પરબ.

○ શ્રીમદ્ યશોવિજયજી જૈન સંસ્કૃત પાઠશાલા એટલે આજના ચલ ચિત્ર જગતની ચૂંગાલમાં ચગદાઇ રહેલાઓના જીવનમાં અવનવું ચૈતન્ય રેડનાર **ચિત્રકોશ !**

  

○ શ્રીમદ્ યશોવિજયજી જૈન સંસ્કૃત પાઠશાલા એટલે આજની સીને સૃષ્ટિની ભૂલ ભૂલામણીની ભયંકર ભૂતાવળમાં પરિભ્રષ્ટ થતા ભવ્યાત્માઓને દિવ્ય માર્ગનું દર્શન કરાવનાર **દર્પણ.**

૦ પ્રકાંડ પંડિત દિવ્ય જ્યોતિર્ધર, સરસ્વતી લબ્ધ પ્રસાદ-શ્રીમદ્ યશોવિજયજી જૈન સંસ્કૃત પાઠશાલાનો ધાર્મિક-સંસ્કૃત તેમજ પ્રાકૃત ભાષાનું અધ્યયન-અધ્યાપન કરવા-કરાવવામાં જે નોંધપાત્ર અને-ચિર સ્મરણીય ફાળો છે, તેવો ભાગ્યે જ અન્ય જૈન-પાઠશાલાઓનો હોઇ શકે?

આ પાઠશાલામાં કેવલ, ગૃહસ્થ જૈન વિદ્યાર્થીઓ જ નહિ કિન્તુ અનેક ભિન્ન ભિન્ન સંપ્રદાયના ત્યાગી મુનિ ભગવંતો તેમજ સાધ્વીજી મહારાજાઓ પણ અધ્યયન કરી સમ્યગ્જ્ઞાનનાં સોપાન સર કરી રહ્યાં છે, આવી પ્રાણવંતી પાઠશાલાના શ્રી ચરણે તન, મન અને ધનનું નિત નિત નૈવેદ્ય ધરી પ્રતિદિન પાઠશાલા માટે વફાદાર રહો, યદિ યત્ કિંચિત્ સેવા-સહકાર ન આપી શકો તો ગૃહાંગણે બેઠા બેઠા શ્રીમદ્ યશોવિજયજી જૈન સંસ્કૃત પાઠશાલા પરત્વે પ્રશંસાનાં પુષ્પોની વૃષ્ટિ કરી આવી પ્રાણવંતી, પાઠશાલાને દૃષ્ટિમાં રાખવાનું રખે ભૂલતા !



## પૂજ્ય આચાર્ય વિજય પ્રિયંકર સૂરીશ્વરજી મ. શ્રી તથા પૂ. મુનિરાજ શ્રી પ્રકાશચંદ્રવિજયજી મ.

શ્રીમદ્ યશોવિજયજી જૈન સંસ્કૃત પાઠશાળા ઘણાં વર્ષોથી જુનામાં જૂની એક સંસ્થા છે. આ સંસ્થામાં અનેક વિદ્યાર્થીઓ ઉચ્ચ અભ્યાસ કરીને પંડિતો, શિક્ષકો તૈયાર થઈને ભારતભરમાં ફેલાઈને સમ્યગ્જ્ઞાનના પ્રચારનું મહાન્ કાર્ય કરી રહેલ છે. આ સંસ્થામાં અધ્યયન કરી સો ઉપરાંત વિદ્યાર્થીઓ ચારિત્રપદની આરાધના કરી રહેલ છે. જેમાં આચાર્ય, ઉપાધ્યાય, પંન્યાસ વિગેરે પદવીને વરેલા છે એજ બતાવી આપે છે કે સંસ્થાની ઉત્તમ રીતે જ્ઞાન આપવાની પ્રક્રિયા સર્વોત્તમ છે આ સંસ્થા અમૃત મહોત્સવ પ્રસંગને સફળ રીતે ઉજવી ઉત્તરોત્તર વિકાસ વેગવંતો બનાવી શાસનના હીરા તૈયાર કરે એજ. શુભકામના.



## પૂ. આચાર્યદેવ અશોકચંદ્રસૂરીશ્વરજી મ.

શ્રીમદ્ યશોવિજયજી જૈન સંસ્કૃત પાઠશાળાના અમૃત મહોત્વ.

મને આનંદ થાય છે, આ સંસ્થા જૈન સમાજની કરોડરજ્જુ છે. જૈન સમાજમાં દેવ-ગુરુ-ધર્મ પ્રત્યેની વફાદારીના પાઠો ભણાવી આ સંસ્થાએ જૈન શાસન અને સમાજની

મહાન સેવાનું પ્રશંસનીય કાર્ય કર્યું છે. જૈનસમાજ જેટલી અનુમોદના કરે તેટલી ઓછી જ છે.

આ જ સંસ્થા એક એવી સંસ્થા છે કે જે વ્યાવહારિક તથા ધાર્મિકજ્ઞાન-સમજણ આપી સંસારી જીવોને આદર્શ જીવન જીવતાં શીખવે છે.

આ સંસ્થાએ જૈન શાસનને અનેક જૈન નિર્ગ્રંથ મુનિઓ, આદર્શ પંડિતો અને સુશ્રાવકોની ભેટ આપી છે.

આ સંસ્થામાં દરેક ગાથા અર્થ-ભાવ સાથે સમજાવી તેની પ્રત્યક્ષ ક્રિયા દ્વારા સમજણ આપાય છે. જેથી ક્રિયાકાંડનો હેતુ સચવાય, ઉપરાંત તેના પ્રત્યે લોકોની શ્રદ્ધા વધે, તદુપરાંત આ સંસ્થાના બાળકો પર્વાધિરાજ મહાપર્વમાં અનેક ગામોમાં ધર્મારાધના કરાવવા જાય છે અને પોતે જાગૃત બની અનેકને જાગૃત કરે છે.

હું પણ આ જ સંસ્થામાં રહી ધાર્મિકજ્ઞાન મેળવી શકયો છું. અને મારા જીવનને ઉજ્જવળ બનાવી શકયો છું. ધર્મસંસ્કાર દાતા 'આદર્શમાતા' એવી આ સંસ્થા દિન-પ્રતિદિન વિકાસને પંથે સંચરો-એજ શુભ અભિલાષા !

## પૂ. આચાર્યદેવ શ્રી વિજય કલાપૂર્ણસૂરીશ્વરજી મ.

શ્રી જિનેશ્વર પરમાત્મા નિર્દિષ્ટ સમ્યગ્રત્નત્રયી સ્વરુપ મોક્ષમાર્ગમાં જ્ઞાનને પ્રાધાન્ય આપવામાં આવ્યું છે, કારણ કે સમ્યગ્દર્શન અને સમ્યગ્ ચારિત્રનું....પણ મુખ્ય કારણ તે છે.

" पढमं नाणं तओ दया "

સૌ પ્રથમ જીવોના ભેદ, પ્રભેદનું, સ્વરૂપ, તેમના સંરક્ષણનો ઉપાય અને તેના ફળ વગેરેનું જ્ઞાન મળે તે પછી દયા-સંયમને એકાન્તે ઉપાદેય જાણીને ભાવથી તેમાં પ્રવૃત્તિ થઈ શકે છે.

જ્ઞાનપૂર્વકની ક્રિયાજ મોક્ષસુખ આપવાને સમર્થ બને છે. માટે જ મહાત્મા પુરૂષોએ મુક્તકંઠે જ્ઞાનનો મહિમા ગાયો છે.

"સકળ ક્રિયાનું મૂળ જે શ્રદ્ધા, તેહનું મૂળ જે કહિયે
તેહ જ્ઞાન નિત નિત વંદીજે, તે વિણ કહો કિમ રહિએ રે...."

કાળની વિષમતાને લઈને વર્તમાનમાં સમ્યગ્જ્ઞાનનું અધ્યયન ઘટવ લાગ્યું છે. તત્ત્વ-

જ્ઞાનની રુચિવાળા જીવોની સંખ્યા ઘટતી જાય છે. આવા સમયમાં સમ્યગ્જ્ઞાનના અભ્યાસ માટે ચતુર્વિધ સંઘને ઉત્તમ સામગ્રી પૂરી પાડનાર અને રત્નત્રયી પોષક-વિવિધ પ્રવૃત્તિ કરનાર **શ્રીમદ્ યશોવિજયજી જૈન સંસ્કૃત પાઠશાળા** અને જૈન શ્રેયસ્કર મંડળ ૮૨ વર્ષથી જે સંઘની સેવા કરે છે, તે અત્યન્ત અનુમોદનીય છે.

આ સંસ્થામાં અભ્યાસ કરી અનેક વ્યક્તિઓ સંયમી બની આચાર્ય આદિ પદ પર આરૂઢ થઈ, સુંદર પ્રકારે શાસન સેવા બજાવી રહેલ છે. તથા સુશ્રાવક, સુશિક્ષક અને ઉચ્ચ કોટિના પંડિત પણ બન્યા છે, તે સર્વ કોઈને વિદિત છે. હમણાં પણ આ સંસ્થામાં તૈયાર થયેલા શિક્ષકો અનેક સ્થળે બાળકોને સુંદર ધાર્મિક શિક્ષણ-સંસ્કાર આપી રહ્યા છે. સારા ધાર્મિક શિક્ષકોની માંગ અત્યારે ઘણી છે, તેને પહોંચી વળવા માટે બાળકો વધુ સંખ્યામાં જોડાય અને આ સંસ્થાનો લાભ મેળવી સારા શિક્ષક બની ગામોગામની માંગને પૂરી કરે એ અત્યન્ત જરુરી છે....

આ પીઠ સંસ્થાને દરેક રીતે યોગ્ય સહાય કરી સ્થિર-મજબૂત બનાવવા માટે યોગ્ય પ્રયત્નો કરવા આવશ્યક છે. તે માટે ત્યાંનું ટ્રસ્ટી મંડળ તથા ઉદારદિલ શ્રાવકો શાસન સેવાનું મહાન કાર્ય સમજી પોતાના તન, મન અને ધન સંસ્થાને અર્પણ કરવા ઉજમાળ બને. અને સંસ્થાના કાર્યકરો તથા શિક્ષકવર્ગ પણ સદ્ગત શેઠ વેણીચંદભાઈની જેમ વિદ્યાર્થીઓને પોતાના જ બાળકો સમજી પ્રેમ અને વ્હાલ પૂર્વક તેમને સમ્યગ્જ્ઞાન અને સુસંસ્કારોનું દાન કરતા રહે એજ શુભેચ્છાપૂર્વક એક મંગલ આશિર્વાદ....!

⊕

## પૂ. આચાર્યદેવ પદ્મસાગરસૂરિજી મ.

जैन श्वे. मंदिर बेलगाम ( कर्णाटक )

श्री यशो विजयजी जैन पाठशाला का अमृतमहोत्सव मनाया जा रहा है, जानकर मुझे प्रसन्नता हुई। इस पाठशालाने अनेक साधक आत्माओंको जन्म दिया है। अनेक शिक्षकों का सर्जन भी किया है।

जिन शासन देव की कृपा से यह पाठशाला दिनोंदिन अभिवृद्धि प्राप्त करे यही मेरी शुभ कामना है। महोत्सव की सफलता के लिये मेरी शुभेच्छा।

❋

## પૂ. પંન્યાસજી સૌભાગ્યસાગરજી ગણિવર તરફથી

આવી સંસ્થાનો અમૃત મહોત્સવ ઉજવાય: તેમાં સંસ્થાના ભૂતપૂર્વ વિદ્યાથીઓ,

શિક્ષકો પંડિતો વિગેરેને આનંદનો વિષય ગણાય. આ સંસ્થામાં સંકળાયેલા જીવનમાં સુંદર સંસ્કારોને ધારણ કરનારા થયા છે તેથી આનો ઉપકાર ભૂલી શકાય તેમ નથી. આ સંસ્થા ઉભી કરનાર શ્રેષ્ઠિ વેણીચંદ સુરચંદભાઈએ અથાગ મહેનત સાથે અપમાન, કષ્ટો સહન કરીને પણ શાસનની સેવા કરી છે. તેથી તેમનું ઋણ વાળી શકાય તેમ નથી.



## પૂ. મુનિરાજશ્રી નિરંજન વિજયજી મ. [ સાંઇ ]

સંસ્થાના બધા છાત્રો ઉત્સાહભેર લાભ લ્યે, માતૃસંસ્થાને વફાદાર રહે. લોકોત્તર સંસ્થા હોવાથી કેટલાક આત્માઓ સર્વવિરતિ, કેટલાક દેશવિરતિ, કેટલાક સમ્યગ્દર્શની અને કેટલાક માર્ગાનુસારી બન્યા હશે, આથી અનુમોદન કરાય છે. આ સંસ્થા ૮૧ વર્ષથી સમ્યગ્જ્ઞાન, દર્શન અને ચારિત્રના પ્રચારનું કાર્ય બજાવે છે તો શ્રી સંઘે ખૂબજ કદર કરવી જોઈએ.



## પૂ. મુનિરાજ શ્રી કલ્યાણસાગરજી મ.

ભારતભરમાં અદ્વિતીય અને અજોડ, ઐતિહાસિક નૈતિક અને ધાર્મિક ઉચ્ચતમ સંસ્કારોની પ્રેરણાધામ સમાન "શ્રીમદ્ યશોવિજયજી જૈન પાઠશાળા" ૮૧ વર્ષનો અમૃત મહોત્સવ ઉજવી રહી છે તે ખૂબ જ આનંદની વાત છે. ભારતભરના સમસ્ત સંઘો આ સંસ્થાને તન, મન અને ધનથી સંપૂર્ણ સહકાર આપે અને તે સાથે પોતાના સંતાનોનું ભાવી ઉજ્જવળ બનાવવા પોતાના સંતાનોને આ સંસ્થામાં એકવાર તો જરૂરથી મોકલે,

અમૃત મહોત્સવ સફળતાથી ઉજવાય એજ શુભેચ્છા.

સં. ૨૦૩૬ કારતક સુદ ૧
વિલેપાર્લા મુંબઇ નં. ૫૭



## પૂ. મુનિરાજ શ્રી અનંતવિજયજી મહારાજ

મહેસાણા શ્રી યશોવિજયજી જૈન પાઠશાળામાં અમે બે વર્ષ અભ્યાસ કર્યો છે.

પાઠશાળામાં ધર્મની વૃદ્ધિને કરાવનાર એવા ધાર્મિક શિક્ષકો પાસે ધાર્મિક અભ્યાસ કરીને ધર્મનાં મૂળ ઊંડાં જીવનમાં ઉતારાય કે જેથી મોક્ષમાર્ગને સાધવા માટે ચારિત્ર માર્ગનો સ્વીકાર કરવા આ સંસ્કારો દૃઢ શક્તિને ઉત્પન્ન કરવામાં સહાયભૂત થાય. તેવા પ્રકારના ઉચ્ચ અભ્યાસને કરાવનાર આ સંસ્થાના જેટલા ગુણ કહીએ તેટલા ઓછા છે.



## પૂ. મુનિરાજ શ્રી વિશ્વસેનવિજયજી મહારાજ

સમ્યગ્જ્ઞાન, દર્શન ચારિત્રનું જીવનમાં બીજારોપણ કરતી આ પવિત્ર સંસ્થાના ઉપકારને હું ક્યારે પણ નહીં ભૂલી શકું ?

મારા પિતાશ્રીએ બાળપણમાં ૧૯૯૮ની સાલમાં બે વર્ષ આ સંસ્થામાં રહી અભ્યાસ કર્યો હતો, અને જીવનમાં સુસંસ્કારોની સુવાસ મેળવી હતી. એથી જ અમોને બે ભાઈઓને પણ પ્રેરણા આપી આ સંસ્થામાં દાખલ કર્યા અને અમોને ધાર્મિક જ્ઞાન સાથે સંયમના સુંદર સંસ્કારો પણ મળ્યા, જેના ફળરૂપે દેવગુરૂની કૃપાથી હું ચારિત્ર પંથે વિચરવા ઉજમાળ બની શક્યો.

ભૌતિકવાદના જમાનામાં આ સંસ્થા વિદ્યાર્થીઓને જે આધ્યાત્મિક જ્ઞાન અને સંસ્કારોની ભેટ કરે છે, તે અનુપમ લાભ છે. આ સંસ્થા વધુને વધુ વિકાસ પામો વિદ્યાર્થીઓ મોટી સંખ્યામાં તેનો લાભ ઉઠાવે અને સ્વજીવનને ધન્ય બનાવવા સાથે પરમાર્થમાં પ્રવીણ બને એજ શુભેચ્છા.

દ. પૂ. આચાર્યદેવ શ્રી કલાપૂર્ણસૂરીશ્વરજી
પદરેણુ મુનિ વિશ્વસેનવિજયજી



## પૂ. પ્રવર્તક મુનિરાજશ્રી અરુણપ્રભ વિજયજી મહારાજ

જન્મો જન્મના દુઃખોને દૂર કરાવનાર, મુક્તિના પંથે પ્રયાણ કરાવનાર, સુસંસ્કારોનું સિંચન કરાવનાર એ પાઠશાળાનો મારા ઉપર મહાન ઉપકાર છે. જેટલું ન લખીએ એટલું ઓછું છે. એ પાઠશાળા સુંદર રીતે આગળ વધે એવી આશા રાખું છું.



શ્રી વીતરાગાય નમઃ

## પૂ. મુનિરાજશ્રી ભુવનચંદ્ર વિજયજી મ.

અમર જૈન શાળા
ટેકરી – ખંભાત
સં. ૨૦૩૫ પોષ સુદ ૩

ત્રિભુવનપતિના અનાદિસિદ્ધ શાસનમાં શુદ્ધ ધર્મના સાત્ત્વિક પ્રચાર અને પ્રસાર માટે, તથા પ્રકારના કાળગમે વિચિત્ર સંયોગોમાં–સદર ધાર્મિક સંસ્થાનો–એક આપવાદિક પણ સુંદર પ્રાદુર્ભાવ થયો છે. એ સંસ્થામાં ભરતી–ઓટ ચાલુ રહી છે, પણ સંસ્થાનો

પાયો નાખનાર શ્રાદ્ધવર્ય વેણીચંદભાઈની સદ્ભાવના—પાછળથી વહીવટ કરનાર ટ્રસ્ટી મહાનુભાવોએ—તેમજ પંડિત પ્રવર-સૂક્ષ્મચિંતક શ્રાદ્ધવર્ય પ્રભુદાસભાઈ અને પરીક્ષક-અધ્યાપક તરીકે શ્રી વાડીભાઈ અને પોખરાજજી આદિએ સારી રીતે ટકાવી રાખી છે. તેજ પ્રમાણે શાસન-સંગત શિક્ષણ અને વહીવટ સદા ચાલ્યો રહે અને સંસ્થાનો ઉત્તરોત્તર ઉત્કર્ષ થાય એવી શાસનદેવને પ્રાર્થના કરું છું.

આ મારો ટુંકો સદેશ અને હૈયાની અભિલાષા છે.

## પૂ. મુનિરાજશ્રી જયંતવિજયજી મ. (મધુકર)

મુબઇ તા. ૨૭-૧૧-૭૯

સંસ્થા દ્વારા થતા ધાર્મિક જ્ઞાન-પ્રચારના કામને વધુ વેગ મળશે અને આજ સુધી થયેલાં કામો ભાવિની પ્રજાને વધુ પ્રેરક અને માર્ગદર્શક બની રહેશે એ નક્કી છે.

સમ્યગ્ જ્ઞાન વિના કંઈ પણ બોધ થતો નથી. એ માટેની પ્રશસ્ત પ્રવૃત્તિ સંસ્થા તરફથી થઇ અને થતી રહે છે એ ખૂબ આનંદનો વિષય છે. ગ્રન્થ પ્રકાશનની વેળાએ અમારી શુભકામના.

## પૂ. મુનિશ્રી ભૂવનચન્દ્રજી મ.

જૈન ઉપાશ્રય
ટુન્ડા, કચ્છ
તા. ૪-૯-૭૯

આપની સંસ્થા અમૃત મહોત્સવ ઉજવી રહી છે, તે ઘણા આનંદની વાત છે. આ પાઠશાળા એક અજોડ સંસ્થા છે. એનો ઈતિહાસ ઘણો ઉજળો છે. શાસનની સેવા વધુને વધુ બજાવે એવી આશા.



## મુનિશ્રી સિદ્ધાચળ વિજયજી મ.

આરીસા ભુવન, પાલીતાણા.
આસો વદ ૮ શનિવાર

### અનુભવનું અમૃત

ધાર્મિક જીવન ઘડતર, ધાર્મિક સંસ્કાર–શિક્ષણ–સંસ્કરણ, નિયમિત વિદ્યાર્થી જીવનની ચર્યા વગેરે જે આ સંસ્થામાં જોવા મળે છે. તે ભાગ્યે જ અન્ય સ્થળે જોવા મળે.

સંસ્થાને ૮૧ વર્ષ નિર્વિઘ્ને પૂર્ણ થતાં, સંસ્થા તરફથી જે અમૃત મહોત્સવ ઉજવાનાર છે તે ખરેખર ! અનુમોદનીય છે. અનુભવનું અમૃત મને જેમ પ્રાપ્ત થયું છે, તેમ અનેક ભાગ્યશાળીઓની પ્રાપ્ત થયેલ છે.

આશા રાખું છું કે આવી એક નહિં, અનેક ધાર્મિક સંસ્થાઓ સંઘ-સમાજને ધાર્મિક શિક્ષણ આપી આવા જડવાદના ઝેરી વાતાવરણને દૂર કરી અમૃતનો આસ્વાદ –આનંદ આપે અને 'અમૃત મહોત્સવ' સફળ કરે એ જ શુભેચ્છા !



## પૂ. મુનિશ્રી ચંદ્રશેખરવિજયજી મ.

પાટણ સાગર જૈન ઉપાશ્રય
તા. ૧૬–૧૦–'૭૬

મહેસાણા પાઠશાળાના પાંચ વર્ષના અનુભવ પ્રમાણે મને એમ લાગે છે કે વિશ્વભરમાં પહેલા નંબરના ધાર્મિક અભ્યાસ માટેની અજોડ આ સંસ્થા છે.

આવી સંસ્થાને જેટલા ધન્યવાદ આપીએ એટલા ઓછા છે. આ સંસ્થાને જેટલો સહકાર અપાય તેટલો ઓછો છે.

મને ત્યાગપંથ પમાડનાર માતૃસંસ્થાનો ઉપકાર ને સંસ્કાર છે. સંસ્થાને ૮૧ વર્ષ પૂરા થયા છે. ૮૨ મા વર્ષમાં તેણે મંગલ પ્રવેશ કર્યો છે.

આ પ્રસંગે મારા અંતઃકરણના શુભ આશીર્વાદ. સંસ્થા દિન–પ્રતિદિન પ્રગતિના પંથે વિકાસ કરે. બાળકો સુંદર રીતે અભ્યાસ કરી સંસ્થાનું નામ રોશન કરે અને ઉત્તમ જીવન જીવવા પુરુષાર્થ કરે એ જ શુભ અભિલાષા !

પૂ. આ. શ્રી લબ્ધિસૂરીશ્વરજી મ. સા.ના શિષ્યરત્ન પ્રવચનકાર
મુનિરાજ શ્રી ચંદ્રશેખરવિજયજી મ.



## મુનિ કલ્યાણચંદ્ર વિજયજી

સાયન — આસો વદ ૪

વિ. શિક્ષણક્ષેત્રે તેમજ રત્નત્રયી પોષક સમ્યગ્ જ્ઞાનામૃતનું પાન કરાવનાર જ્ઞાનની પરબ સમાન સંસ્થાને એકાસી વર્ષ પૂર્ણ થયાં તે જાણ્યું—તેનો અમૃત મહોત્સવ ઉજવવાનો નિર્ણય કર્યો છે તે જાણી ઘણો જ આનંદ થાય છે. સંસ્થામાં રહી સમ્યગ્ જ્ઞાનામૃતનું પાન કરી મોક્ષફળના બીજ રૂપ સર્વ સંસારની મોહ માયાને છોડીને સર્વવિરતિ પામ્યો. આવો મહાન ઉપકાર જીવન પર્યંત ભૂલી શકાય તેમ નથી. વિ. આ સંસ્થા સમ્યગ્ જ્ઞાનામૃતનું અમારા જેવા બાળ વિદ્યાર્થીઓને વિશેષતર પાન કરાવતી રહે એજ શાસન દેવને અંતર્ગત પ્રાર્થના કરું છું. એજ

⊕

## પૂ. મુનિરાજ શ્રી અમિતયશ વિજયજી મ.

મિથ્યાજ્ઞાન રૂપી ખારા જળ અને મિથ્યાદર્શન તથા અવિરતિ સ્વરૂપ ભયંકર વમળ અને જળચર પ્રાણીથી ભરેલા આ સંસાર સાગરમાં વ્યથિત થયેલા જીવો માટે આલંબન રૂપ એવા સમ્યગ્ દર્શન અને સમ્યગ્ ચારિત્રને પુષ્ટ કરનાર સમ્યગ્ જ્ઞાન રૂપી મીઠા પાણીની વીરડી વહેવડાવનાર આ સંસ્થા કલ્પાંત કાળ સુધી ચતુર્વિધ સંઘની પુનિત ભક્તિનો લાભ લેવા દ્વારા અમિત યશ અને વિજયને વરે એ જ શુભાભિલાષા.

# ઉદ્યોગપતિ જૈન સંઘોના અગ્રેસરોના શુભ સંદેશાઓ

## શેઠશ્રી કસ્તુરભાઇ લાલભાઇ

શ્રી બી. જે. મહેતા,
શ્રીમદ્ યશોવિજયજી જૈન સંસ્કૃત પાઠશાળા અને
શ્રી જૈન શ્રેયસ્કર મંડળ,
મહેસાણા (ઉ. ગુ.) તા. ૫-૧૦-૭૯

તમારો તા. ૨-૧૦-૭૯ નો પત્ર મલ્યો.

શ્રીમદ્ યશોવિજયજી જૈન સંસ્કૃત પાઠશાળા અને શ્રી જૈન શ્રેયસ્કર મંડળની સંસ્થા એ એકાસી વર્ષ પહેલાં સ્થપાઇ અને તે દરમ્યાન તેમણે જે કાર્યવાહી કરી છે તે આખા શ્વેતાંબર જૈન સમાજમાં આદર પામી છે તેના સ્થાપક શેઠ વેણીચંદ સુરચંદ જ્યારે પણ ફાળો ઉઘરાવવા જતા ત્યારે જૈન જનતા તેમને સહર્ષ વધાવી લેતી. કારણ કે તેમણે એક ઘણું જ સુદ્દાનું કામ કર્યું છે અને તે એ કે આપણા બાળકોને જૈન ધર્મનું જ્ઞાન આપનાર કોઇ હતું નહી તેવે વખતે માસ્તરો તૈયાર કરી જુદી જુદી સંસ્થાઓને પૂરા પાડયા અને અત્યારે પાડે છે તે ઘણું જ પ્રશંસનીય છે. તે ઉપરાંત બીજી પણ પ્રવૃત્તિઓ આ સંસ્થા મારફત ચાલી રહી છે.

આ સંસ્થામાંથી સેવાભાવી માણસો તૈયાર થાય અને જૈન ધર્મનો ડંકો દુનિયાભરમાં વગડાવે-એવી મારી શુભેચ્છા.

લી. કસ્તુરભાઈ લાલભાઈના પ્રણામ

卐

## શેઠશ્રી અનુભાઈ ચિમનલાલ

(પ્રમુખ પાંચકુવા કાપડ મહાજન અમદાવાદ)

આ સંસ્થા ભારતભરમાં જાણીતી છે. ૮૨ વર્ષથી સતત સુંદર રીતે કામ કરતી રહી છે. પાલીતાણા, મુંબઈ, અમદાવાદ જેવા નગરોમાં બ્રાંચ સ્થાપીને તેણે વિધવિધ ક્ષેત્રે કામ કર્યું છે. આ સંસ્થામાં શિક્ષણ પામેલા ભાઇઓ સુંદર સંસ્કારી બન્યા છે અને તેમાં

ઘણા પંડિતપદને પામ્યા છે અને ઘણાઓ દીક્ષાર્થી પણ બન્યા છે. પ્રચાર અને શિક્ષણ ક્ષેત્રે સંસ્થાએ કેવી સફળતા મેળવી છે. તેના દાખલા આપણી સામે મોજુદ છે. જૈનધર્મની મહત્તા જાળવવા આવી સંસ્થાઓની ખાસ જરૂર છે.

આ સંસ્થા તેની કારકીર્દી જાળવી રાખીને પ્રગતિ કરતી રહી છે. તેના આનંદમાં અમૃત મહોત્સવની ઉજવણી થાય તે ખૂબ જ યોગ્ય છે. અમો તેને આવકારીએ છીએ.

સંસ્થા ખૂબજ ફૂલે-ફાલે અને પ્રગતિના પંથે પ્રયાણ કરતી રહે-તેવી હાર્દિક શુભેચ્છા પાઠવું છું.



## પ્રમુખ : શ્રી પુખરાજ સિંઘી
## ( शेठ कल्याणजी परमानंदजी पेढी )

( दिनांक १२-११-७९ )

प्रिय भाई श्री,

जय जिनेन्द्र ।

यह जानकर अत्यन्त आनन्द हुआ कि संस्था का अमृत महोत्सव मनाया जा रहा है। जैन संघ इस संस्था का ऋणी है कि इसकी सेवाओं की उचित कद्र अभी तक नहीं कर सका है।

मनुष्य के जीवन में धार्मिक शिक्षण एक महत्वपूर्ण स्थान रखता है, ओर उसकी उचित व्यवस्था अभी तक नहीं हो पाई है। इस विषय में विविध संघो व संस्थाओ द्वारा विविध प्रयत्न किए जा रहे है मगर आपकी संस्था ने जो सेवा की है उसका कोई सानी नहीं है ।

संघ से विनंति हे कि इस संस्था को प्रोत्साहन दिया जाए ।

भवदीय,
: पुखराज सिंघी :
अध्यक्ष





## ઓશવાળ શિક્ષણ અને રાહત સંઘ

પ્રમુખ શ્રી સોમચંદ પેથરાજ ગોસરાણી — ૪૬–૪૭, દિગ્વિજય પ્લોટ,
માનદ્‌મંત્રી શ્રી રમેશચંદ્ર હરખચંદ દોઢિયા — જામનગર–૩૬૧ ૦૦૫ (ગુજરાત)
જા. નં. ૩૬૬,૭૯ — તા. ૪–૧૨–૭૯

તમારી સંસ્થાને ૮૧ વર્ષ પૂર્ણ થયા હોઇ તમોએ અમૃત મહોત્સવ ઉજવવા નિર્ણય કરેલ છે તે જાણી આનંદ થયો.

અમૃત મહોત્સવ અંગે વિગતવાર કાર્યક્રમ તથા વિગતો દર્શાવતી પુસ્તિકા પણ તમારા તરફથી મળેલ છે.

તમારી ઉપરોક્ત સંસ્થાએ જૈન ધાર્મિક શિક્ષણક્ષેત્રે બહોળો ફેલાવો કરેલ છે તે અભિનંદનીય છે.

લી. રમેશચંદ હરખચંદ
માનદ્ મંત્રી,



માનદ્ મંત્રીઓ,
શ્રીમદ્ યશોવિજયજી જૈન સંસ્કૃત પાઠશાળા–મહેસાણા

સુજ્ઞશ્રી,

આપના તરફથી તા. ૬–૧–૮૦ નો પત્ર મળેલ છે. ધાર્મિક જ્ઞાન–દાનનું પવિત્ર કાર્ય કરતી આ સંસ્થા ૮૧ વર્ષ પૂર્ણ કરે છે. અને તે નિમિત્તે અમૃત મહોત્સવ ઉજવે છે, તે ગૌરવપ્રદ બાબત છે.

ધાર્મિક જ્ઞાનને ઉત્તેજન આપવું અને તે આપનાર સંસ્થાને પ્રાણવાન બનાવવી, એ સૌ કોઈ વ્યક્તિનું પવિત્ર કાર્ય છે. જૈન શાસનમાં આવી સંસ્થાની ખૂબ જ ઉપયોગિતા છે. અને આ સંસ્થાની શાખાઓ પણ કરવી જરૂરી છે. તે માટે વિદ્યાર્થીઓ આકર્ષાય તેવું વાતાવરણ નિર્માણ થાય તેવા પ્રયાસો જરૂરી છે.

અમૃત મહોત્સવ પ્રસંગની સફળતા ઇચ્છું છું.

લિ. ભવદીય,
ડી. એલ. ગાર્ડી
પ્રમુખ–શ્રી જૈન શ્વેતામ્બર કોન્ફરન્સ

## શ્રી સાંકળચંદ એચ. શેઠ

Judge High court of Gujarat

અમદાવાદ, તા. ૧૭-૧૨-૭૯

શ્રીમદ્ યશોવિજયજી જૈન સંસ્કૃત પાઠશાળા જોગ,

મહેસાણા.

પાઠશાળા ૮૧ વર્ષ નિમિત્તે અમૃત મહોત્સવ ઉજવે છે તે ખૂબ જ આનંદની વાત છે. જૈન ધર્મના સાહિત્યનો ઊંડો અભ્યાસ અને ખૂબ જ સંશોધન જરૂરી છે. વિશ્વના સૌથી પુરાણા ધર્મનો સંદેશો સમગ્ર વિશ્વને પહોંચવો જોઈએ. તેની જાણકારી જૈન અને જૈનેતરો સર્વેને હોવી જોઈએ.

પશ્ચિમની સંસ્કૃતિની પાછળ આંખો મીંચીને દોટ મુકતા ભારતને તેની અસલ અને મૌલિક સંસ્કૃતિનું ભાન કરાવવું જરૂરી છે. પાઠશાળા આ દિશામાં બનતો પ્રયત્ન આઠ દાયકાઓ ઉપરાંતથી કરે છે તે ખૂબ જ પ્રશંસનીય છે. ગાઢ અંધકારમાં જેમ પ્રકાશનું એક કિરણ કામ કરે છે અથવા ધોમધખતા તાપમાં રણમાં જેમ એક વીરડી કામ કરે છે તેમ ભૌતિકવાદથી રંગાયેલા આ જગતમાં પાઠશાળા કામ કરે છે.

તેના કાર્યને સતત સફળતા મળે તેમ ઇચ્છું છું. નાનકડા દીપમાંથી તે સૂર્યપ્રકાશ વેરતી સંસ્થા બને તેવી મારા અંતરની લાગણી દર્શાવતાં હું ખૂબ જ આનંદ અનુભવું છું.

લી. **સાંકળચંદ શેઠના**

જયહિંદ



## શેઠ શ્રી કેશવલાલ બુલાખીદાસ

પરમ આદરણીય શ્રીમતી,

યશોવિજયજી જૈન સંસ્કૃત પાઠશાળા, મહેસાણા.

શ્રીમતી યશોવિજયજી જૈન સંસ્કૃત પાઠશાળાના ૮૧ વર્ષની પૂર્ણાહુતિ અને ૮૨ મા વર્ષના પ્રવેશરૂપ અમૃત મહોત્સવના પરમાદરણીય શુભ પ્રસંગે મારે કહેવું જોઈએ કે :-

આવી અનુપમ સંસ્થા સારાય ભારતમાં એક જ છે. ધાર્મિક શિક્ષકો, પંડિતો, વિદ્વાનો પરીક્ષકો અને આધ્યાત્મિક વિકાસ કરનારા મહાનુભાવોને પકવનાર આ એકની એક સંસ્થાની ખૂબ ખૂબ પ્રગતિ, ઉન્નતિ, ઉત્ક્રાંતિ થવી જરૂરી છે



પરમ પૂજ્ય મુનિ ભગવંતોએ તેની અનુમોદનાની પ્રસંગે વર્ણવેલા શબ્દોમાં કહું તો—

શિક્ષકો, પંડિતો કે વિદ્વાનોની ભલે તે માતા ગણાતી હોય, પણ સારાય ચતુર્વિધ શ્રમણ પ્રધાન સંઘની તે દાદી છે.

કારણ કે સહુ કોઈએ ઓછાવત્તા અંશે આધ્યાત્મિક શિક્ષણ તેમાંજ તૈયાર થયેલા મહાનુભાવો પાસેથી લીધું હશે.

તેનું એકપણ અંગ ખંડિત ન થાય તે માટે ચતુર્વિધ સંઘના સહુ કોઈ વ્યક્તિએ યથાશક્તિ કરી છુટવું જોઈએ.

એક બાબતનું આ તકે ધ્યાન ખેંચવું ખાસ જરૂરી માનું છું કે—

સંસ્થામાં ધર્મની દ્રઢ શ્રદ્ધાવાળા તૈયાર થતા શિક્ષકો, પંડિતો કે વિદ્વાનોનું આપણા સંઘમાં બહુમાન કેમ વધે? તેમજ તેને જીંદગીભર આજીવિકાનો પ્રશ્ન મુંઝવે નહી તેનો પણ આ તકે વિચાર કરવો જરૂરી છે.

વળી તેઓ સંસ્થાના સૂચન પ્રમાણે ગમે તે ગામ કે નગરમાં આધ્યાત્મિક શિક્ષણ આપવા માટે જોડાય તેને તેની છેલ્લી જીંદગીમાં મુંઝવણ પેદા ન થાય તેને માટે સંસ્થાની શુભ પ્રેરણા દ્વારા તે જે સંસ્થામાં જોડાયા હોય, શિક્ષણ આપતા હોય તે સંસ્થાઓના અગર મહેસાણા પાઠશાળાના સહકાર પૂર્વક તેનો વીમો લેવો જરૂરી જણાય છે. જેથી તે સ્થિરભાવે ટકી શકે, આ એક અમારો અંગત અભિપ્રાય છે આ સિવાય આ બાબત બીજી કોઈ રીતે શકય હોય તો તેમ કરવું-તેવી મારી સકળ સંઘને વિનંતિ છે.

૫૬, મરીન ડ્રાઈવ,
ફીરદોસ, બીજે માળે,
મુંબઈ-૪૦૦૦૨૦.

## શેઠશ્રી મણિલાલ વનમાળીદાસ બી. એ.

તા. ૧૭-૧૨-૧૯૭૯

સદ્ગત શેઠશ્રી વેણીચંદ સૂરચંદ સંસ્થાપિત શ્રીમદ્ યશોવિજયજી જૈન સંસ્કૃત પાઠશાલાએ રત્નત્રયીની આરાધના કરનાર શ્રાદ્ધસંપન્ન-જ્ઞાનક્રિયારુચિવંત આરાધકોનું અનુપમ ગ્રુપ તૈયાર કર્યું છે.

જેમાં શતાધિક પરમપૂજ્ય સુસાધુ ભગવંતો-પદસ્થ મુનિપુંગવો વર્તમાનમાં સ્વ-પર કલ્યાણ કરવા દ્વારા શ્રીજિનશાસનની પ્રભાવના કરી રહ્યા છે.

શ્રીમદ્ યશોવિજયજી જૈન સંસ્કૃત પાઠશાળા

અનેક ધાર્મિક શિક્ષકો–ધર્મપ્રચારકો ભારતભરના ખૂણેખૂણે પ્રભુ આજ્ઞા મુજબનું શ્રાવક જીવન જીવતા સમ્યગ્જ્ઞાનદાન તથા....સુસંસ્કારદાન કરવા દ્વારા પ્રભુશાસનની અત્યુત્તમ કોટીની આરાધના કરી રહ્યા છે.

એ સર્વ શ્રેય ઉપરોક્ત સંસ્થાને ફાળે જાય છે.

સંસ્થાની આવી અનેકવિધ પ્રશંસનીય પ્રવૃત્તિમાં કાર્યરત રહેનાર સંસ્થાના સંચાલક વર્ગને, સંસ્થાની શોભા વધારનાર સર્વ વિદ્યાર્થીગણુને હાર્દિક અભિનંદન પાઠવું છું.

સંસ્થા પોતાના મૂળ ઉદ્દેશને જાળવી દિન–પ્રતિદિન પ્રગતિ સાધે અને ભવ્યાત્માઓને "પ્રભુશાસનના રસીયા" બનાવવાનું મંગલકાર્ય કરતી રહે એજ એકમાત્ર શુભેચ્છા.

મારા તરફથી મહેસાણા પાઠશાળાના નિભાવ ખર્ચમાં પ્રતિવર્ષ રૂા. ૧૦૦૧, આજીવન મોકલતો રહીશ તેની નોંધ લેશોજી.



## શેઠશ્રી આત્મારામ ભોગીલાલ સુતરીયા

ધાર્મિક શિક્ષણ આપતા શિક્ષકો તૈયાર કરતી આ સંસ્થા ગુજરાતભરમાં જાણીતી છે. સંસ્થા પોતાના અસ્તિત્વનાં ૮૧ વર્ષ પૂરાં કરેછે તેજ તેની ઉપયોગિતાની સાબીતી છે. સંસ્થા ઉત્તરોત્તર પ્રગતિ કરતી રહે અને સમાજને ઉપયોગી કાર્યમાં આગળ પડતો ભાગ ભજવે–તેવી આશા વ્યક્ત કરતાં આનંદ થાય છે. તેની સાથે સંકળાયેલા સૌને આ પ્રસંગે અભિનંદન.



## શેઠશ્રી કાંતિલાલ ચીમનલાલ (કોલસાવાળા)

શ્રી. જૈન શ્રેયસ્કર મંડળ મહેસાણા સંસ્થાએ કરેલું ભવ્યકાર્ય કોઇથી અજાણ્યું નથી જ. મારા મનમાં તો સંસ્થા પ્રત્યે અનન્ય સ્થાન અને માન છે. પણ સમગ્ર જૈન સંઘ સમાજમાં આ સંસ્થાનું પ્રથમ પંક્તિમાં પ્રથમ સ્થાન છે.

સંસ્થાએ ૮૧ વર્ષના લાંબાગાળા સુધી પોતાની એક સરખી પ્રતિભા ટકાવી રાખી છે. એ ઓછું ગૌરવ પાત્ર નથી.

સંસ્થાએ સમ્યગ્ જ્ઞાનની જે ભાગીરથી વહેવડાવી છે તેમાં શ્રી સંઘ સ્નાન કરી પાવન થતો રહ્યો છે. મહાન મુનિરાજો, પ્રકાંડ વિદ્વાનો, સંસ્કાર સંપન્ન વિદ્યાર્થીઓની જન્મદાત્રી માતૃસંસ્થાને અમૃત મહોત્સવના શુભ પ્રસંગે શ્રદ્ધાંજલિ અર્પું છું. સંસ્થા આજ રીતે પ્રગતિનાં શિખરો સર કરે એજ એક શુભાભિલાષા સાથે વિરમું છું. પુરાણો ઇતિહાસ

જોઈએ તો વિક્રમરાજાના દરબારમાં, ભોજરાજાના દરબારમાં પંડિતોનું બહુમાન ધનિક કરતા વિશિષ્ટ રહેતું હતું, જ્યારે હાલમાં એકલા ધનિકનુંજ બહુમાન થાય છે. તો શાસન દેવ પ્રત્યે મારી પ્રાર્થના છે કે એ દિવસ પાછો ફરીથી આવે કે પંડિતોનું બહુમાન ધનવાન કરતાં વિશિષ્ટ થાય અને ત્યારે ધર્મનો ખરો ઉદ્યોત થશે.

❋

## શ્રી અમૃતલાલ કાળીદાસ શાહ – સુરત

શ્રી જૈન શ્રેયસ્કર મંડળ ને શ્રીમદ્ યશોવિજયજી જૈન સંસ્કૃત પાઠશાળાની ૮૦ વર્ષની કારકીર્દી ઘણી યશસ્વી નીકળેલી છે. અને તેના સ્થાપક વેણીચંદભાઈનું નામ તથા ગૌરવ વધાર્યું છે. આ પાઠશાળામાંથી બહાર પડેલા શિક્ષકોએ ભારતભરની પાઠશાળાઓમાં શિક્ષકો તરીકે કામ કરી મંડળનું નામ રોશન કર્યું છે.

આ મંડળે મુ. શ્રી શ્રેણિકભાઈના પ્રમુખપદ નીચે સારી પ્રગતિ સાધી છે. અને હજુ પણ વધુ પ્રગતિ સાધશે, તેવી મને ખાત્રી છે. આ મંડળનો અમૃત મહોત્સવ ઉજવવાનો જાણી ઘણો આનંદ થયો છે. આ સંસ્થા હજુ વધુ ફૂલે-ફાલે ને તેનો વિકાસ વધતો રહે ને અત્યાર સુધી જૈન સમાજની જે રીતે સેવા કરી છે તેમાં વધારો કરે ને આદર્શ શિક્ષકો તૈયાર કરે તેવી શુભેચ્છા આ પ્રસંગે પાઠવું છું.

એ. કે. શાહ

✠

## ગગલદાસ હાલચંદ સંઘવી

શ્રીમદ્ યશોવિજયજી જૈન સંસ્કૃત પાઠશાળાની સ્થાપના થયે ૮૧ વર્ષના નિમિત્તનો અમૃતમહોત્સવ ઉજવવાનો રાખ્યો છે, તે જાણી આનંદ.

આ પાઠશાળાનો ધાર્મિક જ્ઞાનમાં મહત્ત્વનો ફાળો છે, આજે જે કોઈ ધાર્મિક શિક્ષકો છે તે આ શાળાની ફળશ્રુતિ છે તેમજ ધાર્મિક પાઠ્યપુસ્તકો આજે જે સુલભ છે તે પણ આ સંસ્થાને આભારી છે.

જૈન શાસનની પ્રચલિત સંસ્થાઓમાં આ સંસ્થા જુનામાં જુની છે અને તેનું ધર્મ-કાર્યમાં ખૂબ પ્રદાન છે.

સંસ્થા ઉત્તરોત્તર પ્રગતિ સાધે તે ભાવના સાથે અમૃત મહોત્સવની સફળતા ઇચ્છું છું.

卐

શ્રીમદ્ યશોવિજયજી જૈન સંસ્કૃત પાઠશાળા

## અમૃત મહોત્સવ યશસ્વી બનો

શ્રી યશોવિજયજી જૈન સંસ્કૃત પાઠશાળા ધર્મનિષ્ઠ સેવામૂર્તિ શ્રીમાન વેણીચંદ-ભાઈનું સર્જન છે. કલ્પના નહિ હોય કે આ જ્ઞાનની પરબ હજારો વિદ્યાર્થીઓ પૂ. સાધુ સાધ્વીજીઓને ધર્મ-દર્શન ને જ્ઞાનનો અનુપમ ખજાનો આપીને ભારતભરમાં પાઠશાળાઓને ધાર્મિક શિક્ષકો આપીને ધર્મપ્રભાવના કરી અમૃત મહોત્સવ ઉજવવા ભાગ્યશાળી થશે. આ એક જ જૂનામાં જૂની સંસ્થા છે અને ધાર્મિક શિક્ષણની પુસ્તિકાઓ વગેરે આપીને ચેતનવંતી બનેલ છે.

**ફુલચંદ હરિચંદ દોશી** મહુવાકર

卐

## સંસ્થાના ભૂતપૂર્વ મેનેજર

# માસ્તર વલ્લભદાસ હાવાભાઈ

વેણીચંદભાઈ અનેક કામોમાં, મુસાફરીમાં, ફંડો કરવામાં, આગેવાનો અને કાર્ય-વાહકોને મળવામાં, ધાર્મિક ક્રિયાઅનુષ્ઠાનોમાં: એમ અનેક રીતે રોકાયા રહેતા હતા. માણસ કામ ગમે તેટલાં ઉપાડે પણ જો તેની વ્યવસ્થા બરાબર ન થાય, તો બધાં કામો ચૂંથાઈ જાય છે, ને અનેક જાતની ગેરવ્યવસ્થા ઉભી થવા સંભવ રહે છે વ્યાપારી માલ ખરીદે જાય પણ તેને મૂકવાને માટે વખારો વિગેરે વ્યવસ્થિત સગવડ ન રાખે તો માલનો બગાડ થઇ ખોટમાં ઉતરવું પડે એ સ્વાભાવિક છે. તેવી જ હકીકત આવાં ખાતાંઓ ઉપાડવા અને તેની વ્યવસ્થા રાખવાને અંગે છે. ઉપર પ્રમાણે વેણીચંદભાઈ જાતે બધા ખાતાં સંભાળે, તેનો વહીવટ કરે, તે ચલાવે, તેના હિસાબ રાખે, માણસો ઉપર દેખરેખ રાખે, એ બધું એકલે હાથે બનવું અશકય હતું. અલબત્ત માણસોદ્વારા કામ લઈ શકાય છે, છતાં દરેક કામોમાં એવો એક આવશ્યક વિભાગ હોય છે કે જેમાં-એ કામ કાં તો જાતે જ કરવું જોઇએ, અને કાં તો અત્યન્ત વિશ્વાસુ કે અંગત જેવા માણસનેજ તે સોંપી શકાય.

આવી એક અંગત જેવી વિશ્વાસુ વ્યક્તિ તેમને મળી ગયેલી હતી. જેનું નામ **માસ્તર વલ્લભદાસ હાવાભાઈ.** રહીશ વળા. આ સ્થળે તેમનો ઉલ્લેખ કરવાની જરૂર એટલા માટે જ છે કે–તે પ્રવૃત્તિઓની પાછળથી બરાબર કાળજીપૂર્વક સંભાળ લેવામાં અને તેને વ્યવસ્થિત ચલાવવામાં તેમણે ભારે સંતોષપૂર્વક કામ કર્યું છે. તેથી તેને કેમ ભૂલી શકાય ?

આ ભાઈ મ્હેસાણા પાઠશાળા શરૂ થઈ ત્યારથી અમુક વખત વિદ્યાર્થી તરીકે અભ્યાસ કરીને પછી નોકરીમાં જોડાયા. યદ્યપિ તે અમુક પગારે નોકરીમાં જોડાયા હતા, પણ પોતે નોકર છે, એમ સમજીને કામ કર્યું નથી, પરંતુ અંગત–ઘરનું સમજીને જરાપણ શક્તિનું ગોપન કર્યા વિના સતત પરિશ્રમ અને કાળજીથી કામ ચલાવ્યું છે. એ રીતે ૨૨ વર્ષ સુધી તેણે એક રીતે સંસ્થાની સેવા બજાવી ગણી શકાય.

માત્ર જમવા વિગેરે ખાસ કામ સિવાય ઘેર જવાનું રાખતા નહીં. જરા પણ વખત મળે તે બધો સંસ્થામાં જ ગાળવાના. ઘેર ખાસ અડચણ જેવું હોય, તો ભલામણ કરી દે. પણ કામ છોડીને જવાનું જ નહીં. એટલે દરેક બાબતો તરફ તેમની સતત દેખરેખ, નિરીક્ષણ, અને સાવચેતી ખાસ રહ્યા કરતા હતા.

ધાર્મિક અનુષ્ઠાનોમાં પણ પોતાનાથી બનતો ભાગ દરેકમાં બરાબર લેતા હતા. દર ચતુર્દશીએ પૌષધ અવશ્ય કરતા હતા. ઉપધાન પણ વહન કરેલાં હતાં. ધાર્મિક તથા સંસ્કૃત અભ્યાસ કરેલો હતો. તેમણે પ્રતિક્રમણનાં મૂળ પુસ્તકો તથા તેના અર્થ અવચૂરિ, તથા જીવવિચાર, કર્મગ્રંથ, તત્ત્વાર્થ, બ્રહ્મચર્ય વિગેરે પુસ્તકો લખેલાં, તથા કેટલાંક શોધેલાં છે. બીજાં પુસ્તકો છપાવવામાં પણ તેમની ખાસ માગણી હતી.

વર્તમાનમાં સંસ્થાનું જે મકાન છે તે મકનના પાયાથી પૂર્ણ થાય ત્યાં સુધી તેને સર્વાંગસુંદર બનાવવામાં તેમનો પૂર્ણ પરિશ્રમ હતો.

સ્વભાવે ગંભીર ને મિતભાષી, તથા પ્રામાણિક અને નિઃસ્પૃહ હતા. વર્ત્તનમાં સાદા અને શાંત હતા. ઈનામ અકરામ લેવા તેમને પસંદ ન્હોતાં. કોઈ તેવી વાત કરે તો તેમને જરા ગુસ્સો પણ થઈ આવતો હતો. આવી તેમની નિ:સ્પૃહવૃત્તિથી છેવટે આ૦ સેક્રેટરી તરીકે તેમને નિમવામાં આવ્યા હતા.

સંવત ૧૯૭૫ ની સાલમાં વેણીચંદભાઈ સાથે સંસ્થાને કામે મુંબઈ ગયા હતા. ત્યાંથી તેમને સંગ્રહણીનો જીવલેણ રોગ લાગુ પડ્યો. ઘણા ઉપચારો કરવા છતાં ફાયદો થયો જ નહીં. આખરે એકાદ વર્ષમાં સુશીલ પત્ની તથા બે પુત્રો અને ત્રણ પુત્રી મૂકી સ્વર્ગવાસી થયા.

તેમના સુપુત્ર શ્રી કાંતિલાલ વી. શાહ મેનેજર તરીકે આજે છેલ્લા પચીસ વર્ષથી આ સંસ્થાનું કાર્ય તેમના પિતાશ્રીની જેમ જ ખુબ ખંત અને આત્મીયતાથી કરી રહ્યા છે. તે અભિનંદનીય છે.

❁

# શ્રી યશોવિજયજી જૈન પાઠશાળા મહેસાણા સંસ્થામાં ભૂતપૂર્વ વિદ્યાર્થી તરીકે અધ્યયન કરી ગયેલા પૂ. આચાર્ય ભગવંતો



પ.પૂ. યોગનિષ્ઠ આ. બુદ્ધિસાગરસૂરીશ્વરજી મ.



પ. પૂ. આ. વિજય મહેન્દ્રસૂરીશ્વરજી મ.



પ. પૂ. આ. વિજય મંગળપ્રભસૂરીશ્વરજી મ.



પ. પૂ. આ. વિજય દેવેન્દ્રસૂરીશ્વરજી મ.

શ્રી યશોવિજયજી જૈન પાઠશાળા મહેસાણા સંસ્થામાં ભૂતપૂર્વ વિદ્યાર્થી તરીકે અધ્યયન કરી ગયેલા પૂ. આચાર્ય ભગવંતો



પ. પૂ. આ. વિજય દેવસૂરીશ્વરજી મ.



પ. પૂ. આ. વિજય અમૃતસૂરીશ્વરજી મ.



પ. પૂ. આ. વિજય રામસૂરીશ્વરજી મ.



પ. પૂ. આ. વિજય પરમપ્રભસૂરીશ્વરજી

શ્રી યશોવિજયજી જૈન પાઠશાળા મહેસાણા સંસ્થામાં ભૂતપૂર્વ વિદ્યાર્થી તરીકે અધ્યયન કરી ગયેલા પૂ. આચાર્ય ભગવંતો



પ. પૂ આ. વિજયજયાનંદસૂરીશ્વરજી મ.



પ. પૂ. આ. વિજય સુબોધસૂરીશ્વરજી મ.



પ પૂ. આ. વિજયઅશોકચંદ્રસૂરીશ્વરજી મ.



પ. પૂ. આ. વિજયરત્નશેખરસૂરીશ્વરજી મ.

## અમૃત મહોત્સવ પ્રસંગે એકહજાર એક આપનાર શુભેચ્છકોએ પાઠવેલ મુનિભગવંતો તથા સાધ્વીજી મ. ના ફોટાઓ



પ. પૂ. આ. શ્રી નવીનસૂરિજી મ.
સાધર્મિક ઉત્કર્ષ ટ્રસ્ટ બેંગલોર



પ. પૂ. ગણિવર્યશ્રી વર્ધમાનસાગરજી. મ.



પ. પૂ. શ્રી મહાનંદવિજયજી ગણિવર
તથા પૂ. મુનિરાજશ્રી મહાબલવિજયજી મ.



પ. પૂ. શ્રી રંજનવિજયજી મ.

## શુભેચ્છકોએ પાઠવેલ સાધ્વીજી મ. ના ફોટાઓ







પૂ. સાધ્વીશ્રી જિનેન્દ્રશ્રીજી મ. પૂ. સાધ્વીશ્રી કંચનશ્રીજી મ. પૂ. સાધ્વીશ્રી તારાશ્રીજી મ.



પૂ. સાધ્વીશ્રી લાભશ્રીજી મ.



સંસ્થાના સ્થાપક શેઠશ્રી વેણીચંદ સુરચંદ



શ્રીમદ્ યશોવિજયજી જૈન સંસ્કૃત પાઠશાળાનું મકાન

## સંસ્થાની પ્રવૃત્તિઓ



શિક્ષકો પાસે અભ્યાસ કરતા વિદ્યાર્થીઓ




પ્રાર્થના મંદિર

# સંસ્થાની પ્રવૃત્તિઓ



જિનમંદિરમાં સ્નાત્રપૂજા ભણાવતા વિદ્યાર્થીઓ



વિ. સં. ૨૦૩૫ના વર્ષમાં સંસ્થામાં ભણતા ચાલુ વિદ્યાર્થીઓ

# સંસ્થાની પ્રવૃત્તિઓ



મહેસાણા શ્રીમદ્ યશોવિજયજી જૈન સંસ્કૃત પાઠશાળાનો સ્થાનિક સ્ટાફ







શ્રેયસ્કર મંડળ પાલીતાણા શાખાનો સ્ટાફ

# વિદ્યાર્થી સંમેલનના સ્મરણો ૪-૬-૬૬



ભૂતપૂર્વ વિદ્યાર્થી સંમેલન ૪-૬-૬૬ ના દૃશ્યો
સ્વાગત પ્રમુખ શેઠશ્રી શ્રેણિકભાઈ કસ્તુરભાઈ પોતાનું વક્તવ્ય કરી રહ્યા છે.



ભૂતપૂર્વ વિદ્યાર્થીઓ તરફથી શ્રી સોમચંદ ડી. શાહ તથા પં. છબીલદાસ કેશરીચંદ, શેઠશ્રી જીવતલાલ પ્રતાપશીને થેલી સમર્પણ કરી રહ્યા છે.

## વિદ્યાર્થી સંમેલનના સ્મરણો ૪-૬-૬૬



ભૂતપૂર્વ વિદ્યાર્થીઓ તરફથી નિસ્વાર્થ સેવાભાવે સમર્પણ કરનાર
ડૉ. મગનલાલભાઈને સન્માનપત્ર સમર્પણ

## વિદ્યાર્થી સંમેલનના સ્મરણો વિ. સં. ૨૦૨૭ મહાવદ ૪



ભૂતપૂર્વ વિદ્યાર્થી તરફથી સમપર્ણ થયેલ ભોજનગૃહના ઉદ્ઘાટન વખતે
શેઠશ્રી કાંકરીયા પ્રવચન કરે છે.

# વિદ્યાર્થી સંમેલનના સ્મરણો વિ. સં. ૨૦૨૭ મહા વદ ૪



ભૂતપૂર્વ વિદ્યાર્થીઓએ અર્પણ કરેલ ઋણનિધિમાંથી તૈયાર થયેલ પાઠશાળાના ભોજનગૃહના નૂતન મકાનનું ઉદ્દ્ઘાટન



નૂતન ભવનના ઉદ્દ્ઘાટન પ્રસંગે સમારંભ પ્રમુખ શેઠશ્રી કાંતિલાલ ચીમનલાલ વક્તવ્ય રજુ કરી રહ્યા છે.

શ્રી યશોવિજયજી જૈન સંસ્કૃત પાઠશાળાને અમૃત મહોત્સવ પ્રસંગે
રૂા. ૧૦૦૦ કે તેથી વધુ રકમ આપનાર દાતાઓ



શ્રેષ્ઠિવર્ય કસ્તુરભાઇ લાલભાઈ
અમદાવાદ



શેઠશ્રી હીરાચંદજી જેરુપજી
મુંબઇ



શેઠશ્રી કાંતિલાલ નગીનદાસ
મદ્રાસ



શેઠશ્રી ચંપકલાલ હરકીશનદાસ ભણશાલી
કલકત્તા



સ્વામિ રીખવદાસજી
મદ્રાસ

## શ્રી યશોવિજયજી જૈન સંસ્કૃત પાઠશાળાને અમૃત મહોત્સવ પ્રસંગે
## રૂા. ૧૦૦૦ કે તેથી વધુ રકમ આપનાર દાતાઓ



શા. માંગીલાલ ધનાજી
બેંગ્લોર



શા. માંગીલાલ બાબુલાલજી
બેંગ્લોર



નાગોરી સુમેરમલ ચુનીલાલ
બેંગ્લોર



શાહ કુન્દનમલજી તલાજી
બેંગ્લોર



શા. લાલચંદજી હજારીમલજી બોંતા
બેંગ્લોર



શ્રીમતી સુમતીબાઈ બંદા
કોસેલાવ (રાજ.)

શ્રી યશોવિજયજી જૈન સંસ્કૃત પાઠશાળાને અમૃત મહોત્સવ પ્રસંગે
રૂા. ૧૦૦૦ કે તેથી વધુ રકમ આપનાર દાતાઓ



શેઠ આત્મારામ છગનલાલ
અમદાવાદ



શેઠ સુમતિલાલ કેશવલાલ શાહ
અમદાવાદ



શેઠ પોપટલાલ રવચંદભાઇ
અમદાવાદ



શેઠ લહેરચંદ સરૂપચંદ
અમદાવાદ



શ્રીયુત સરેમલજી શિવલાલ
બેંગ્લોર



શ્રી હઠીચંદ રણછોડદાસ વારૈયા
પાલીતાણા

# શ્રી યશોવિજયજી જૈન સંસ્કૃત પાઠશાળાને અમૃત મહોત્સવ પ્રસંગે
# રૂા. ૧૦૦૦ કે તેથી વધુ રકમ આપનાર દાતાઓ



શ્રી ગીરધરલાલ ઝીણાભાઈ વોરા
ધોરાજી



સ્વ. શ્રી નગીનદાસ મણીલાલ વોરા
ધોરાજી



સ્વ. શ્રી ભોગીલાલ બબલદાસ શાહ
મહેસાણા



શ્રી અમરચંદ રતનચંદ ઝવેરી
મુંબઈ



સંઘવી ગુલાબચંદ મનરૂપજી
મુંબઈ



શ્રી વ્રજલાલ અંદરજી લાકડાવાળા
મુંબઈ

## શ્રી યશોવિજયજી જૈન સંસ્કૃત પાઠશાળાને અમૃત મહોત્સવ પ્રસંગે
## રૂા. ૧૦૦૦ કે તેથી વધુ રકમ આપનાર દાતાઓ



એચ. રતનચંદજી નાહર
મદ્રાસ



સ્વ. શ્રી મોહનલાલ ધરમશી ટોલીયા
મદ્રાસ



સ્વ. શ્રી કપુરચંદ નરભેરામ સુતરીયા
મદ્રાસ



શેઠ શ્રી માણેકચંદજી બેતાલા
મદ્રાસ



સ્વ. શ્રી કાનમલજી સમદડીયા
મદ્રાસ



સ્વ. સંઘવી ભુરમલજી તેજાજી
મદ્રાસ

## શ્રી યશોવિજયજી જૈન સંસ્કૃત પાઠશાળાને અમૃત મહોત્સવ પ્રસંગે રૂા. ૧૦૦૦ કે તેથી વધુ રકમ આપનાર દાતાઓ



શ્રી એસ. કેવલચંદજી ખટોડ
મદ્રાસ



શ્રી ભોગીલાલ બબલદાસ હરડે
મહેસાણા



શ્રી જીવણલાલ અબજીભાઇ
વઢવાણ સીટી



શ્રી વેરસીભાઈ શીવજીભાઈ શાહ
મુંબઇ



શ્રી શિવજીભાઇ ગેલાભાઇ શાહ
મુંબઇ



શ્રી લખધીરભાઇ સવજીભાઇ ગડા
સામખીયાળી

## શ્રી યશોવિજયજી જૈન સંસ્કૃત પાઠશાળાને અમૃત મહોત્સવ પ્રસંગે
## રૂા. ૧૦૦૦ કે તેથી વધુ રકમ આપનાર દાતાઓ



શ્રી ચમનલાલ કેશવજી શાહ
મદ્રાસ



સ્વ. શાંતિલાલ પાનાચંદ મહેતા
મદ્રાસ



શેઠશ્રી જયંતિલાલ માનચંદ ડેલીવાળા
ગઢડા



શેઠ ચીમનલાલ સાંકળચંદ
અમદાવાદ



શાહ રીખવચંદ દલસુખભાઇ
લોદરા



શ્રી કેશવલાલ મોહનલાલ જોગાણી
મદ્રાસ

## શ્રી યશોવિજયજી જૈન સંસ્કૃત પાઠશાળાને અમૃત મહોત્સવ પ્રસંગે
## રૂા. ૧૦૦૦ કે તેથી વધુ રકમ આપનાર દાતાઓ



શ્રીમતી બદામીબાઈ
ધર્મપત્ની શા. કુંદનમલજી
બેંગ્લોર



શ્રીમતી સુવાબાઈ
ધર્મપત્ની મુથા દલીચંદજી
બેંગ્લોર



ગંગાસ્વરૂપ પ્રભાવંતીબેન
છગનલાલ સરકાર
સુરત



શ્રીમતી ચંપાબેન મણીલાલ શાહ
સોજીત્રા



શ્રી અમીચંદજી જેરૂપજી મુથા
મદ્રાસ



શ્રી ચંદુલાલ છગનલાલ ઉકડ
મદ્રાસ

શ્રીમદ્ યશોવિજયજી જૈન સંસ્કૃત પાઠશાળાને અમૃત મહોત્સવ પ્રસંગે
રૂપીયા એકહજાર એક અને તેથી વધુ રકમ આપનાર દાતાઓ



શ્રી વીરબાળાબેન કાંતીલાલ
મહેસાણા



શ્રી વીરચંદભાઈ નાગરદાસ કોઠારી
મહેસાણા



શેઠશ્રી હરગોવનદાસ હકમચંદ



શેઠશ્રી વીરચંદ અમરચંદ (બાલીસણવાળા)
મહેસાણા

શ્રીમદ્ યશોવિજયજી જૈન સંસ્કૃત પાઠશાળાને અમૃત મહોત્સવ પ્રસંગે
રૂપીયા એકહજાર એક અને તેથી વધુ રકમ આપનાર દાતાઓ



શેઠ પોપટલાલ બાદરચંદ
પાટણ



શ્રીમતી શકરીબેન ચીમનલાલ
મહેસાણા



શેઠશ્રી ભોગીલાલ અમથાલાલ
મહેસાણા



સ્વ. શ્રી માલતીબેન રતિલાલ
મહેસાણા



શેઠશ્રી પોપટલાલ સ્વરૂપચંદ
મહેસાણા

શ્રીમદ્ યશોવિજયજી જૈન સંસ્કૃત પાઠશાળાને અમૃત મહોત્સવ પ્રસંગે
રૂપીયા એકહજાર એક અને તેથી વધુ રકમ આપનાર દાતાઓ



સ્વ. ભરતકુમાર કેશવલાલ
નાસીકવાળા



શેઠશ્રી મંગળદાસ લલ્લુભાઈ પારેખ
મહેસાણા



શેઠશ્રી કેશવલાલ માણેકલાલ
મહેસાણા



શ્રી ચીનનલાલ પુનમચંદ મોદી
મહેસાણા



શ્રી ગોદડદાસ વીરચંદ
ધોલાસણ

શ્રીમદ્ યશોવિજયજી જૈન સંસ્કૃત પાઠશાળાને અમૃત મહોત્સવ પ્રસંગે
રૂપીયા એકહજાર એક અને તેથી વધુ રકમ આપનાર દાતાઓ



શ્રીમતી કમળાબેન શાંતિલાલ
મહેસાણા



શ્રી કંચનબેન એમ. શાહ
મહેસાણા



શ્રી દોલતરામ વેણીચંદ મહેતા
સિદ્ધપુર



શ્રી શેઠશ્રી ચંદુલાલ ડાહ્યાભાઈ પટવા
મહેસાણા

શ્રીમદ્ યશોવિજયજી જૈન સંસ્કૃત પાઠશાળાને અમૃત મહોત્સવ પ્રસંગે
બેંગલોરના રૂપીયા પાંચહજાર એક આપનાર સંરક્ષક દાતાઓ



શાહ વાલચંદ ફુલાજી
સિરોહી (રાજસ્થાન)



શાહ મોતીલાલજી ધનરાજજી
લાપોદ (રાજસ્થાન)



સંઘવી માનમલજી રાજાજી
ગોદન (રાજસ્થાન)



શાહ ડુંગરમલજી પુનમચંદજી
તવાવ (રાજસ્થાન)
હા! શાહ એસ. કપુરચંદ એન્ડ કું. બેંગલોર

શ્રીમદ્ યશોવિજયજી જૈન સંસ્કૃત પાઠશાળાને અમૃત મહોત્સવ પ્રસંગે
બેંગલોરના રૂપીયા પાંચહજાર એક આપનાર સંરક્ષક દાતાઓ



શાહ ઘેવરચંદ ચુનીલાલજી સુરાણા
બાલરાઈ (રાજસ્થાન)



શાહ હજારીમલ પુનમચંદજી કોઠારી
બાંકલી (રાજસ્થાન)



સંઘવી કુંદનમલ ધનરાજજી
બેંગલોર

## શ્રીમદ્ યશોવિજયજી જૈન સંસ્કૃત પાઠશાળાને અમૃત મહોત્સવ પ્રસંગે રૂપીયા એકહજાર એક અને તેથી વધુ રકમ આપનાર દાતાઓ



શ્રીમતી તારાબેન ચુનીલાલજી
બેંગલોર



શાહ મિશ્રિમલજી નથમલજી
આઉવા (રાજ.)



મુથા પન્નાલાલજી જવાનમલજી-માંડવલા
હા. માઈદેકરા બેંગલોર



શાહ એમ. હસ્તીમલ એન્ડ કાં. જરીવાલા
બેંગલોર

શ્રીમદ્ યશોવિજયજી જૈન સંસ્કૃત પાઠશાળાને અમૃત મહોત્સવ પ્રસંગે
રૂપીયા એકહજાર એક અને તેથી વધુ રકમ આપનાર દાતાઓ



શાહ ગુણેશમલ તેજરાજજી
બેંગલોર



શા થાનમલજી કસ્તુરચંદજી માલવાડા
હ. મહેશચંદ્ર મણીલાલ એન્ડ બ્રધર્સ



શા. ગણેશમલ ધુડાજી
ભંડારી લેટા (જાલોર)



શ્રીમતી બદીબાઈ
ધર્મપત્ની શ્રી મુલચંદ ઉમેદાબાદ
હ દીપચંદ ચંદનમલ બેંગલોર

શ્રીમદ્ યશોવિજયજી જૈન સંસ્કૃત પાઠશાળાને અમૃત મહોત્સવ પ્રસંગે બેંગલોરના રૂપીયા પાંચહજાર એક આપનાર સંરક્ષક દાતાઓ



શાહ વાલચંદ કુલાજી
સિરોહી (રાજસ્થાન)



શાહ મોતીલાલજી ધનરાજજી
લાપોદ (રાજસ્થાન)



સંઘવી માનમલજી રાજાજી
ગોદન (રાજસ્થાન)



શાહ ડુંગરમલજી પુનમચંદજી
તવાવ (રાજસ્થાન)
હા: શાહ એસ. કપુરચંદ એન્ડ કું. બેંગલોર

# શ્રીમદ્ યશોવિજયજી જૈન સંસ્કૃત પાઠશાળાને અમૃત મહોત્સવ પ્રસંગે બેંગલોરના રૂપીયા પાંચહજાર એક આપનાર સંરક્ષક દાતાઓ



શાહ ઘેવરચંદ ચુનીલાલજી સુરાણા
બાલરાઈ (રાજસ્થાન)



શાહ હજારીમલ પુનમચંદજી કોઠારી
બાંકલી (રાજસ્થાન)



સંઘવી કુંદનમલ ધનરાજજી
બેંગલોર

## શ્રીમદ યશોવિજયજી જૈન સંસ્કૃત પાઠશાળાને અમૃત મહોત્સવ પ્રસંગે રૂપીયા એકહજાર એક અને તેથી વધુ રકમ આપનાર દાતાઓ



શાહ લાલચંદજી
ફર્મ-શાહ જુટમલજી લાલચંદજી
બેંગલોર



શાહ જયંતિલાલ ઓટમલજી
બેંગલોર



શાહ ભબુતમલજી ભંડારી
બેંગલોર



શાહ વસ્તીમલજી ભાંનાજી
બેંગલોર

શ્રીમદ્ યશોવિજયજી જૈન સંસ્કૃત પાઠશાળાને અમૃત મહોત્સવ પ્રસંગે
રૂપીયા એકહજાર એક અને તેથી વધુ રકમ આપનાર દાતાઓ



શાહ ચોથાલાલ જેઠાલાલ થરા
હ. અધ્યાપક સુરેન્દ્ર સા. શાહ બેંગલોર



શાહ કપુરચંદજી હનાજી
પુરણ



શાહ મુલચંદજી ખીમાજી
બેંગલોર



શા. મિશ્રિમલજી આઈદાનમલજી ભંશાલી
બેંગલોર

## શ્રીમદ્ યશોવિજયજી જૈન સંસ્કૃત પાઠશાળાને અમૃત મહોત્સવ પ્રસંગે રૂપીયા એકહજાર એક અને તેથી વધુ રકમ આપનાર દાતાઓ



શાહ પુખરાજજી બાલચંદજી
બાફના બેંગલોર



શાહ બાગમલજી મુકનચંદજી
બેંગલોર



શ્રી પુખરાજજી પૃથ્વીરાજજી
બલદોટા બેંગલોર



શ્રી પુનમચંદજી ગજાજી
સાંચુ (રાજસ્થાન)

# શ્રીમદ્ યશોવિજયજી જૈન સંસ્કૃત પાઠશાળાને અમૃત મહોત્સવ પ્રસંગે રૂપીયા એકહજાર એક અને તેથી વધુ રકમ આપનાર દાતાઓ



શ્રી ચંપાલાલજી છોગમલજી
ભીવાન્દી (રાજ.)



શ્રી દેવીચંદજી ટોકરજી જોગાણી
પાંચેરી (રાજ.)



શાહ ચંપાલાલજી ગુણેશમલજી
બેંગલોર



શાહ મિશ્રિમલજી (મિશ્રિમલજી એન્ડ સન્સ)
બેંગલોર

## અમૃત મહોત્સવ પ્રસંગે રૂપીયા એક હજાર એક અને તેથી વધુ રકમ આપનાર દાતાઓ



શેઠશ્રી કેશવલાલ છોટાલાલ
મહેસાણા



શેઠશ્રી ચંપકલાલ પ્રભુદાસ મણીયાર
મહેસાણા



સ્વ. શાહ મણીલાલ ભીખાભાઈ
મહેસાણા જોટાણાવાળા



સ્વ. નાથાલાલ મોહનલાલ ગાંધી
મહેસાણા

## અમૃત મહોત્સવ પ્રસંગે રૂપીયા એક હજાર એક અને તેથી વધુ રકમ આપનાર દાતાઓ



શાહ પુખરાજ છોગમલજી
શિવગંજ (રાજ.)



વિજયકોરબેન દલીચંદ શાહ શિહોરવાલા
બેંગલોર




શાહ મોંઘીલાલજી કટારીયા
તથા શ્રી ગીલાપચંદજી નાહર



સ્વ. શાહ દલીચંદજી ભીકાજી કોઠારી
વડગામ (શિવગંજ)

શ્રીમદ યશોવિજયજી જૈન સંસ્કૃત પાઠશાળાને અમૃત મહોત્સવ પ્રસંગે
રૂપીયા એકહજાર એક અને તેથી વધુ રકમ આપનાર દાતાઓ



શાહ પુનમચંદ ગફૂરચંદ
ચાણસ્મા



સ્વ. ઝવેરી મણીલાલ વાડીલાલ
ઝવેરીવાડે પાટણ



શાહ છોટાલાલ મોહનલાલ
ચાણસ્મા



મણીલાલ મુળચંદભાઈ શાહ
સ્વ. તારાબેન મણીલાલ શાહ
માલણવાળા) સુરત

## શ્રીમદ્ યશોવિજયજી જૈન સંસ્કૃત પાઠશાળાને અમૃત મહોત્સવ પ્રસંગે રૂપીયા એકહજાર એક અને તેથી વધુ રકમ આપનાર દાતાઓ



શેઠશ્રી મંગળદાસ સ્વરૂપચંદ
ખંભાત



શ્રી ચંદ્રકાંતાબેન સાકરચંદ ઘીયા
કુંભારવાડો ખંભાત



શેઠશ્રી સોનચંદભાઈ પોપટચંદ
માણેકચોક ખંભાત



શ્રી પ્રાણજીવનદાસ અવિચલદાસ
મુંબઈ

# અમૃત મહોત્સવ પ્રસંગે રૂપીયા એક હજાર એક અને તેથી વધુ રકમ આપનાર દાતાઓ



શેઠશ્રી કેશવલાલ છોટાલાલ
મહેસાણા



શેઠશ્રી ચંપકલાલ પ્રભુદાસ મણીયાર
મહેસાણા



સ્વ. શાહ મણીલાલ ભીખાભાઈ
મહેસાણા જોટાણાવાળા



સ્વ. નાથાલાલ મોહનલાલ ગાંધી
મહેસાણા

અમૃત મહોત્સવ પ્રસંગે રૂપીયા એક હજાર એક અને તેથી
વધુ રકમ આપનાર દાતાઓ



શાહ પુખરાજ છોગમલજી
શિવગંજ (રાજ.)



વિજયકોરબેન દલીચંદ શાહ શિહોરવાલા
બેંગલોર



શાહ મોંઘીલાલજી કટારીયા
તથા શ્રી મીલાપચંદજી નાહર



સ્વ. શાહ દલીચંદજી ભીકાજી કોઠારી
વડગામ (શિવગંજ)

# સમ્યગ્જ્ઞાનનું મહત્વ

પૂ. આચાર્યદેવશ્રી વિજયમનોહરસૂરિજી મ. સા.ના શિષ્યરત્ન
પૂ. આ. શ્રીમદ્ વિજયભદ્રંકરસૂરિજી મહારાજ

અનંત ઉપકારી એવા શ્રી જૈન શાસનમાં સમ્યગ્જ્ઞાનનું મહત્વ ખૂબ વર્ણવ્યું છે, કારણ કે વિશ્વના બાહ્ય–અભ્યંતર, લૌકિક–લોકોત્તર સર્વ વ્યવહારો સમ્યગ્જ્ઞાનના પ્રભાવે જ સિદ્ધ થાય છે. શ્રી સંવેગરંગશાળા ગ્રન્થમાં ગા. ૧૩૫૦ વગેરેમાં કહ્યું છે કે–

લોકમાં જ્ઞાન ચિંતામણી રત્ન છે, પરમ કલ્પવૃક્ષ છે, સર્વગત ચક્ષુ છે તથા ધર્મનું સાધન છે. જેને આ જ્ઞાન પ્રત્યે બહુમાન નથી તેની ધર્મક્રિયા પણ જાત્યંધની નૃત્ય જોવાની ક્રિયાની જેમ અફળ જ છે માટે સ્વકાર્યની સિદ્ધિની ઈચ્છાવાળાએ સર્વપ્રથમ પ્રમાદ છોડીને સદાય જ્ઞાનપ્રાપ્તિ માટે પ્રયત્ન કરવો જોઈએ.

માનવજીવનનું સૌ પ્રથમ કર્તવ્ય પણ જ્ઞાનપ્રાપ્તિ છે, એ કારણે જ તેની સોળ વર્ષ સુધીની બાલ્યવય અને માતાપિતાદિ ગુરૂવર્ગનો યોગ વિગેરે જ્ઞાનાભ્યાસ માટે હોય છે. સામાન્ય રીતે જે એ વયમાં જ્ઞાન ભણે છે તે સંપૂર્ણ જીવનને યશસ્વી અને સફળ બનાવી શકે છે, તે પછીની વયમાં જ્ઞાન–પ્રાપ્તિ દુષ્કર બને છે.

વાસ્તવમાં તો જ્ઞાન એ જ આત્મા છે, તે કર્મના આવરણમાં તિરોહિત થઈ ગયો છે, તેને પ્રગટ કરવા માટે મુખ્ય સાધન માનવભવ છે, માટે જ માનવભવનો પણ મહિમા –દુર્લભતા વગેરે શાસ્ત્રોમાં વિવિધ રીતે વર્ણવેલ છે.

આવું સ્વ–પર ઉપકારી જ્ઞાન ભવ્યજીવો પ્રાપ્ત કરે, એવા એક શુભાશયથી સદ્ગત શેઠ વેણીચંદ સુરચંદે સ્થાપિત કરેલી મહેસાણાની શ્રી યશોવિજયજી જૈન પાઠશાળા લગભગ ચારવિશી જેટલા દીર્ઘકાળથી સંઘને ઉપકાર કરી રહી છે. તેણે સમ્યગ્જ્ઞાનના દાનથી ઘણા આત્માઓને સંયમ માર્ગે ચઢાવ્યા છે, અને ઘણા ધાર્મિક શિક્ષકો તૈયાર કરી જ્ઞાન–દાનની પરબો ચલાવી છે, વગેરે તેની ઉપકારકતા શ્રી સંઘમાં સુપ્રસિદ્ધ છે તેથી તેનો અમૃત મહોત્સવ (અમર મહોત્સવ) ઉજવાય તે વર્તમાન યુગની દૃષ્ટિએ ઉચિત અને આવશ્યક પણ છે.

પાઠશાળાનું આંતરિક બળ તેજસ્વી વિદ્યાર્થીઓ અને ઉચ્ચ વિદ્યાભ્યાસ હોવાથી પાઠશાળાને અમર બનાવવા માટે ધનપ્રાપ્તિ સાથે તેજસ્વી વિદ્યાર્થીઓ અને વિદ્યાભ્યાસ વધારવો જોઈએ. શિક્ષકો બનાવવા ઉપરાંત વિદ્વાનો–સમ્યગ્જ્ઞાનીઓ પકવવાનું લક્ષ્ય પણ જોઈએ. એ માટે તો શ્રીમંતોએ માત્ર લક્ષ્મી જ નહિ, પોતાના તેજસ્વી પુત્રોને પણ આ પાઠશાળામાં વિદ્યાભ્યાસ કરાવવા સોંપવા જરૂરી છે. માત્ર શિક્ષક પકવવાનું લક્ષ્ય રાખવાથી સામાન્ય સ્થિતિના વિદ્યાર્થીઓ થોડોક અભ્યાસ કરી છૂટા થાય છે, તેથી સંખ્યા પણ પ્રમાણમાં ઓછી રહે છે.

આ સ્થિતિમાં સુધારો કરવા આસ્તિક પણ શ્રીમંત વર્ગ પોતાના પુત્રોને મોટો ખર્ચ કરીને કોલેજમાં જેટલા રસથી ભણાવે છે તેથી પણ અધિક રસથી તેઓને સમ્યગ્જ્ઞાનની પ્રાપ્તિ માટે આ પાઠશાળામાં ભણાવવાની જરૂર છે. વાલી તરીકેની ફરજ પણ તો જ પૂર્ણ થાય અને સ્વ–પર કલ્યાણ પણ તો જ સધાય. સુજ્ઞ વહીવટકર્તાઓ તથા શ્રીમંતો આ વિષયમાં ઘટતું કરી આ મહોત્સવને ચરિતાર્થ બનાવે એ જ અભિલાષા.

# શ્રેષ્ઠ સમ્યગ્ જ્ઞાનની પરબ

પં. શ્રી ચિદાનંદમુનિ-સુરત

## શ્રી યશોવિજયજી જૈન સંસ્કૃત પાઠશાળાની ભવ્યતા

હુંડા અવસર્પિણી, દશ અચ્છેરા, ભસ્મ ગ્રહની અસર, તથા કૃષ્ણપાક્ષિક જીવોની બહુલતા આદિ કારણે આ કાળમાં જીવોને સંસાર વૃદ્ધિનાં કારણો ડગલે ને-પગલે મળતાં જ રહે છે.

તેમાં અધુરામાં પુરું ત્રણ થી ચાર દસકામાં તો જીવો પાપ-કાર્યમાં ડગલે ને પગલે આગળ ધસી રહ્યા છે. વિકૃત સાહિત્ય પ્રગટ થઇ રહ્યું છે. સીનેમા, ટી. વી. દ્વારા આર્ય સંસ્કૃતિનાં મૂલ ખોદાઈ રહ્યાં છે. અનાર્ય સંસ્કૃતિને ખૂબ પોષણ મલી રહ્યું છે. શૃંગાર પોષક, સંસ્કૃતિ ઘાતક, વાસના પોષક અને ધર્મ વિઘાતક માર્ગે જનતા ધસી રહી છે અને અધોગતિના માર્ગે ઊંડી ખાઈમાં ગતિ-પ્રગતિના બહાને આંધળી દોટ મૂકીને પટકાઇ રહેલ છે.

માનવો ભૌતિક સુખમાં રચ્યા પચ્યા રહીને દેવ દુર્લભ માનવ-જીવનને ધૂળમાં મેળવી રહ્યા છે.

"સા વિદ્યા યા વિમુક્તયે"નું ખરૂં રહસ્ય ભૂલી જઈ વિદ્યાના ઘમંડમાં માનવો ભવિષ્યને ભૂલી રહ્યા છે. આત્મા-પરમાત્મા તથા દેવ-ગુરૂ-ધર્મ જેવા ઉચ્ચ તત્ત્વને ભૂલી જઈ ઘોર અંધકારમાં અટવાઇ રહ્યા છે.

નિમિત્તવાસી આત્મા છે, તેથી અશુભ નિમિત્તમાંથી બચી જઇ સારા નિમિત્તોનું આલંબન લેવું એ આ કાળે બહુ જરૂરી છે. બાલ્યવયથી જ સારા સંસ્કાર તથા સમ્યગ્જ્ઞાન આપનાર સહરાના રણમાં મીઠા પાણીની નહેર સમાન તથા મરૂધર દેશમાં કલ્પવૃક્ષની છાયા સમાન **શ્રી યશોવિજયજી જૈન સંસ્કૃત પાઠશાળા** જૈન સમાજને માટે આશીર્વાદ સમાન છે.

આ પાઠશાળામાંથી રત્નની ખાણની જેમ અનેક રત્નો પાક્યાં છે. યોગનિષ્ઠ પૂ. આ. શ્રી બુદ્ધિસાગરજી મહારાજ જેવા અનેક આચાર્ય મહારાજા તથા ઉપાધ્યાય, પન્યાસ તથા મહા-મુનિરાજો થયા છે. તથા સદાચારી શ્રદ્ધાળુ પંડિતરત્નો પણ પાકયા છે. મારા

જોવાને તથા મારા પુત્રને પણ આ પાઠશાળા દ્વારા મહાન્ લાભ થયો છે. અમારી ભાવનામાં વધારો કરી જ્ઞાન, દર્શન અને ચારિત્રમાં આગળ વધાર્યા છે. પરિણામે દેવદુર્લભ ચારિત્ર રત્ન પ્રાપ્ત થયું છે.

આખા ભારતભરમાં આના જેવી કોઈ ઉચ્ચ સંસ્થા નથી. લોકોત્તર એવા જૈન ધર્મના સમ્યક્ સિદ્ધાંતોના શિક્ષણ સાથે સદાચાર અને સદ્‌વિચાર આ સંસ્થામાંથી મળે છે. શહેરોમાં તથા ગામડાઓમાં પણ સદાચારી શિક્ષકો આ સંસ્થા પૂરા પાડે છે. એટલું જ નહિ પણ પર્વાધિરાજ પર્યુષણ જેવા મહાપર્વમાં જ્યાં મુનિરાજનો યોગ નહિ મળે ત્યાં પાઠશાળાના વિદ્યાર્થીઓ જઈ આરાધના કરાવે છે. અને પાઠશાળાનું નામ રોશન કરે છે. મને પણ પાઠશાળામાં અભ્યાસ કરતાં પાલનપુર નજીક મેતા (ગેત્રાણા) ગામમાં પર્યુષણ પર્વ કરાવવા તથા આરાધના કરાવવાનો લાભ મળ્યો હતો.

આ સંસ્થાના જેટલા ગુણ-ગાન ગાઉં એટલા ઓછા છે. દરેક વાલીઓની ફરજ છે કે આ ઝેરી અને ચેપી યુગમાં પોતાના બાળકો જૈન કુલ પામી મળેલ લોકોત્તર વારસાનો સ્વાદ ચાખ્યા વિના નહિ જાય રહી. માટે આ સંસ્થામાં દાખલ કરાવી સમ્યગ્ જ્ઞાનામૃતનું પાન કરાવે.

સુપાત્ર સાત-ક્ષેત્રમાં ગણાતા સમ્યગ્ જ્ઞાનની પરબ સમાન આ સંસ્થાને પગભર કરવા આર્થિક રીતે શ્રીમંતોએ દાન આપી લાભ લેવો જરૂરી છે.



# શિક્ષણ અને સંસ્થા

પૂ. ગણિવર્ય શ્રી વર્ધમાનસાગરજી મહારાજ-નિપાણી

જગતમાં અસ્થિરતાનાં વહેણ વહેવા લાગ્યાં છે વહેણમાં એક યા બીજી રીતે દરેકને તણાયા વગર છૂટકો નથી. તેનો અંત ક્યાં હશે. તેની ખબર નથી. આવા અંધકારમય વાતાવરણમાં દરેકની ઈચ્છા પ્રકાશ પામવાની અને પ્રકાશના પંથે જવાની હોય છે.

તેવો પ્રકાશ પંથ મેળવવા તેનું જ્ઞાન પ્રાપ્ત કરવા દરેકનો પ્રયત્ન હોય છે. કેટલાક પોતાનું જીવન આ જગત પુરતું માને છે. તેમને પોતાના પેટની ને પરિવારની વધુ ચિંતા હોય છે. યેનકેન પ્રકારેણ આજીવિકા માટે કાંઈક મેળવવું. પોતાના ભરણ-પોષણ માટે આજના યુગમાં શિક્ષણ મેળવવા પ્રયત્ન કરે છે. તે એવું શિક્ષણ મેળવવા પ્રયાસ કરે છે કે તેથી પેટની ભૂખ મટી જાય, તે પોતાના પરિવારને પાળી પોષી શકે. બસ આમાં તે પોતાના કર્તવ્યની અથ ઇતિ સમજે છે.

શિક્ષણ કેવું હોવું જોઇએ તેનો વિચાર ભાગ્યે જ આવે છે. શિક્ષણથી સંસ્કાર વિકસે છે કે વિનાશ પામે છે તે સમજવાની શક્તિમાં ઉણપ અનુભવે છે.

આંધીમાં અટવાતાં વેરવિખેર બનતાં તણખલાંની માફક જીવન અહીં-તહીં અટવાઇ પરિપૂર્ણ થાય છે તો પછી જીવનની સાર્થકતા શી? પ્રાપ્ત થયેલ જીવન જ્યોતિરૂપ કેવી રીતે બની શકે? તે જીવન સ્વને માટે તેમજ સર્વને સહાયક કેવી રીતે બની શકે? આજનું વ્યાવહારિક શિક્ષણ આ અપેક્ષાને પરિપૂર્ણ કરશે?

આજનું વ્યાવહારિક શિક્ષણ સંસ્કૃતિના મૂળમાં ઘા કરે છે, તેથી આધુનિક શિક્ષણ પામેલ વ્યક્તિ સ્વનું અસ્તિત્વ ગુમાવે છે 'પર'નો પ્રકાશ મેળવે છે ને તે પણ તે સ્વ ને. પર માટે સત્યનાશનું કારણ બને છે.

આવા વ્યવહારિક શિક્ષણને બદલે જો ધાર્મિક શિક્ષણનું સિંચન બાળકમાં કરવામાં આવે તો ભારતીય સંસ્કૃતિની વેલી વિકસી રહે અને સુંદર મધુર ફળ આપે.

ધાર્મિક શિક્ષણથી સમાજ તથા દેશને સારો ફાયદો થાય છે, તેનાથી જીવનમાં અનેકવિધ ગુણોનો પ્રાદુર્ભાવ થાય છે. નૈતિક સ્તર ઉંચુ આવે છે. આજના જીવનવ્યવહારમાં અનીતિ-અસત્ય-પ્રપંચ-અધર્મ-અનાચાર વગેરે પાપાચરણનું દર્શન ડગલે ને પગલે થાય છે. તેથી વિષમ ને ભારરૂપ લાગવા માંડયું છે. અરાજકતા-અવ્યવસ્થા-અંધેરના ઓળા

જ્યાં ત્યાં પથરાયેલ અનુભવાય છે. ત્યારે ધાર્મિક શિક્ષણ પીયૂષનું કાર્ય કરે છે. જીવનમાં શાંતિ, સમતા, સમાધિ આપવા માટે સહાયભૂત બને છે.

આવું શિક્ષણ આપનાર કેટલીક સંસ્થાઓ ભારતમાં છે. વૈદિક ધર્મનું શિક્ષણ, જૈન ધર્મનું શિક્ષણ તથા અન્ય ધર્મનું શિક્ષણ આપનાર કેટલીક સંસ્થાઓ છે, આમાં એક શ્રીમદ્ યશોવિજયજી જૈન સંસ્કૃત પાઠશાળા-મહેસાણા છે. આ સંસ્થાએ જૈન ધર્મનાં તત્ત્વોને પ્રાણવાન બનાવ્યાં છે. આ સંસ્થા વર્ષોથી ઉમદા તાત્ત્વિક ને સાત્ત્વિક વિદ્યાર્થીઓ તૈયાર કરી રહી છે, આજે ભારતભરમાં સંસ્થાના વિદ્યાર્થીઓ અધ્યાપક તરીકે પાઠશાળાઓમાં અધ્યયન કરાવી રહેલ છે.

ધાર્મિક શિક્ષણ આપવાની રીત અનેરી અને અનોખી છે, ફક્ત સૂત્રો ગોખવામાં જ તેની સફળતા નથી.

સૂત્રો ગોખવાની સાથે સૂત્ર અંગેનું જ્ઞાન વધુ રુચિકર બને છે. નાના બાળકને તે પ્રતિ રુચિ ન હોય, કારણકે બાળકની આજુબાજુ વાતાવરણ ધાર્મિક ધોરણથી મઘમઘતું નથી, ઘરે કે બહાર-શાળામાં કે શેરીમાં-મિત્રોમાં કે ભાઈઓમાં જે વિચાર-વૃત્તિ-જે પ્રવૃત્તિ જોઈએ તેના કરતાં વિપરીત જોવામાં-અનુભવવામાં આવે છે-તે બાળકને ધાર્મિક શિક્ષણ લેવું ગમતું નથી, તે માટે શરૂઆતમાં પ્રભાવના-સારી પ્રભાવના રાખવાની જરૂર છે. પ્રભાવનાને આજુસમજુ કહાય પ્રલોભનના અર્થમાં લે-પરંતુ આજે પ્રલોભન સારા અર્થમાં લેવાય અને તો તે પ્રલોભન જો ઉચ્ચતઃ પ્રતિ દોરી જાય તો તેમાં ખોટું શું?

ધીમે ધીમે બાળકને આંગળી ઝાલીને ચલાવાય છે, પછી સ્વયં ચાલતું થઈ જાય છે. પ્રલોભન કે પ્રભાવનાનું પણ તેમ છે. સમજણ આવ્યા પછી ધાર્મિક શિક્ષણ આવશ્યક છે તે જાણ્યા પછી, સ્વયં તે પ્રલોભન પ્રતિ દૃષ્ટિ નહીં નાખે.

તો પ્રથમ ભાવના પછી પ્રવચનની જરૂર છે. એકવાર ખ્યાલ આવ્યો કે આ ધાર્મિક શિક્ષણ મારા ઉત્કર્ષ અર્થે છે, આત્માની ઉન્નતિ માટે છે તો તે પ્રતિ તેનું આકર્ષણ રહ્યા કરશે, પછી દેવદર્શન. દેવપૂજા, ગુરુવંદન, ધર્મશિક્ષણ તરફ સ્વયં આકર્ષાશે.

આવા શિક્ષણને વિદ્યાર્થીના જીવનમાં સિંચે તેવી આ સંસ્થા છે.

આજે ક્લિષ્ટ બનતા વાતાવરણમાં શાંતિની જરૂર છે. તે ધાર્મિક શિક્ષણને ધાર્મિક સંસ્કાર આપી શકશે.

આજે જેની તાતી જરૂર છે. તેવી જરૂરિયાતને પોષતી ને પાળતી આ શ્રીમદ્ યશોવિજયજી જૈન સંસ્કૃત પાઠશાળા ફાલતી-ફૂલતી રહે અને અનેક આત્માઓના જીવનને ઊર્ધ્વગામી બનાવે તેવી શાસનદેવ પ્રતિ પ્રાર્થના. ✠

શ્રીમદ્ યશોવિજયજી જૈન સંસ્કૃત પાઠશાળા

# કોટિ કોટિ વંદના

**મુનિરાજ શ્રી દિવ્યોદયસાગરજી મહારાજ**

હું જે ત્યાગની ભૂમિકાએ છું, જે કંઈ પણ છું, તે માતૃસંસ્થા-શ્રીમદ્ યશોવિજયજી જૈન સંસ્કૃત પાઠશાળા–મહેસાણાને આભારી છે. મારા જીવન-ઘડતરમાં પાઠશાળાનો – સમ્યગ્જ્ઞાનનો મહત્ત્વનો ફાળો છે. મારું શરીર–ભૌતિક શરીર જન્મદાતા માતાને આભારી છે, જ્યારે આધ્યાત્મિકતા–આધ્યાત્મિક શરીર માતૃસંસ્થા એવી પાઠશાળાને આભારી છે. બંને મહા–ઉપકારીઓને મારી ભૂરિ ભૂરિ વંદના.

જે માતૃસંસ્થાએ મારા આત્માને ઘડ્યો, મનને પવિત્રતા બક્ષી, હૃદય નિર્મળ કર્યું. તે સંસ્થાએ ૮૧ વર્ષ પૂરા કરીને ૮૨ મા વર્ષમાં મંગલ પ્રવેશ કરતાં તે નિમિત્તે અમૃત મહોત્સવ ઉજવવાનું નક્કી કર્યું તે આનંદદાયક ને ધન્ય પ્રસંગ બની રહેશે.

સંસ્થા દિન-પ્રતિદિન પ્રગતિનાં સોપાન સર કરી રહી છે. શાસનપ્રેમી શ્રદ્ધા–વિવેક ને ક્રિયાયુક્ત શ્રાવકો પેદા કરી રહી છે, જે જૈનશાસન માટે ગૌરવરૂપ છે.

જૈન ધર્મની ક્ષિતિજે અંધકારમાંથી પ્રકાશ તરફ લઈ જનાર, જ્ઞાન-ક્રિયા દ્વારા મોક્ષમાર્ગ દેખાડનાર વિદ્યા એ જ કે જે મુક્તિને માટે હોય, તેની પ્રતીતિ કરાવનાર ૮૧ વર્ષથી ટમટમી રહેલા ધ્રુવતારક સમી માતૃસંસ્થા શ્રીમદ્ યશોવિજયજી જૈન સંસ્કૃત પાઠશાળા ભવસાગરમાં ભટકતા આત્માઓ માટે દીવાદાંડીરૂપ બની રહી છે ને મુમુક્ષુ આત્માઓ તેમાં અધ્યયન કરી સમ્યગ્ દર્શન–સમ્યગ્ જ્ઞાન–સમ્યગ્ ચારિત્રરૂપ રત્નત્રયી પ્રાપ્ત કરી સમ્યક્ત્વને, દેશવિરતિ–સર્વવિરતિને પામ્યા છે. પામી રહ્યા છે ને ભવિષ્યમાં પામશે.

હાલના દેશ–કાળને જ્ઞાનની નિતાંત આવશ્યક્તા છે. દેશકાળ અશાંત છે. પ્રજામાંથી સદાચાર લુપ્ત થયેલો છે. તેનું આ પરિણામ છે. પ્રથમનું ધર્મમય સંતોષી જીવન આજે નથી, દેખાદેખી દંભ, વ્યક્તિ–સમષ્ટિ–કુટુંબ–સમાજ, રાજ્ય, રાષ્ટ્ર, વિશ્વને કોરી રહેલ છે તે આર્યત્વના ગૌરવને હણી રહેલ છે. માનવસમાજ દાવાનલમાં શેકાઈ રહ્યો છે. નથી તનની શાંતિ, નથી મનની શાંતિ, નથી આત્મિક શાંતિ, આવા વિપરીત દેશકાળમાં સમ્યગ્ જ્ઞાન કે જે ભગવાનની વાણી છે, પવિત્ર વાણી છે, શીતલ વાણી છે, જે દુઃખ–દર્દથી પીડાતા જનો માટે ઔષધિરૂપ છે. આધિ–વ્યાધિ–ઉપાધિમાં સપડાયેલાઓ માટે શાતારૂપ

છે. આવી વીતરાગ કથિત વાણી–શ્રુતજ્ઞાનનો અભ્યાસ કરાવનારી સંસ્થાનો અમૃત મહોત્સવ, તે તો શ્રુતજ્ઞાનના બહુમાનનો મહોત્સવ બની રહેશે.

વ્યાવહારિક શિક્ષણની સાથે માબાપો પોતાના બાળકોને ધાર્મિક શિક્ષણ આપે જેથી બાળકોમાં ભાવિ પેઢીમાં–ભાવિ જૈન શાસનના ઘડવૈયાઓમાં સદાચાર આવે, નીતિમય જીવનના પાઠો શીખે, ધર્મ–અધર્મ, પુણ્ય–પાપના ભેદોને સમજતા થાય, આ સમ્યગ્ માર્ગથી બાળક મોટું થઈને સદાચારી જીવન જીવીને પોતે ધર્મમય જીવનથી સુખી થાય ને પોતાના માબાપને, ભાઈભાંડુને, સમગ્ર પરિવારને. સમાજને, ગામને. રાજ્યને, રાષ્ટ્રને, સુખી કરે, જેથી ભગવાન મહાવીરની ‘ સવિ જીવ કરું શાસનરસી ’ની ભાવનાને ભગવાનના અનુયાયી આપણે શ્રુતજ્ઞાનને પ્રધાનતા આપી ઠેર ઠેર સરસ્વતીનાં મંદિરો સ્થાપીયે ને ભાવિ પેઢીમાં ધર્મના સંસ્કારોનું સિંચન કરીએ.

સંક્ષિપ્તમાં જ્ઞાન સંપન્ન વૈભવથી રિદ્ધિ, સિદ્ધિ, સમૃદ્ધિ મળે છે–આવા સમ્યગ્ જ્ઞાન – માર્ગને પ્રસારનાર માતૃસંસ્થા શાસનની પ્રભાવનામાં અમૂલ્ય ફાળો આપે એવી અભ્યર્થના.

# જ્ઞાન અને ક્રિયાના મંગલ પાઠો શીખવતું

# વિદ્યાતીર્થ

—રતિલાલ દીપચંદ દેસાઈ
૯, અમૂલ સોસાયટી; અમદાવાદ–૭



ઉત્તર ગુજરાતનું **મહેસાણા** શહેર ભારતભરના જૈન સંઘોમાં વિખ્યાત અને આદરને પાત્ર બન્યું છે, તે એની એક વિદ્યાસંસ્થાને કારણે. આઠ દાયકા કરતાં પણ વધારે સમય પહેલાં, મહેસાણા જેવા, તે કાળે ઓછા જાણીતા, સ્થાનમાં થયેલ **શ્રી જૈન શ્રેયસ્કર મંડળ** અને એ મંડળ દ્વારા સંચાલિત **શ્રીમદ્ યશોવિજયજી જૈન સંસ્કૃત પાઠશાળાની** સ્થાપના, કોઈક એવા શુભ ચોઘડિયે થઈ હતી કે, સમયના વહેવા સાથે, એને કાળના ઘસારા લાગવાને બદલે એનું નામ અને કામ, જૈન સંઘની એક ઉપયોગી સંસ્થા તરીકે, વધુ ને વધુ લોકપ્રિય થતું ગયું.

આમ થવામાં આ સંસ્થાની સતત જાગૃત કામગીરીનો તથા સંસ્થાના સંચાલકોની કાર્યનિષ્ઠાનો જેટલો ફાળો છે, એટલો જ–કદાચ એથી પણ વધુ–ફાળો આ સંસ્થાની સ્થાપના કરાવનાર શ્રેષ્ઠીવર્ય **શ્રી વેણીચંદભાઈ સુરચંદભાઈની** સંઘકલ્યાણની આદર્શ ધર્મભાવનાનો છે. એમની આ ધર્મભાવનાનું બીજ એવું ખમીરવંતું હતું કે, એમાંથી આવી એક સંઘમાન્ય અને વિશાળ સંસ્થાનો, વડલાની જેમ વિકાસ થયો; અને શ્રીસંઘે એને પૂરા ઉમંગથી આવકાર તથા સહકાર આપ્યો અને હજી પણ આપી રહેલ છે.

સ્વનામધન્ય શ્રી વેણીચંદભાઈ એક ઉચ્ચકોટિના આદર્શ શ્રાદ્ધરત્ન હતા; એટલે એ ધર્માત્મા મહાપુરુષનું જીવન દર્શન–જ્ઞાન–ચારિત્રરૂપ રત્નત્રયીની અખંડ આરાધનાથી વિશેષ ઉજમાળ બન્યું હતું. ઉપરાંત, તેઓએ ધર્મરક્ષા, સંઘસેવા અને શાસનપ્રભાવનાનો સર્વમંગલકારી ત્રિવેણી સંગમ પોતાના જીવન અને વ્યવહારમાં સાધીને એક ધર્મની ધગશવાળા અગ્રણી તરીકેની શ્રીસંઘમાં ખ્યાતિ મેળવી હતી.

એમની આ ધર્મધગશનો લાભ એમના સમયની જૈન સંઘની નાની–મોટી અનેક સંસ્થાઓને મળતો રહ્યો હતો. મહેસાણાની શ્રી યશોવિજયજી જૈન સંસ્કૃત પાઠશાળાની



સ્થાપના એ પણ પ્રભુના ધર્મશાસનની રક્ષા તથા પ્રભાવનાની એમની ઉત્કટ તમન્નાનું જ પરિણામ હતું એમ કહેવું જોઈએ. શ્રીસંઘ અને ધર્મની આવી અનેકવિધ અને સાવ નિઃસ્વાર્થ સેવાઓને લીધે શ્રી વેણીચંદભાઈનું નામ એમના યુગના જૈન સંઘના ઇતિહાસમાં સોનેરી અક્ષરોથી અંકિત બની રહે એવું હતું એમ વિના અતિશયોક્તિએ કહી શકાય. એટલે સંસ્થાના અમૃત મહોત્સવની ઉજવણીના પુણ્ય પ્રસંગે એ પરમપવિત્ર મહાનુભાવને ભાવપૂર્વક પ્રણામ કરીને એમના પ્રત્યે આપણી કૃતજ્ઞતાની ઊંડી લાગણી વ્યક્ત કરીએ એ ઉચિત છે.

ધાર્મિક આચરણથી સુરભિત ધાર્મિક શિક્ષણની ભાગીરથી જૈન સંઘમાં વહેતી રાખવા માટે જ્ઞાન–ક્રિયાના સાધક ધાર્મિક શિક્ષક તૈયાર કરવાની દિશામાં મહેસાણાની આ સંસ્થાએ આટલા લાંબા સમય દરમ્યાન જે સફળ કામગીરી બજાવી છે, તે માટે એને તથા એના સંચાલક મહાનુભાવોને ખૂબ ખૂબ અભિનંદન ઘટે છે. સાચે જ, આ સંસ્થાની કાર્યવાહી જેમ અભિનંદનીય છે, તેમ અભિવાદનને પાત્ર પણ છે.

આ સંસ્થાએ જેમ ધર્મનું ચાલુ એટલે કે પ્રાથમિક કક્ષાનું શિક્ષણ આપી શકે એવા શિક્ષકો તૈયાર કર્યા છે; તેમ આપણાં ધર્મશાસ્ત્રો, સંસ્કૃત–પ્રાકૃતભાષા, તેમ જ વ્યાકરણ–ન્યાય–કાવ્ય જેવા ગંભીર વિષયોનું અધ્યાપન કરાવી શકે એવા પંડિત કોટિના વિદ્વાનો પણ શ્રીસંઘને ભેટ આપ્યા છે–અને તે પણ નોંધપાત્ર સારી સંખ્યામાં આમાંના કેટલાક પંડિતો તો આપણા પૂ. સાધુ–મુનિરાજો તથા સાધ્વીજી મહારાજાના અધ્યાપક બનવાનું ગૌરવ પણ મેળવી શકયા છે. સંસ્થાની આ સફળતા બીજી સંસ્થાઓ માટે દાખલારૂપ બની રહે એવી છે.

જ્યારે આ સંસ્થાની સ્થાપના કરવામાં આવી ત્યારે આવા પ્રકારની એકમાત્ર આ જ સંસ્થા હતી; અને આઠ દસકા જેટલા લાંબા સમયને અંતે પણ અત્યારે આ સંસ્થાનું સ્થાન લઈ શકે એવી બીજી સંસ્થા કાર્યશીલ થવી બાકી છે. આ બીના પણ આ સંસ્થાની કામગીરીની વિશિષ્ટતાનો ખ્યાલ આપે એવી છે. અહીં એ વાતની નોંધ લેતાં આનંદ થાય છે કે, છેલ્લાં કેટલાંક વર્ષ દરમ્યાન આપણા કેટલાક પૂ. આચાર્ય મહારાજો તથા આગેવાનોને ધાર્મિક શિક્ષકો તૈયાર કરવા માટે વધારે પ્રયત્ન કરવાની જરૂર સમજાઇ છે અને આ માટે બે એક સંસ્થાઓની સ્થાપના પણ કરવામાં આવી છે. આવી સંસ્થાઓને માટે મહેસાણાની શ્રી યશોવિજયજી જૈન સંસ્કૃત પાઠશાળાનો અત્યાર સુધીનો કારોબાર અને અનુભવ માર્ગદર્શક બની રહેશે, એ કહેવાની જરૂર નથી.

શ્રીમદ્ યશોવિજયજી જૈન સંસ્કૃત પાઠશાળા

અત્યારે જ્યારે પણ કોઈ સ્થાનમાં ધાર્મિક શિક્ષક કે પંડિતની જરૂર પડે છે ત્યારે, મોટે ભાગે, શ્રીસંઘનું ધ્યાન મહેસાણાની આ સંસ્થા તરફ જ જાય છે. આ કંઇ નાનીસૂની સિદ્ધિ ન કહેવાય. સંસ્થાના સફળ સંચાલનનો ખ્યાલ આપતી આ પણ એક પ્રકારની પારાશીશી જ ગણાય. પણ આની સાથે સાથે, અહીં એ વાતનો પણ સ્વીકાર કરવો જોઈએ કે, ધાર્મિક શિક્ષકોની માંગને આ સંસ્થા અત્યારે પહોંચી વળી શકતી નથી. આમ થવાનું કારણ, મારી નમ્ર સમજ મુજબ એ છે કે, જેમ, એક બાજુ, જૈનોના વસવાટનાં સ્થાનોમાં વધારો થતો જતો હોવાને કારણે ધાર્મિક શિક્ષકોની માંગમાં વધારો થતો જાય છે તેમ, બીજી બાજુ, ધાર્મિક શિક્ષકનો જીવનનિર્વાહ વધુ ને વધુ મુશ્કેલ અને ઉત્કર્ષની ભાવી તક વગરનો બનતો જતો હોવાને કારણે આવું શિક્ષણ લેનારાની સંખ્યા ઘટતી જાય છે. આમ થવાનાં બીજાં પણ અનેક કારણો છે. પણ એની ચર્ચામાં ઊતરવાનું આ સ્થાન નથી. આ પ્રશ્ન આવી સંસ્થાઓ તથા આખા સંઘને સ્પર્શતો છે, એટલે એની એ ધોરણે તલસ્પર્શી અને વ્યાપક વિચારણા થાય એ જરૂરી છે.

અહીં તો હું એટલું જ ઇચ્છું છું કે, અત્યારના વિદ્યાર્થીઓની મનોવૃત્તિ અને જિજ્ઞાસાને તેમ જ ધાર્મિક શિક્ષકોની આર્થિક ચિંતાને ખ્યાલમાં લઈને આ સંસ્થા પોતાની કાર્ય પદ્ધતિમાં એવો ફેરફાર કરે કે જેથી એ પોતાની કામગીરીને વધુ સારી રીતે આગળ વધારી શકે. પણ આટલું સૂચન પણ મેં અહીં કેવળ આનુષંગિક રીતે જ કર્યું છે. બાકી, મારા આ લખાણનો મુખ્ય હેતુ તો સંસ્થાના અમૃત મહોત્સવ જેવા મંગળમય અવસરે મારી ખુશાલી દર્શાવીને એને મુબારકબાદી આપવાનો છે. શતદળ કમળની જેમ સંસ્થાનો ખૂબ ખૂબ વિકાસ થાઓ એ જ શુભેચ્છા.



# અમૃત મહોત્સવ પ્રસંગને આવકારીએ



ધર્મસિદ્ધાંત અને શ્રુતજ્ઞાનનો પ્રસાર કરનાર એક જૂની અને જાણીતી સંસ્થાની આ વાત છે. આજથી એક્યાસી વર્ષ પહેલાં શ્રાવકરત્ન શ્રી વેણીચંદભાઈ સુરચંદભાઈએ જે પાઠશાળાની સ્થાપના કરી હતી, અને વર્ત્તમાન કાળે જેઓએ રચેલા ગ્રન્થોથી અનેક જીવો ઉપર અમાપ ઉપકાર થયો છે, એ ઉપાધ્યાયજી **શ્રી યશોવિજયજી મહારાજ** પ્રત્યેની કૃતજ્ઞતા વ્યક્ત કરવા તે સંસ્થાનું નામ "શ્રીમદ્ યશોવિજયજી જૈન સંસ્કૃત પાઠશાળા" રાખવામાં આવ્યું. શરૂ શરૂમાં તો આ પાઠશાળામાં માત્ર સાધુ-સાધ્વીજી મહારાજને અભ્યાસ કરાવવામાં આવતો હતો અને તે રીતે આજ સુધી સેંકડો સાધુ-સાધ્વીજીએ આ પાઠશાળાનો લાભ લીધો છે ને સંસ્થાને લાભ આપ્યો છે.

સંસ્થાની સ્થાપના પછી થોડાં વર્ષો બાદ શ્રાવકોને પણ ધાર્મિક જ્ઞાન આપવું, એવો વિચાર આવ્યો. અને તે રીતે સંસ્થાનું મકાન રાખી તેમાં વિદ્યાર્થીઓને દાખલ કરી, તેની સંપૂર્ણ સગવડો ઊભી કરીને ઉત્તમ ધાર્મિક સંસ્કારો સાથે ધાર્મિક જ્ઞાન આપવાનું કાર્ય શરૂ કરવામાં આવ્યું. પંડિત પ્રભુદાસભાઈ, પંડિત પુખરાજભાઈ વગેરે દ્વારા આનું સફળ સંચાલન કરવામાં આવ્યું. આટલા કાળમાં આ સંસ્થામાંથી અનેક શિક્ષકો તૈયાર થયા. આજ કાલ આપણા શ્રીસંઘોમાં જે પાઠશાળાઓ ચાલે છે તેમાં જે શિક્ષકો છે તે પૈકીમાંથી ઘણા એવા શિક્ષકો તો આ પાઠશાળામાં ભણેલા વિદ્યાર્થીઓ છે. ઉત્તર ગુજરાતમાં મહેસાણા ગામે આ સંસ્થાનું ધાર્મિક જ્ઞાનનું દાન કરવાનું પવિત્ર કાર્ય ૮૨ વર્ષથી ચાલે છે.

આવા સતત પરિવર્તન પામતા જમાનામાં કોઈ ધાર્મિક શિક્ષણની સંસ્થા ૮૨ વર્ષની થાય અને તે પછી પણ તેમાં ઘડપણની અસર ન દેખાય અને પોતાનું કાર્ય ચઢતા ઉત્સાહે જારી રાખે તે એક ગૌરવ લેવા જેવી વાત છે, સંઘના સૌભાગ્યનું એ ચિહ્ન છે તેની એક શાખા પાલિતાણામાં ચાલે છે અને તેનું પણ કાર્ય વિશાળ ફલક ઉપર સતત થાય છે. સંસ્થાને સક્રિય શિક્ષકો મળે તો બીજા બીજા શહેર-ગામમાં અન્ય શાખાઓ ખોલવાની સંસ્થાના કાર્યવાહકોની ઇચ્છા છે.

આ સંસ્થાએ તાજેતરમાં પોતાના અમૃત મહોત્સવ પ્રસંગે ભારતભરના શ્રીસંઘો પાસે ટહેલ નાંખી છે. શેઠશ્રી શ્રેણિકભાઈ કસ્તુરભાઈ આ સંસ્થાના પ્રમુખ છે અને તેઓ આમાં સારો રસ લે છે. સંસ્થાના પોતાના બે મકાનો છે. સાધુ-સાધ્વીજી મ. પણ સ્થિર



થઇને અભ્યાસ કરે છે અને તેનો પણ લાભ આ સંસ્થાને મળે છે. આવા ઉચ્ચ ધ્યેય અને પવિત્ર કાર્યક્ષેત્રને વરેલી સંસ્થાને પૂર્ણ પગભર કરવી એ આપણા સકળ સંઘોનું કર્તવ્ય છે. અને ભારતભરના સંઘો પૈસાનું ઉદાર મનથી દાન કરીને સંસ્થાની ઝોળી તો છલકાવી દેશે જ; પણ આ સંસ્થાને માત્ર પૈસા જ નથી જોઈતા, સાથે વિદ્યાર્થીઓ પણ જોઇએ છે.

આજકાલ સંસ્થામાં વિદ્યાર્થીઓની સંખ્યા પ્રમાણમાં ઘણી જૂજ કહી શકાય તેવી છે અને તે પણ એક બે વિસ્તારના. પ્રાયઃ વિદ્યાર્થીઓ બનાસકાંઠા અને મહેસાણા જિલ્લાના જોવા મળે છે. જો સુરત, મુંબઈ, જામનગર, ભાવનગર વિસ્તારના પણ વિદ્યાર્થી ત્યાં આવે તો સંસ્થાની શાન ખૂબ વધે અને સંસ્થામાં પણ એક ધબકતું વાતાવરણ સર્જાય.

એવું માનવાની જરૂર નથી કે જેને આજીવિકાનું કોઈ સાધન ન હોય તે ધાર્મિક શિક્ષક થાય અને જેને ધાર્મિક શિક્ષક થવું હોય તે મહેસાણા પાઠશાળામાં ભણવા જાય અથવા જેને દીક્ષા લેવી હોય તે ભણવા જાય. મહેસાણા પાઠશાળા તો ધાર્મિક જ્ઞાનની પરબ છે. જેને જેને જ્ઞાનની તરસ છીપાવવી હોય તે સર્વને માટે પાઠશાળાના બારણાં ખુલ્લાં છે.

શ્રી સંઘમાં જે કોઈ સારા વિદ્વાનો છે તેમને આમંત્રણ આપી તેમની સાથે વાર્તાલાપ, ચર્ચાસભા, પરિસંવાદ વગેરે રાખવા જોઇએ, જેથી વિદ્યાર્થીઓને એ ભિન્ન ભિન્ન વિદ્યાપ્રવાહનો પરિચય અને બોધની પ્રાપ્તિ થાય. શ્રાવક સંઘમાં હવે પદ્ધતિપૂર્વકના વિદ્વાનો અને ઉચ્ચ સંસ્કાર સંપન્ન શ્રાવકો તૈયાર કરવાની તાતી જરૂરત છે.

(ભાવનગર સાપ્તાહિક 'જૈન') તા. ૧૫-૯-૭૯



# સ્મરણોની અટારિયેથી

—શ્રી બાબુલાલ મનસુખલાલ શાહ
નિયામક : શેઠ પુ. સુ. જૈન બોર્ડિંગ-ધ્રાંગધ્રા



આજથી સાડત્રીસ વર્ષ પહેલાંની આ વાત છે.

અધિકારીઓ કેવા હોય તેનો આદર્શ-અરીસો બનતી આ એક સાચી વાત છે.

ત્યારે હું મહેસાણા પાઠશાળામાં અભ્યાસ કરતો.

મહેસાણા ત્યારે ગાયકવાડ રાજ્યના મહેસાણા પ્રાંતનું મુખ્ય શહેર.
અધિકારીઓ ઘણા ભલા ને અમીરાતભર્યા.
વિદ્યાર્થીઓ અને ખાસ કરીને પાઠશાળા તરફ લાગણીવાળા.

પંડિતવર્ય શ્રી પ્રભુદાસભાઈ બેચરદાસ પારેખ અમારા કુલપતિ. સૌજન્યશીલ અને સત્ત્વશીલ, વિદ્વાન અને ચિંતક, પ્રાચીન કુલપતિઓના ગૌરવની યાદ આપે તેવા.

વિદ્યાર્થીઓના સાચા અર્થમાં શિક્ષાગુરુ, સંસ્કાર-પિતા, હિતચિંતક.

વિદ્યાર્થીઓના વ્યક્તિત્વને પારખનાર અને પારખીને એમની શક્તિઓને યોગ્ય એવો વળાંક આપી એમનામાં ઉત્સાહ પ્રેરનાર, એમના વિકાસ તરફ પળેપળની નજર રાખનાર અને એમની પ્રગતિ જોઈ હૃદયમાં આનંદિત થનાર. એમની આ ભાવનાએ કેટલાયને શ્રદ્ધાવંત પંડિત બનાવ્યા. કેટલાયને ઉચ્ચ અભ્યાસી બનાવ્યા.

આવા સૌજન્યમૂર્તિ કુલપતિની નિશ્રામાં રહી અમે અભ્યાસ કરતા હતા.

અમે બધા વિદ્યાર્થીઓ સાંજના ગૃહપતિ સાથે ફરવા જતા અને સમય હોય તો ત્યાં મેદાન પર હુતુતુ (કબડ્ડી)ની રમત રમતા.

તે સમયે શ્રી મણીલાલ નથુભાઈ શાહ અમારા ગૃહપતિ. તેમની સાથે અમે બધા વિદ્યાર્થીઓ ફરવા ગયેલા અને ત્યાં મેદાન પર હુતુતુની રમત રમવા લાગ્યા.

રમતમાં એક વિદ્યાર્થીને પકડવા જતાં વિદ્યાર્થીના ઢીંચણ સાથે મણીભાઈનો ઢીંચણ જોરથી ભટકાણો, વિદ્યાર્થીના ઢીંચણની સજ્જડ ઠોકરથી મણીભાઈની ઢીંચણની ઢાંકણી પર ઈજા થઈ આવી.



મણીભાઇને ઢીંચણમાં અસહ્ય વેદના થવા માંડી, કેમે કરી રહેવાય નહિ, પીડા સહન ન થવાથી એ તો પેટવરાણીએ લાંબા થઈ સૂઈ ગયા અને વેદનાનો આહુંકાર કરવા લાગ્યા.

અમે પણ બધા મૂંઝાઈ ગયા અને હવે શું કરવું? એનો વિચાર કરવા લાગ્યા.

ત્યાં ફરવા માટે નીકળેલા પોલીસ નાયબ સુબા મેજર એકવીનો સાહેબ, સરકારી દવાખાનાના મુખ્ય ડોકટર સાહેબ (ચીફ મેડિકલ ઓફિસર) અને સર ન્યાયાધીશ સાહેબ અમારી તરફ આવી રહ્યા હતા. ફરવા માટે નીકળવાનો એમનો આ નિત્યક્રમ. તેઓ અમારી નજીક આવી પહોંચ્યા. મણીભાઇને વેદનાનો આહુંકાર કરતા સાંભળીને તેઓએ પૂછ્યું: 'શું થયું છે?'

અમે તેમને વાત કરી.

ડોકટર સાહેબે મણીભાઇનો ઢીંચણ તપાસ્યો, ઢાંકણીના હાડકા પર ઈજા થયાનું માલુમ પડ્યું, ડોકટર સાહેબે પગ વળાવવા મથામણ કરી પણ મણીભાઈથી દર્દ સહ્યું જતું ન હોતું.

ડોકટર સાહેબે પગ સાથે પોતાની લાકડી બાંધવા વિચાર્યું, પણ લાકડી બાંધવી શી રીતે. બાંધવાનું સાધન જોઈએને?

તરત જ ન્યાયાધીશ સાહેબે પોતાના માથેથી આંટાવાળી પાઘ (પાઘડી) ઉતારી દીધી. ડોકટર સાહેબે એનો ઉપયોગ કર્યો અને પગની સાથે લાકડી બરાબર બાંધી દીધી.

પોલીસ નાયબ સુબા મેજર એકવીનો સાહેબે કહ્યું: 'ચાલો બિરાદર, હું મારી ગાડી મગાવું છું.'

મણીભાઈએ કહ્યું: 'સાહેબ, મને ગાડીમાં નહિ બેસાય.'

'તો બેલગાડી?'

'ના સાહેબ, એ પણ નહિ ફાવે.'

'તો ચારપાઈ (ખાટલા) માં ફાવશે?'

'હા સાહેબ, એમાં ફાવશે.'

બાજુમાં જ પોલીસ હેડક્વાર્ટર હતું, પોલીસ ચોકી પણ પાસે હતી. આ દરમિયાનમાં બે–ત્રણ પોલીસમેનો તથા જમાદાર મેજર સાહેબને જોઈ ત્યાં આવી પહોંચ્યા હતા.

મેજર સાહેબે જમાદારને કહ્યું : 'જમાદાર, ઈસ ભાઈ કો અસ્પતાલ લે જાના હૈ, ફૌરન ચારપાઈ ઔર સાથ મેં ચાર પુલિસ મેનોંકો ભેજો.'

'અચ્છા સા'બ !'

હુકમનો અમલ થઈ ગયો.

ખાટલા સાથે પોલીસમેનો આવી ગયા.

ખાટલાને મણીભાઈની સૂચના મુજબ ઊંધો રાખી તે પર તેમને સુવાડવામાં આવ્યા, ચાર પોલીસમેનોએ સંભાળપૂર્વક ખાટલાને ઉપાડ્યો અને બધાએ હોસ્પિટલ તરફ ચાલવા માંડ્યું, ડોકટર સાહેબ પણ સાથે ચાલ્યા.

હોસ્પિટલ આવતાં ચાર-પાંચ મોટા વિદ્યાર્થીઓ સિવાય બીજા બધાં પાઠશાળા તરફ વિદાય થયા.

હોસ્પિટલમાં મણીભાઈની ટ્રીટમેન્ટ કરવામાં આવી અને એક ઓરડો કાઢી આપી તેમાં તેમને રાખવામાં આવ્યા.

ખબર પડતાં અમારા કુલપતિ તથા સંચાલકો વગેરે હોસ્પિટલમાં મણીભાઈની ખબર કાઢવા જઈ આવ્યા.

મણીભાઇને પંદરેક દિવસ હોસ્પિટલમાં રહેવું પડ્યું. ડોકટર સાહેબની ભલી લાગણી અને કાળજીભરી ટ્રીટમેન્ટે મણીભાઇને આરામ થઈ ગયો.

આ મહાનુભાવ અધિકારીઓની જ્યારે જ્યારે યાદ આવી જાય છે ત્યારે ત્યારે હૃદય આનંદથી પુલકિત થઇ જાય છે અને હૃદયમાંથી આપોઆપ પ્રશંસાના ઉદ્ગાર સરી પડે છે....કેવા ભલા એ અધિકારીઓ ! કેવી એમની અમીરાત ! કેવી એમની મહાનુભાવતા !

સ્મૃતિપટમાંથી એ ક્યારે ય ભૂલાશે નહિ.



# ધર્મનું ધ્યેય.....

અધ્યાપક શ્રી ધીરેન્દ્રકુમાર આર. મહેતા વિસનગર

એક જમાનો એવો હતો કે "માનવીના હૈયામાં વાણીની ધારી અસર થતી અને તેથી વર્તન દ્વારા ધાર્યા ફલની પ્રાપ્તિ થતી." આજે કાળમીંઢ બનેલા માનવ હૈયામાં ન મળે શ્રદ્ધા, ન મળે મમતા, ન મળે ધ્યેય કે ન મળે ઉન્નત ભાવના. સંયમ અને સદાચારથી મહેંકતું જીવન–ઉપવન આજે જડતાની અનેકવિધ પ્રાપ્તિ પાછળ ઉકરડો બની રહેલ છે, ત્યાં જીવન–ઉન્નતિના ચણતરનો વિચાર સરખો આવે ખરો ?

આર્યાવર્તના સુસંસ્કારના સોહામણા પ્રસંગોને જીવનમાં જડતા પાછળ બિહામણા સ્વરૂપે સર્જ્યા હોય તેમ આપણા વર્તનથી નથી જણાતું ?

આજે માનવીની ભાવના તાત્કાલિક કાર્યના ફલની જિજ્ઞાસા સેવે છે, આવી મનોવૃત્તિને લીધે તેની દૃષ્ટિ ફલ તરફ જાય છે, અને કાર્યની વિચારણા વિસરાઈ જાય છે. તેથી કાર્ય ખોરંભે ચડે છે અને ફલ પણ દૂર દૂર જતું જાય છે. ધર્મ પાછળ કોઈ ઐહિક સુખની લાલસા, લાલચ કે આશાની ઘોર ખોદાઈ રહેલ છે; કે જેમાં આપણું જીવન–ધ્યેય દફનાઈ ગયું છે. ધર્મના ધ્યેય વિનાની જીવન–નાવને આજે વિનાશના પૂરમાં ફેંકી દીધી હોય તેમ વિચારતાં નથી લાગતું ?

સુવર્ણ નિર્મળ છે, છતાં ખાણની માટીના સંયોગથી મલિન બનેલ છે, તેમ આત્મા સ્વચ્છ જ છે, પરંતુ કર્મરજના સંસર્ગથી અશુદ્ધ બનેલ છે. જ્યાં લગી રાગ–દ્વેષની નિર્મૂળતા ન થાય, ત્યાં સુધી આત્મિક શુદ્ધિ થતી નથી. જેમ વસ્ત્ર પર ચિકાશ લાગી હોય અને ધૂળનો સંયોગ થતાં વસ્ત્ર મલીન બને છે, તેને કેવલ પાણીથી ધોવાથી સ્વચ્છ થતું નથી, કારણ કે તે તાંતણા ચિકાસથી ભરાઈ ગયા છે, તાંતણામાંથી જ્યાં લગી ચિકાશ દૂર નહિ થાય, ત્યાં લગી ધોવાથી ફાયદો શો ? ધૂળનો સંબંધ ચિકાશ સાથે છે, નહિ કે વસ્ત્ર સાથે. માટે સૌ પ્રથમ ચિકાશ દૂર કેમ થાય તેનો જ વિચાર કરી ધોવાથી ફાયદો છે.

માનવ બીજા માટે જે કંઈ કરે છે, તે સોદો કે ધંધો કહેવાય છે. તથા પોતાના હિત માટે કરાતી પ્રવૃત્તિ ફરજ–ધર્મ કહેવાય છે, જેમ કુંભાર વાસણ બનાવે છે, દરજી કપડાં સીવે છે. મોચી જોડાં સીવે છે, સોની ઘરેણાં ઘડે છે, તથા કંદોઈ મિષ્ટાન્ન

બનાવે છે. તે પોતાને માટે નથી બનાવતા, પરંતુ કેવલ આર્થિક ધન કમાવા માટે જ બનાવે છે. તેથી તે પ્રવૃત્તિને ધંધાદારી પ્રવૃત્તિ કહેવાય છે. તેવી જ રીતે સંગીતકલા, નૃત્યકલા, સીવણકલા કે જ્ઞાનકલા વગેરે કલાઓ બદલો લઈને દેવાતી હોવાથી ધંધો જ કહી શકાય. જ્યાં કોઈપણ જાતની શ્રેય કે હિત બુદ્ધિ ના હોય અને કેવલ યશઃ કીર્તિ કે ખાનપાનની ઈચ્છા માત્રના વ્યામોહથી કલાનો ઉપયોગ થતો હોય, તે બધી પ્રવૃત્તિ સોદો કે ધંધો જ કહી શકાય. અંતરમાં ઊંડે ઊંડે વિચારતાં સાંસારિક લોલુપતાના આશયથી કરાતો ધર્મ પણ એક ધંધો કે સોદો જ બની ગયો હોય તેમ આપણી મનોવૃત્તિ સાક્ષી નથી પૂરતી ?

આત્મિક વિકાસના ધ્યેયપૂર્વક કરાતી ધાર્મિક પ્રવૃત્તિને બાજુએ મૂકીને, કેવલ સાંસારિક સુખ કે સંપત્તિ મેળવવા સારૂ કરેલ ધર્મથી મળેલા પુણ્યને વેચી, તેના બદલે ઐહિક સુખની માગણી થતી હોય, ત્યાં ધર્મ એ ધંધો કે સોદો ન કહેવાય તો શું કહી શકાય ?

સનાતન સુખના સર્જક માનવ ? જે દિવસે સત્ય સનાતન ધર્મ અને ત્યાગ હૈયામાં વસી જશે, ત્યારે સળગતો સંસાર નંદનવન બની જશે. કલહ, કુસંપના અંગારા ઝરતા જીવનમાં જો આવા ધર્મ સુધાબિન્દુઓ વર્ષવા માંડે તો આંતર જીવન કેટલું સુવાસિત, પુલકિત અને સૌન્દર્યમય બને ?

❋

# ગુરુના ગુરુને હજારો વંદન

શ્રી બાલાભાઈ વાડીલાલ કાપડીયા B. A. B. T.

સંસ્કાર તો માનવજીવનની આધારશીલા છે. સંસ્કારનો વારસો ધર્મ અને અધ્યાત્મનું શિક્ષણ આપી શકે છે. આ ઉચ્ચ પ્રકારનું શિક્ષણ આપનાર જૈન સમાજમાં પાઠશાળા છે. આ શિક્ષકોને તાલિમ આપનાર–તૈયાર કરનાર દેશભરમાં એક જ મોટી સંસ્થા છે. જે મહેસાણા પાઠશાળા તરીકે ખ્યાતિ પામેલી છે, આ સંસ્થાએ અનેક નિષ્ઠાવાન અને ભાવનાશીલ શિક્ષકોની ભેટ આપી છે. આ વરસે આ સંસ્થાનો અમૃત મહોત્સવ ઉજવાઈ રહ્યો છે. આ સંસ્થાના નામ સાથે સંસ્થાના ઉદ્ભવ માટે પ્રેરણા અને ભોગ આપનાર સ્વ. શેઠ શ્રી વેણીચંદભાઇને કોણ ભૂલી શકે ? તેઓશ્રીની દીર્ઘદૃષ્ટિ અને ઉદાત્ત ભાવના ખરેખર પ્રશંસનીય છે.

આજે આ સંસ્થાને ૮૧ વર્ષ થાય છે. ૮૧ ના આંકનો સરવાળો ૯ થાય. એ અભંગ છે. આપણે પ્રાર્થીએ કે આ અભંગ આંક આ સંસ્થાને ચિરકાળ જીવંત રાખે અને વધુ ને વધુ ભાવનાશીલ શિક્ષકો ત્યાંથી તાલિમ પામી જૈન સમાજમાં આચાર અને સંસ્કરણનાં બીજ રોપે.

આજનો યુગ ભૌતિકવાદનો છે. પૌદ્ગલિક સુખ–સગવડ તરફ સમાજ ઘસડાઇ રહ્યો છે. એક વિરોધાભાસ એ છે કે જેમ ભૌતિક સામગ્રી વધુ, તેમ ચિત્તની ખરી શાંતિ ઓછી, જરા અંતર્મુખ થઇએ તો જણાશે કે સાચું સુખ લેવા સદ્વિચાર, સદ્વાણી અને સદ્આચાર તરફ વળવું પડે છે, આ માટે ધાર્મિક અને આધ્યાત્મિક જ્ઞાન અને દૃષ્ટિ વિકસાવવી પડે છે. આર્યાવર્ત એ તો તપોભૂમિ છે. વૈરાગ્યનો ભાવ લોહીમાં વણાયેલો છે વિકાર, વિલાસ અને પૌદ્ગલિક સગવડ ભોગ તરફ ઘસડે છે. જ્યારે વૈરાગ્ય અને ત્યાગ સમાજને શાંતિ પ્રતિ દોરે છે.

પાઠશાળાની પદ્ધતિ પ્રાક્ઐતિહાસિક છે. ઋષિ મુનિઓ આશ્રમમાં બાળકો–યુવકોને પાઠ આપતા–તૈયાર કરતા. ગૃહસ્થાશ્રમમાં પ્રવેશ કરતાં પહેલાં આ સંસ્કાર અને સભ્યતાની તાલિમ અપાતી. આજે આ આશ્રમ–શિક્ષણની પ્રથા લુપ્તપ્રાય થઈ છે. પણ આવી પાઠશાળા એની કંઈક ઝાંખી કરાવે છે.

જૈન સમાજમાં શહેરમાં પોળે પોળે, ઉપાશ્રયોમાં, ગામડે ગામડે પાઠશાળા ચાલે છે. તેને માટે સેવાભાવી નિષ્ઠાવાન શિક્ષકોની જરુરિયાત એક અવશ્ય વસ્તુ છે; આ કોટિના શિક્ષકો તૈયાર કરનાર દેશભરમાં મહેસાણા પાઠશાળા એક અને અજોડ છે.

આપણે સહુ પ્રાર્થના કરીએ કે આ પાઠશાળા–ગુરૂણામ્ ગુરુ–અમર રહે અને વધુ સંખ્યામાં નિષ્ઠાવાન પંડિતો–શિક્ષકોને તાલિમ આપે. આ અમૃત મહોત્સવ પ્રસંગે આપણે સહુ ઇચ્છીએ કે આ સંસ્થા વધુ અમૃતપાન કરાવે અને **અમૃત** રહે, એજ શુભેચ્છા !



# ચિરસ્થાયી બની રહો એ અમારી માતૃસંસ્થા

પારેખ ખુબચંદ કેશવલાલ-વાવ



જગતમાં દરેક કાર્યોની ઉત્પત્તિ, કાળ વિગેરે પાંચ સમુચ્ચય કારણોથી જ થાય છે, પાંચ કારણોમાંથી એક પણ કારણની ન્યૂનતાએ કાર્યની ઉત્પત્તિ થઈ શકતી નથી. કાર્ય-સિદ્ધિમાં વર્તતાં તે પાંચે કારણોને સમવાય (સમુચ્ચય) કારણો કહેવાય છે. જગતના સર્વ કાર્યોની ઉત્પત્તિમાં એ પાંચે કારણો વર્તે છે. એ પાંચે કાર્યો નીચે મુજબ છે. (૧) કાળ (૨) સ્વભાવ (૩) નિયતિ અર્થાત્ ભાવિભાવ (૪) પૂર્વક્રિયા અને (૫) પુરૂષાર્થ.

ઉપરોક્ત રીતે મોક્ષપ્રાપ્તિ અર્થાત્ જીવને કર્મસંબંધથી સર્વથા મુક્ત થવામાં યા આત્માની સ્વાભાવિક દશા પ્રાપ્ત કરવામાં પણ ત્રીજા અને ચોથા આરા સ્વરૂપ અનુકુળ કાળ, ભવ્યત્વ, સ્વભાવ, નિયતિ યા ભવસ્થિતિપરિપકવકાળ, સમ્યગ્દર્શનાદિ પૂર્વકૃત્ય, અને તે પૂર્વકૃત્યમાં આત્મવીર્ય ફોરવવારૂપ પુરૂષાર્થ, એ પાંચે સમુચ્ચય કારણો વર્તે છે.

ઉપરોક્ત પાંચ સમવાય કારણો પૈકી, જીવ પ્રયત્ન વડે પ્રવર્તતું કારણ, તે પુરૂષાર્થ હોઇ, જીવને કરવાનો તો માત્ર પુરૂષાર્થ જ છે. કાર્યસિદ્ધિ સમયે શેષ કારણો તો સ્વયં ઉપસ્થિત થતાં રહેતાં હોઇ, કાર્યસિદ્ધિ ઇચ્છિક જીવનું લક્ષ્ય, સ્વ-પુરૂષાર્થ પ્રત્યે જ જોઇએ, એટલે જ જ્ઞાનીપુરૂષોએ સુખને ધર્મ-પુરૂષાર્થના ફળસ્વરૂપે અને દુઃખને પાપ-પુરૂષાર્થના ફળસ્વરૂપે દર્શાવ્યું છે.

અહિં મોક્ષપ્રાપ્તિરૂપ કાર્યમાં પુરૂષાર્થ તે સમ્યગ્દર્શન-સમ્યગ્જ્ઞાન અને સમ્યક્-ચારિત્રસ્વરૂપ રત્નત્રયીમાં જ જીવને પ્રવર્તાવવા અંગેનો જ સમજવાનો છે. જીવે કષાયભાવમાં પ્રવર્તવારૂપ પુરૂષાર્થ તો સંસારચક્રમાં અનેકવાર કર્યો. પરંતુ તે પુરૂષાર્થ તો વિપરીત હોવાથી મોક્ષપ્રાપ્તિને બદલે સંસારવૃદ્ધિ માટે જ જીવને થાય છે. માટે આત્મલક્ષી જીવે આવા વિપરીત પુરૂષાર્થથી વિરામ પામી, રત્નત્રયીની આરાધનાવાળા પુરૂષાર્થી બનવું જરૂરી છે. અને તેવા પુરૂષાર્થમાં પ્રવર્ત્તવા માટે રત્નત્રયીનું શિક્ષણ મેળવવું અત્યંત જરૂરી છે.

કોઈપણ વિષયના શિક્ષણ વિના તે વિષયમાં પ્રવર્ત્તી શકાતું નથી. અર્થ અને કામના પુરૂષાર્થનું શિક્ષણ આ જીવે સંસારચક્રમાં અનંતીવાર પ્રાપ્ત કર્યું હશે. પરંતુ ધર્મ અને મોક્ષ માટેના પુરૂષાર્થ અંગેનું રત્નત્રયીનું શિક્ષણ, જીવે જ્યાં સુધી મેળવ્યું ન હોય, ત્યાં સુધી જીવ, ચિરસ્થાયી સુખને પ્રાપ્ત કરી શકતો જ નથી.



આવા શિક્ષણની પ્રાપ્તિ કરાવનાર શાળાઓ પૈકી, ભારતભરમાં કોઇ મુખ્ય શાળા હોય તો, તે મહેસાણામાં શ્રીમદ્ યશોવિજયજી જૈન સંસ્કૃત પાઠશાળા જ છે, એમ કહેવામાં જરાપણ અતિશયોક્તિ નથી જ. કારણ કે આ શાળામાંથી શિક્ષણ પામીને અનેક શિક્ષકો તૈયાર થયા છે. અને વિવિધ સ્થળે રત્નત્રયી શિક્ષણના દાતા બન્યા છે. અનેક સાધુ-સાધ્વી ભગવંતો પણ આ શાળામાંથી રત્નત્રયીનું શિક્ષણ પામી આત્મશ્રેય સાધક થયા છે. માટે જ આ શાળા તે જૈન શ્વે.-મૂ. સંઘની એક મહાન ઉપકારક શાળા છે. આ શાળાને વધુ વિકસિત કરવામાં તન, મન અને ધનથી સહાયક બનનાર મહાન પુન્યને ઉપાર્જન કરે છે. કારણ કે જ્ઞાનદાન સમાન કોઈ ઉત્તમ દાન નથી. સમગ્ર ચતુર્વિધ જૈન સંઘની ફરજ છે કે આ શાળાને દિન-પ્રતિદિન વધુ ઉત્તેજીત બનાવવા માટે દરેકે શક્ય પ્રયત્નશીલ બનવું જોઇએ.

આ રીતની નવી નવી શાળાઓ ઉપસ્થિત કરવા કરતાં, જો આ એક જ શાળાને વધુ ઉત્તેજિત કરવામાં આવે તો રત્નત્રયીના શિક્ષણની સારામાં સારી સુવિધા કરી શકાશે. નવી શાળાઓની જમાવટ તો ક્યારે થાય, તે નક્કી કહી શકાય નહિં. પરંતુ આ શાળાની જમાવટને તો એંશી એંશી વર્ષનાં વહાણાં વ્હાઈ ગયાં છે. માટે રત્નત્રયીના શિક્ષણનું કાર્ય તો આ શાળામાંથી જ સરલતાએ થઇ શકશે.

મહેસાણાની આ શાળાએ શું શું પ્રગતિ સાધી છે, અને હજુ પણ કેવી પ્રગતિ સાધી રહી છે, તથા કેવા વિદ્વાનો તૈયાર કર્યા છે અને કરી રહી છે, તે જાણવા માટે આ શાળાની મુલાકાત લેવાની દરેકને મારી સાગ્રહ વિનંતિ છે અને પ્રતિવર્ષની કાર્યવાહીને પ્રગટ કરતા આ શાળાના વાર્ષિક રિપોર્ટને ખાસ જોવા જરૂરી છે.

આજે ગામેગામ ચાલતી જૈન પાઠશાળાઓમાં શિક્ષક તરીકે કામ કરતો વર્ગ, વિશેષે કરીને તો શ્રીમદ્ યશોવિજયજી જૈન સંસ્કૃત પાઠશાળા-મહેસાણાના જ ભૂતપૂર્વ વિદ્યાર્થીઓનો છે. અને જે પાઠશાળાઓમાં આ સંસ્થાના વિદ્યાર્થીઓ શિક્ષક તરીકે કામ કરી રહ્યા છે, તે પાઠશાળાના અભ્યાસકોમાં જૈન ધર્મના સંસ્કારોની સુદ્રઢતાપૂર્વક, પ્રકરણ, ભાષ્ય, કર્મગ્રંથાદિ તાત્ત્વિક વિષયોમાં તથા સંસ્કૃત અને પ્રાકૃતના અભ્યાસમાં સારી પ્રગતિ સધાય છે. માટે જ મહેસાણાની આ સંસ્થાને જેટલા જેટલા પ્રમાણમાં અનુકુળતા, સહાયતા અને હાર્દિક લાગણી દર્શાવવામાં આવશે, તેટલા તેટલા પ્રમાણમાં વિદ્વાનો, પંડિતો, તત્ત્વજ્ઞો તૈયાર કરવામાં સરલતા પ્રાપ્ત કરી શકાશે, અને સારા શિક્ષકો, જુદી જુદી પાઠશાળાઓમાં પૂરા પાડી શકાશે.

આજે સારા શિક્ષકોની ખૂબ જ ખેંચ છે. સારો પગાર આપતાં પણ સુસંસ્કારી અને અભ્યાસી શિક્ષકો મળતા નથી. જે તેને શિક્ષકની જગ્યાએ બેસાડી દેવાથી આજની પાઠશાળાઓમાં તત્ત્વજ્ઞાનના અભ્યાસીઓ તૈયાર કરી શકાતા નથી. માત્ર પર્યટનો, મેળાવડાઓ અને ડ્રામાઓ જેવા બાહ્ય આડંબરોના પ્રોગ્રામ માત્રથી જ સંતોષ અનુભવાય છે. વધુ વધુ તો પંચપ્રતિક્રમણ, નવસ્મરણ અને પ્રકરણાદિની મૂળ ગાથાઓ પૂરતો જ અભ્યાસ ચાલતો હોય છે અને તેટલો અભ્યાસ પણ કેટલાય દીર્ઘ ટાઈમે તૈયાર થાય છે, જેથી વર્ષો સુધી ચાલતી પાઠશાળાઓનું રિઝલ્ટ, સંતોષકારક હોઈ શકતું નથી. દ્રવ્યવ્યયના પ્રમાણમાં પાઠશાળાઓની પ્રગતિ શૂન્ય ભાસે છે. જેથી બુદ્ધિજીવી વર્ગને આ શિક્ષણમાં કંઇ પણ તત્ત્વ દેખાતું નથી. માટે જો સારા શિક્ષકોની ખેંચ દૂર કરવી હશે તો, શ્રીમદ્ યશોવિજયજી જૈન સંસ્કૃત પાઠશાળા–મહેસાણાના આર્થિક સંયોગો ખૂબ જ સુદ્રઢ બનાવવા માટે, પૂજ્ય ગુરૂભગવંતોએ તથા સંઘના અગ્રગણ્ય ગૃહસ્થોએ આ સંસ્થા પ્રત્યે લક્ષ રાખવું જ પડશે.

આવી અજોડ સંસ્થા પ્રત્યે આપણો જૈ. શ્વે. મૂ. સંઘ, જો ઉપેક્ષા કરશે, તો સમ્યગ્જ્ઞાનની પરબરૂપ ગામેગામની પાઠશાળાઓ પણ પ્રગતિહીન બની રહેશે. કુવામાં હશે તો જ હવાડામાં આવશે. કુવો સુકાએલો હશે તો હવાડો પણ સુકો જ રહેવાનો. સારા શિક્ષકો તો જળપૂર્ણ કુવા જેવા છે. અને ગામેગામની પાઠશાળાઓ તે હવાડા જેવી છે. જળપૂર્ણ કુવા જેવા શિક્ષકો તો શ્રીમદ્ યશોવિજયજી જૈન સંસ્કૃત પાઠશાળામાંથી જ તૈયાર કરી શકાશે.

ધન્ય છે, શ્રાદ્ધવર્ય શ્રી વેણીચંદભાઇને જેણે અથાગ પ્રયત્ન ઉઠાવી, માન અને અપમાનની પરવા કર્યા વિના, પોતાના જીવનનો ભોગ આપી, આ સંસ્થા માટે ફકીરી લઇ, આ શાળાની સ્થાપના મહેસાણામાં કરી, પોતાનું નામ અમર બનાવી ગયા છે. હવે આ સંસ્થાને સુદ્રઢ બનાવી રાખવા માટે બીજા વેણીચંદભાઇઓ તૈયાર થવાની ખૂબ જ જરૂર છે. આજે એંશી એંશી વર્ષનાં વ્હાણાં વ્યતીત થવા છતાં આ શાળા અડગપણે ટકી રહી છે. ચિરસ્થાયી બની રહો અમારી એ માતૃસંસ્થા એ જ શુભેચ્છા.

અમૃત મહોત્સવ સ્મૃતિગ્રંથ મહેસાણા

# સમ્યગ્જ્ઞાનની મહત્તા

પંડિતશ્રી બાબુભાઇ સવચંદ શાહ–અમદાવાદ

વિરાટ વિશ્વનું વિશિષ્ટ દર્શન કરાવનાર સમ્યગ્ જ્ઞાન છે. અનંત ઉપકારી જિનેશ્વર દેવોએ જગત્‌ના સર્વ જીવોના ઉપકાર માટે જિનશાસનની સ્થાપના કરીને રત્નત્રયી રૂપ મોક્ષમાર્ગની પ્રરૂપણા કરી. આ રત્નત્રયીમાં સમ્યગ્જ્ઞાનની અતીવ મહત્તા છે. રત્નત્રયીમાં સમ્યગ્દર્શન જ્ઞાન અને ચારિત્ર આ ત્રણે ગુણોનો સમાવેશ થાય છે.

છતાં અપેક્ષાએ સમ્યગ્ દર્શનને લાવનાર પણ સમ્યગ્ જ્ઞાન જ છે. કારણ કે સાચી સમજ આવ્યા વિના દર્શનમોહનીયનો ક્ષયોપશમ થતો નથી. દર્શનમોહનીયના ક્ષયોપશમ વિના સમ્યગ્ દર્શન ઉત્પન્ન થતું નથી, અને જ્ઞાન વિના સાચી સમજ આવતી નથી. હેય–ઉપાદેયનો વિવેક થતો નથી. આથી જ્ઞાનની મહત્તા છે.

જગતની કિંમતીમાં કિંમતી ચીજ કયી ? આવો પ્રશ્ન કરવામાં આવે તો તેનો ઉત્તર એક નહિં મળે પણ અનેક મળશે. કોઇ સોના–ચાંદીને, કોઈ હીરા–માણેકને, કોઈ પોતાને ગમતા ઇષ્ટ અન્ય ભૌતિક પદાર્થને કિંમતી ગણાવશે, કારણ કે સૌને પોતપોતાની સમજ પ્રમાણે વસ્તુની કિંમત સમજાય છે; પણ વાસ્તવિકતા વિચારીએ તો સમજ એ પણ જ્ઞાન છે, આથી વસ્તુની કિંમત કરતાં જ્ઞાનની કિંમત વધારે છે. જો જ્ઞાન ન હોય તો તે મનુષ્યને મન કિંમતીમાં કિંમતી વસ્તુની પણ કોઇ કિંમત હોતી નથી.

પ્રાણીમાત્રની સઘળી પ્રવૃત્તિ સુખને માટે છે. સુખના અનેક પ્રકારો છે, પરંતુ મુખ્યત્વે બે પ્રકાર છે. બાહ્ય અને અભ્યંતર, બાહ્ય સુખમાં ઐહિક સુખનાં સાધનો જેવાં કે ધન, સ્ત્રી. ઇંદ્રિયને આનંદ આપનારા પદાર્થો દ્વારા થતી ક્ષણિક માનસિક શાંતિની પ્રાપ્તિ હોય છે, પરંતુ તે સુખ પરિણામે કર્મબંધ કરાવીને અનેક દુઃખ આપનાર હોય છે.

આત્મિક ગુણોની પ્રાપ્તિ એ અભ્યંતર સુખ છે, આમાં બાહ્ય દૃષ્ટિએ સુખ જણાતું નથી. કારણ કે સંસારી જીવ અનંતકાળથી કર્મથી લેપાએલો છે. છતાં એ જેટલા પ્રમાણમાં આત્મકલ્યાણને માટે કષ્ટો સહન કરીને કર્મોની નિર્જરા કરે છે તેટલા પ્રમાણમાં તેને આત્મિક ગુણોની પ્રાપ્તિ થાય છે. આત્મિક ગુણોની પ્રાપ્તિ એજ અભ્યંતર સુખ છે.

બાહ્ય અને અભ્યંતર સુખનું સાચું સ્વરૂપ જણાવનાર સમ્યગ્ જ્ઞાન છે. આથી જ સમ્યગ્જ્ઞાનની મહત્તા છે.

સમ્યગ્જ્ઞાન એ જગતનું અમૂલ્ય ધન છે. તેની સરખામણી જગતના કોઈ દુન્યવી પદાર્થ સાથે થઈ શકે નહિં. દુન્યવી પદાર્થની પ્રાપ્તિ પુણ્યકર્મને આધીન છે, જ્યારે જ્ઞાનની પ્રાપ્તિ કર્મના ક્ષયોપશમને આધીન છે.

લૌકિક જ્ઞાન કે લોકોત્તર જ્ઞાન કર્મના ક્ષયોપશમ વિના સાધ્ય નથી. વર્તમાન જગતમાં જ્ઞાન વધ્યું છે, જ્ઞાનનાં સાધનો વધ્યાં છે, એમ કહેવાય છે, પરંતુ વિચાર કરીએ તો એ જ્ઞાન અને જ્ઞાનનાં સાધનો આત્મિક જ્ઞાનની પ્રાપ્તિ કરાવવાને બદલે તેનાથી વિમુખ બનાવે છે. દાખલા તરીકે આજે રેડીઓથી દૂરદૂરથી આવતાં પ્રસારણો, સાંભળી શકાય છે. ટેલીવીઝનથી દૂરદૂર થતાં દશ્યો જોઇ શકાય છે. આ પ્રસારણો, દશ્યો દ્વારા તે વસ્તુને આપણે સાંભળી અને જોઇ શકીએ છીએ અને તેનું જ્ઞાન મેળવીએ છીએ, પરંતુ તેથી આત્માને ઉપકારક હેય-ઉપાદેયનો વિવેક કેટલો કરી શકીએ ? જો કોઈ ભાગ્યશાળી તે દ્વારા હેયોપાદેયનો વિવેક કરે તો તેને માટે તે જ્ઞાન પણ ઉપકારી છે. પણ આવો સંભવ ઓછો છે, માટે મહદ્ અંશે તે જ્ઞાન રાગ-દ્વેષને વધારી સંસારનાં દુઃખને અપનાવનારું બને છે.

જિનેશ્વર ભગવંત પ્રરૂપિત શાસ્ત્રોના અભ્યાસ દ્વારા ઉત્પન્ન થતું શ્રદ્ધાપૂર્વકનું અથવા શ્રદ્ધા પમાડનારું સમ્યગ્ જ્ઞાન જગતના પદાર્થોમાં હેય-ઉપાદેયનો વિવેક કરાવે છે. તે વિવેક દ્વારા આત્મા હેયનો ત્યાગ કરી ઉપાદેયનો આદર કરે છે. અને પરિણામે મુક્તિ-સુખનો ભોક્તા બને છે.

✠

# દીવાદાંડી રૂપ સંસ્થા

પૂ. મુનિરાજ શ્રી યશોભદ્રવિજયજી મ.

લેખક મુનિરાજશ્રીએ પાઠશાળામાં રહી ૨ વર્ષ ૬ માસની અવધિમાં ધાર્મિક શિક્ષા અપૂર્વરૂપે પ્રાપ્ત કરી બાલ્યવયમાં દીક્ષા સ્વીકાર કરી પાઠશાળાનું ગૌરવ વધાર્યું છે. —સંપાદક

વર્તમાન યુગની ભૌતિક આંધીમાં શિક્ષા જગતની અનેક દીવાદાંડીઓ ખડી છે. પરંતુ તે દીવાદાંડી આંધિના અંધારામાં ભટકતા પથિકને પ્રકાશ આપવાને બદલે કેવલ અંધારાની જ ભેટ કરે છે, કારણ કે તે શિક્ષા જગતની સંસ્થાઓમાં કેવલ માનવને બાહ્યરૂપથી શિક્ષિત બનાવી દુન્યવી દૃષ્ટિએ સુસંસ્કૃત બની આર્થિક પ્રાપ્તિની આંધળી દોડ કેમ લગાવવી એ જ શિક્ષા અપાઈ રહી છે.

વિષમ પરિસ્થિતિમાં અનેક ચિન્તનશીલ મનીષી પુરૂષોના મનમાં અનેક વિચારોના તરંગો ઉઠી રહ્યા છે, પરિણામ સ્વરૂપ હરેક સુજ્ઞજનોનો દઢ મત છે કે શિક્ષા જગતમાં વ્યાપ્ત અંધાધુંધીને દૂર કરવા સમ્યગ્ જ્ઞાનની પરબ સરિખી વિવેકપૂર્ણ શિક્ષા દેવાવાળી સંસ્થાની અધિક આવશ્યક્તા છે. આજની આવશ્યક્તાને ભૂતકાળમાં વિવેકશીલ શ્રદ્ધાવાન્ સ્વ. શ્રી વેણીચંદભાઈએ પોતાની દૂરદર્શિતા દ્વારા જૈન સમાજને શ્રીમદ્ યશોવિજયજી જૈન સંસ્કૃત પાઠશાળા નામે સંસ્થાની અપૂર્વ ભેટ કરી, જેમાં સેંકડો બાળકો, યુવાનોએ હિતાહિત, કાર્ય–અકાર્ય અને પેય–અપેયની ભેદરેખાને સમજાવવાવાળી ધાર્મિક શિક્ષા પ્રાપ્ત કરી પોતાના જીવનમાં અપૂર્વ આધ્યાત્મિક શાન્તિ પ્રાપ્ત કરી છે.

કેટલાય વિદ્યાર્થી ધાર્મિક શિક્ષા પ્રાપ્ત કરી તપ–ત્યાગ અને વ્રત–નિયમના સંસ્કારોથી ઓતપ્રોત બની જૈન શાસનના અપૂર્વ પ્રભાવકરૂપે આજ પણ પરમતારક પરમાત્મા શ્રમણ ભગવાન્ શ્રી મહાવીરસ્વામીજીના શાસનની અભૂતપૂર્વ શોભા વધારી રહ્યા છે.

મારૂં પોતાનું પણ સૌભાગ્ય માનું છું કે સંયમ જીવનના સ્વીકાર પૂર્વે સંસારી વડીલબંધુ પૂજ્ય જયંતવિજયજી મહારાજ (વર્તમાનમાં પૂજ્ય આચાર્ય શ્રી વિજયજયદેવ સૂરિજી મહારાજ)ની પ્રેરણાથી ૨ વર્ષ ૬ માસ સુધી ધાર્મિક શિક્ષા પ્રાપ્ત કરવાનો

સુવર્ણ અવસર પ્રાપ્ત થયેલ. સંસ્થાનું સુંદર વાતાવરણ, તપ-ત્યાગના સંસ્કારો અને અધ્યાપક વિદ્યાગુરૂઓની પ્રબલ પ્રેરણાથી સંસાર ત્યાગની ભાવનામાં વૃદ્ધિ થતાં વિ. સં. ૨૦૦૨ જેઠ સુદ ૩ ના પવિત્ર દિવસે અપ્રતિમ પ્રતિભાશાળી સ્વ. આચાર્ય શ્રી વિજય-સુરેન્દ્ર સૂરીશ્વરજી મહારાજશ્રીના પવિત્ર કરકમળોથી ભાગવતી પ્રવ્રજ્યા અંગીકાર કરી.

સ્વ. પૂ. ગુરૂદેવ શ્રી અને મારા વડિલબંધુ પૂજ્ય આચાર્ય શ્રી વિજયજયદેવ-સૂરીશ્વરજી મ.ની પાવન નિશ્રામાં વ્યાકરણ, કાવ્ય, કોષ, આદિ સંસ્કૃત ભાષાના ગ્રંથોનું અધ્યયન અને ધાર્મિક કર્મગ્રંથ આદિના અભ્યાસ સાથે આત્મસાધનાના અપૂર્વ અંગરૂપે જૈન શાસનની સેવા કરવાનું સૌભાગ્ય પ્રાપ્ત થયેલ છે.

માતા-પિતાથી પણ અધિક ઉપકારી માતૃસંસ્થા આજ વિશાળ વટવૃક્ષરૂપે વિસ્તૃત બની પોતાનો અમૃત મહોત્સવ મનાવી રહેલ છે તે જાણી ઘણો જ આત્મસંતોષ અનુભવી રહેલ છું.



ધનથી ટોપી મળે, પણ માથું નહિ.
ચશ્મા મળે, પણ જન્મ-જાત આંખો નહિ.
બુટ મળે, પણ કુદરતી પગ નહિ
ભોજન મળે પણ ભૂખ નહિ.
બંગલો મળે પણ શાંતિ નહિ.
સુંદર સ્ત્રી મળે પણ સદાચાર ન મળે.
શ્રીમંતાઈ મળે, પણ સંતોષ ન મળે.
માટે ધનથી બધું મળે છે,
એવી મિથ્યામતિ દૂર થાય તો-શાશ્વત ફલ-
આપનાર ધર્મનો ને—સન્મતિનો લાભ થાય.



કીર્તિકુમાર વાડીલાલ શાહ
બોરીવલી

# ધર્મની સાથે ગણિતને ન જોડીએ ?

લેખક : મુનિ મણિપ્રભ વિજય ( રત્નપુંજ )

અનાદિ–અનંતકાળથી માંડીને આ આત્મા સંસારની ઘાણીનો બળદીયો થઈને ગોળ ગોળ ઘૂમી રહ્યો છે–દુઃખદ પરિભ્રમણ કરી રહ્યો છે. આ પરિભ્રમણને સર્વથા દૂર કરવા માટે જ્ઞાની મહર્ષિઓએ સમકિતમૂલ ધર્મની અનુપમ આરાધના બતાવી છે. આ ધર્મારાધનાની અંદર ગણિતનો વિષય ઉપયોગી છે કે કેમ ? તેનો આજે આપણે વિચાર કરીશું.

ઉક્ત ધર્મની આરાધનાથી આજ સુધીમાં અગણિત આત્માઓ મુક્તિપદને પામ્યા છે, પામે છે. અને પામશે, પરંતુ એ અગણિત આત્માઓની મુક્તિપદની પ્રાપ્તિ જેને આભારી છે તે ધર્મારાધના મુખ્યત્વે ગણિતવાળી નહિ પણ ગણિતવિહોણી જ મૂલ્યવંતી લેખાઇ છે; એ કોઈએ ભૂલવું જોઈયે નહિ.

એવા કૈંક દાખલાઓ દેખવા મળશે કે જેમાં કેટલાકે તો થોડીક જ આરાધના કરી અને તેમનો બેડો પાર થઈ ગયો, ત્યારે ઘણાએ ઘણી આરાધના કરી તોય તેમનો ફેરો ટળ્યો નહિ. તેમાં કારણ ખાસ કરીને એકજ જણાય છે તે એકે કેટલાકની આરાધના જે હતી તે ગણિતવિહોણી હતી, ત્યારે ઘણાની આરાધના જે હતી તે ગણિતવાળી હતી.

શાસ્ત્રમાં લક્ષ્મણા સાધ્વીજીનું દૃષ્ટાંત આવે છે અને તે પર્યુષણ મહાપર્વના પહેલા જ દિવસે શલ્ય રહિત તપસ્યાના વર્ણન વખતે કહેવાય છે. એ લક્ષ્મણા સાધ્વીજીએ જે જે ઘોર તપશ્ચર્યા સ્વ-જીવનમાં કરી હતી, તેનું લિસ્ટ જો આપણે નજર સમક્ષ મૂકીએ તો આપણને ક્યાંક આંખે તમ્મર આવી જાય ! કેમકે તેમણે આ પ્રમાણે તપસ્યા કરી હતી :–

પૂરા ૧૦ વર્ષ સુધી છઠ્ઠ, અઠ્ઠમ, દશમ અને દ્વાદશ ભક્તની ઉગ્ર તપશ્ચર્યા આચરી, તેમાં ય પારણે તો પાછી લુખ્ખી નીવી જ, ત્યારબાદ ૨ વર્ષ સુધી ઉપવાસને પારણે ઉપવાસ કર્યા. ત્યાર બાદ ૧૦ વર્ષ શેકેલા ચણા વગેરે ઉપર ગાળ્યાં, ૧૬ વર્ષ લગી લાગલગાટ માસક્ષમણ અને અંતે ૨૦–૨૦ વર્ષ સુધી આયંબીલ. આમ ૫૦–૫૦ વર્ષ જેટલા દીર્ઘ સમય સુધી અતિઘોર તપ આચર્યો. જ્ઞાનીઓ ફરમાવે છે કે એટલું છતાં તેના આત્માની શુદ્ધિ થઈ નહિ, ઉપરથી આર્તધ્યાનમાં મરણ પામી દાસી ઈત્યાદિ અસંખ્ય ભવોમાં ઘોર વિટંબના ભોગવી તે આત્મા આવતી ચોવીશીમાં પ્રથમ તીર્થંકર પરમાત્મા શ્રીપદ્મનાભ પ્રભુના તીર્થમાં સિદ્ધિપદને પ્રાપ્ત કરશે.

સહેજે અહીં સવાલ ઊભો થશે કે આમ કેમ થયું ? એનો જવાબ તો સ્પષ્ટ જ છે, ગણિતને સાથે જોડવાથી સ્તો એમ થયું. નિઃશલ્ય નિર્મળ તપસ્યાની જરૂર હતી. આ તપસ્યા નિર્મળ ન હતી. ચકલા ચકલીના—અબ્રહ્મસેવનને જોઈ બંધાયેલા માનસિક મહાપાપની આલોચનામાં આવેલી આ તપસ્યા હતી. આલોચના લીધી તો ખરી પરંતુ બીજાના નામે. પોતાના પગમાં કાંટો વાગ્યો હોય તે વખતે "કોઇને આવો કાંટો વાગ્યો હોય તેને શી રીતે કાઢવો ?" એમ પૂછવું, પોતાને માટે ઉપયોગી થાય ખરું ? બીજાના રોગની દવા પોતાના દર્દને દૂર કેવી રીતે કરે ? જેટલી તપસ્યા બતાવી તેને ગણિતથી જોડી દેવામાં આવી, હાર્દિક શુદ્ધિની જરૂરિયાત હતી તે વાત લક્ષ્યમાં ન આવી.

આજ રીતે બીજા પણ અનેક મહાનુભાવો પોતપોતાની તપસ્યાનું ગણિત લગાવતા હશે ! બે ઉપવાસ કર્યા, અઠ્ઠમ કર્યો, અઠ્ઠાઇ કરી નાંખી, માસખમણ જ નહિ, બે માસખમણ કે તેનાથી ય ગાડી આગળ દોડી ગઈ ! ઠીક છે પણ એની સાથોસાથ ભાવ-વિશુદ્ધિ—આત્મ પરિણુતિનાં કેટલાં શિખરો સર કર્યાં ? એ વિચારવું પણ અતિ મહત્ત્વનું અંગ છે.

શાસ્ત્રકારોએ ૧૨–૧૨ મહિના સુધી જંગલમાં એક ઘેઘૂર વડલાની જેમ અડગપણે ઉભા રહી કેવલજ્ઞાનની આશાથી કરાયેલી બાહુબલિજીની વાર્ષિક તપસ્યાને વખાણી નથી. પણ નાગકેતુના ફક્ત ત્રણ જ ઉપવાસને વખાણ્યા છે.

એક—બે—ત્રણ અને ચાર માસખમણુના પારણે એક—બે—ત્રણ અને ચાર માસખમણ કરનારા મહાતપસ્વી મુનિઓના તપ વખણાયા નથી. પણ રોજ નવકારશી જેવું નાનું પચ્ચક્ખાણ પણ મહામુશીબતે કરનાર કૂરગડુ મુનિનો ભાવતપ અવશ્યમેવ વખણાયો છે.

રોજ લાખ ખાંડી સોનામહોરો દઈને પછી જ ખાટલાથી હેઠે પગ દેતા દાતારનું દાન વખણાયું નથી. પણ ઘરડી ડોશીની ભાવ સામાયિક યા પુણીયા શ્રાવક જેવાની એક પણ સામાયિક ખૂબ ખૂબ વખણાઈ છે.

મંદિરોમાં રોજ પગારથી પૂજા કરતા એક પણ પૂજારીની પૂજા પ્રશંસનીય ગણાઈ હોય તો કહો ! ત્યારે કુમારપાળ રાજાની કાળી ગરીબીના વખતની ૫ કોડીના ફૂલોથી કરેલી પૂજાનાં ગુણુગાન ગુણીજનોએ મુક્તકંઠે કર્યાં છે.

આજકાલ તો લોકો લાખો નવકાર ગણી કાઢે છે, છતાં બૂમ પાડે છેઃ "અમને કાંઈ અનુભૂતિ થતી નથી." પણ પાંચ જ મીનીટના નવકારે અમરકુમાર અમર બની ગયો.

કારણ? એકમાં ગણિત હતું, બીજામાં ગણિતનો સાવ અભાવ હતો. તો શું આ બધું બિલકુલ ગણવું જ નહિ એમ? ના, એમ નથી. કથનનો આશય જરા ઠીકસર સમજી લો: "જડ ગણિત ના કરો. ચેતનવંતુ ગણિત ખુશીથી કરી શકો."

જડ ગણિત તો જન્મ આપે છે, કેઈ ક્રોધ માનાદિ આંતર શત્રુઓને. કેમકે તેમાં કેવળ સંખ્યાનું જ પ્રાધાન્ય હોય છે. ત્યારે ચેતનવંતા ગણિતમાં ક્ષમા–નમ્રતા–સરલતા–સંતોષ આદિનું પ્રાધાન્ય હોય છે. જડ ગણિત કરનારા સ્વપ્રશંસક અને પરનિંદક હોઇ શકે છે ત્યારે ચેતનવંતુ ગણિત કરનારા સ્વનિંદક અને પર–પ્રશંસક હોય છે. જડ ગણિત-વાળા ઊંડે ઊંડે પણ 'એવ્રીથિંગ' ( I did everthing )ના ઉપાસકો હોય છે ત્યારે ચેતન-વંતા ગણિતવાળા 'નથિંગ' ( I did nothing )ના ઉપાસકો હોય છે ('નથિંગ' પોતાના માટે જોઈયે તેમજ 'એવ્રીથિંગ' બીજાના માટે જોઇયે.)

'એક વાતનો બધી બાજુએથી વિચાર કરવો જોઇએ.' એ રીતે જોઇયે તો 'અ–ગણિત' એટલે કાચું ગણિત ન કરવામાં જ સાચું ગણિત રહેલું છે. તપ કરો કે જપ કરો. દાન દો કે બીજું કાંઇ કરો. દરેકમાં ગોટાળાપંચક જડગણિત ન થઈ જાય–માન, માયાદિની જોડે મિત્રતા ન થઇ જાય તેની ખાસ કાળજી રાખજો. માસખમણાદિ કર્યું હોય, કોઈની જોડે એ વિષે કયાંક વાત નિકળે ત્યારે કહેજો કોમળ અવાજે: 'અરે ભાઈ! કાંઇ નથી કર્યું. આ તો જરાક ટ્રાય કર્યો છે. પરમાત્માના દિલદ્રાવક ઘોર તપની આગળ આપણો તપ તે શું છે?"

લાખ કે ક્રોડ નવકારના જાપ કર્યા હોય એ વિષે કયાંક વાત નિકળે ત્યારે કહેજો હળવા હૈયે: હા, પ્રયત્ન તો એના માટે કર્યો છે. એ કેટલે અંશે સફળ થયો તે તો જ્ઞાની મહારાજ જાણે. આખરે આપણે તો અતિ પામર જીવ ને!

કેવળજ્ઞાનનો સૂર્યોદય કોને કયારે થાય છે તે છદ્મસ્થ મનુષ્યોને માટે એક કપરો કોયડો છે. કોઇને જરાક ભાવના ભાવતાં જ થઇ જાય છે, તો કોઇને એક 'ઇરિયાવહી' પડિક્કમતાં જ થઇ જાય છે. અરે! કોઈને તો એક 'મિચ્છામિ દુક્કડં' દેતાં જ થઇ છે, ત્યારે બીજાને વળી વર્ષો લગી રત્નત્રયીની આરાધના કરતાં જ થાય છે. અગર નથી થતો તેમ છતાં એટલું તો ચોક્કસ છે કે તે તે આરાધના યોગમાં '**ગણિતકુમાર ગર-બડિયા**'**ની ગેરહાજરી હોય છે ત્યારે જ તે થાય છે.**

શબ્દકોશમાં 'હરિ' આદિ એક જ શબ્દના વિષ્ણુ–વાંદરો–સર્પ ઈત્યાદિ અનેક અર્થ થતા હોય છે, તેમ અહીંયાં પણ એક જ 'ગણિત' શબ્દ કયાંક ક્રોધ, તો કયાંક માન, તો કયાંક વળી માયા, એમ કેંક અર્થોમાં રહેલો છે.

સાધ્યની સિદ્ધિ જ્યારે હાથવેંતમાં રહેલી હોય છે–થઇ ગયેલી હોતી નથી, તે વખતે એક એવી ઉચ્ચ અને અતિ નિર્મળ 'ભાવદશા' પ્રગટ થાય છે કે જે જનમોજનમના કર્મ સમૂહને વાળીઝુડીને સાફ કરી નાખે છે. તેને એક તો તેનો અનુભવ કરનાર સાધક તેમજ એક વિશિષ્ટ જ્ઞાની–એમ એ બે જ જાણી શકે છે. શાસ્ત્રોમાં ચોવિહાર છઠ કરી શ્રી સિદ્ધાચળની ૭ જાત્રા જેવા જે કોઇ ત્રીજે જ ભવે મુક્તિપુરીના મહેમાન બનવાના કિમીયા બતાવવામાં આવ્યા છે તેમાં રહસ્ય એ જ દૃષ્ટિગોચર થાય છે કે ઉપર વર્ણવેલી જે ઉચ્ચ અને અતિનિર્મળ ભાવદશા સુધી આત્માએ પહોંચવું જોઇયે તે ભાવદશા સુધી આ કિમીયાઓ વડે પહોંચી શકાય છે. જેમ કોઈ દવાનો એક મહિનાનો કોર્સ હોય તો તે એટલા માટે હોય છે કે મહિના સુધી તે દવા લેવાથી તે રોગ એવો તો જડમૂળથી નાબૂદ થઈ જાય કે ફરીને પાછો દેખા જ ન દે. રોગની નાબુદી તો ૧૫ દિવસમાં પણ થઇ જાય, પણ હેતુ સર્વથા રોગ–નાબુદીનો હોય છે. એમાં સાથોસાથ ચરિપાલન તથા રોગનાબૂદી કેટલી થઇ તેનું લક્ષ્ય રાખવાનું અતિજરૂરી હોય છે, તે તો રાખે નહિ અને તેના બદલે એક મહિનો કેમ જલદી પૂરો થઇ જાય તેનું જ લક્ષ્ય રાખે તો તે કેવું ગણાય? આવું જ આમાં પણ છે.

ઉચ્ચ આત્માઓની દૃષ્ટિ ઊંચી હોય છે તેથી તેઓ ગમે તેટલી ધર્મસાધના કરે તોય તેનું ગણિત તેમને ખાસ ગમતું હોતું નથી. પોતાના દોષોને લક્ષ્યમાં રાખી તેઓ એમ જ સમજતા હોય છે કે અરે જીવ! આમાં તેં શું કર્યું? પૂર્વના મહાપુરૂષો કેટલું કરી ગયા છે? જ્યારે અજ્ઞ આત્માઓની દૃષ્ટિ નીચી હોય છે તેથી તેઓ જરાક કાંઇ કરશે કે તુરત તેનું ગણિત મારી–'મેં આટલું કર્યું'નું ઢોલ વગાડવાનું શરુ કરી દેશે. તે માર્ગે જતી તેમની જીવન–ગાડીને માટે એક 'બ્રેક'રૂપ બની રહે. કેમકે તેવા ઉપર કહેલા ઉચ્ચ ભાવો તેમની પાસે હોતા નથી. એક માણસ અફાટ આકાશ તરફ દેખશે તેને તો બધું અપારજ દેખાશે, ત્યારે બીજો માણસ નીચે જમીન તરફ જોશે તેને તો ટૂંકુ–સાંકડું અને હલકું જ દેખાશે–શું આમાંય કાંઈ વધારે સમજાવવું પડે એમ છે?....



**શ્રીમદ્ યશોવિજયજી જૈન સંસ્કૃત પાઠશાળા**

# જ્ઞાનસ્વરૂપ દર્શન

પૂ. મુનિરાજ શ્રી અમિતયશવિજયજી મહારાજ

આ અનાદિકાલીન જગતમાં અનાદિકાળથી જડ અને જીવ તત્ત્વ વિલસી રહ્યાં છે. તેમાં બંને વચ્ચેના અનાદિકાલીન સંબંધ એકત્વ જેવા થવા છતાં પણ જડ એ જીવ સ્વરૂપ બનતું નથી અને જીવ એ જડ સ્વરૂપ બનતો નથી. એ જડ અને જીવ વચ્ચે જો કોઈ ભેદરેખા દોરનાર હોય તો તે જ્ઞાન, દર્શન, ચારિત્ર, વીર્ય, ઉપયોગ, તપ વગેરે અનંતા આત્મગુણો રહેલા છે.

આ ગુણોમાં પણ દર્શન અને જ્ઞાન ગુણ મુખ્ય છે તેમાં પણ જ્ઞાન ગુણ જ મુખ્ય છે. કારણ કે સર્વ ગુણોની સ્થિરતા, વૃદ્ધિનું કારણ હોય તો તે જ્ઞાન ગુણ છે. આ જ્ઞાન ગુણ જેમ જેમ આત્મામાં પ્રગટ થતો જાય તેમ તેમ આત્મામાં વિષયો પ્રત્યે વૈરાગ્ય, કષાયો પ્રત્યેની ઉદાસિનતા, ગુણાનુરાગ, ક્રિયામાં અપ્રમત્તતા વગેરે ભાવોની વૃદ્ધિ થતી જાય. જો આ ગુણોની વૃદ્ધિ થતી જોવામાં ન આવે તો આપણા આત્માએ સમજવું જોઈએ કે આત્માને જ્ઞાન પ્રાપ્ત થયું નથી. પરંતુ જ્ઞાનના ભારને મગજમાં ઊંચકીને ફરનાર વેઠિયા સમાન દશા જ પ્રાપ્ત થઈ છે.

શાસ્ત્રકાર મહર્ષિ શ્રી હરિભદ્રસૂરીશ્વરજી મ. સા. એ અષ્ટકજી ગ્રંથમાં જ્ઞાન પ્રાપ્ત કરનાર આત્માઓને ત્રણ વિભાગમાં વહેંચ્યા છે. વિષય પ્રતિભાસી, આત્મપરિણતિમાન અને તત્ત્વસંવેદની જ્ઞાની રૂપે, આ જ્ઞાનીઓમાંથી પોતાનું કાર્ય સિદ્ધ કરી શકવા સમર્થ તો તત્ત્વસંવેદની જ્ઞાની જ થઈ શકે છે. કારણ કે વિષય પ્રતિભાસી આત્મા ભલે દુનિયામાં પંડિત, શાસ્ત્રી, પ્રોફેસરરૂપે મહાજ્ઞાની કહેવાતો હોય છતાં પણ તે આત્માને હેય, જ્ઞેય ને ઉપાદેયનું ભાન જ હોતું નથી. આથી પોતાના આત્મહિતની પ્રવૃત્તિનો એ આત્માને ખ્યાલ તો આવતો નથી, પરંતુ તે પ્રવૃત્તિની શ્રદ્ધા પણ હોતી નથી. આથી જ્ઞાની ભગવંતોને પણ કહેવું પડ્યું છે કે—

'मइअन्नाणं मिच्छादिट्ठीस्स सुयंपि एमेव'

મિથ્યાદૃષ્ટિની જે બુદ્ધિ તે મતિઅજ્ઞાન અને શ્રુત તે પણ અજ્ઞાન જ છે.

માટે જ પૂ. ઉ. શ્રી યશોવિજયજી મહારાજશ્રીએ જ્ઞાનસારમાં કહ્યું છે કે ભલે એક જ પદ કે વાક્ય આવડતું હોય પણ તેના દ્વારા મોક્ષ પદની વારંવાર ભાવના થઈ

શકતી હોય તો, તે જ્ઞાન જગતના જ્ઞાન કરતાં સર્વોત્કૃષ્ટ છે. આવા પ્રકારનું જ્ઞાન સમ્યગ્ દૃષ્ટિ આત્મા જ પ્રાપ્ત કરી શકે, ભલે તે આત્મા પોતાના આત્માની હિત-પ્રવૃતિઓમાં પોતાની અશક્તિના કારણથી પ્રવૃતિ ન કરી શકે, પણ તે આત્માને હેય-જ્ઞેય તત્ત્વનું ભાન હોવાથી પોતાના આત્મામાં તે જ્ઞાન પરિણુમાવતો હોવાના કારણથી તે આત્મા આત્મપરિણુતિમાન જ્ઞાની કહેવાય છે. આ જ્ઞાનીને સંસારની સર્વ પ્રવૃતિઓ બાળકની ધૂળની રમત જેવી નિસ્સાર અને તુચ્છ લાગે છે.

આ પ્રમાણે પોતાના આત્માને આત્મસાધક જ્ઞાન વડે ભાવિત કરતાં કરતાં હેય-જ્ઞેય-અને ઉપાદેયનો વિવેક પ્રાપ્ત થયેલો છે તે આત્મા સ્વસ્થ મન-વચન-કાયાના યોગવાળો, કષાયો વડે ઉપશાંત થયેલો અને સંઘયણાદિક બળના અનુસારે વિરતિ ધર્મની પ્રવૃત્તિ કરનારો બને-ત્યારે તે તત્ત્વસંવેદની બને છે અને જ્ઞાનના ફળ સ્વરૂપ વિરતિને પ્રાપ્ત કરે છે, જે વિરતિથી આત્મા પોતાનો જે અનાદિકાળનો સ્વભાવ જે સ્વ-રમણતા છે તેને પ્રાપ્ત કરે છે અને નિર્વાણપદને પ્રાપ્ત કરે છે.

આવા પ્રકારનું જ્ઞાનદાન કરનાર આ જગતમાં વિરલ જ્ઞાની મહાપુરુષો જ છે. અજ્ઞાની એવા આત્માને પોતાના સ્વરૂપનું ભાન કરવાવાળું જે સમ્યગ્ શ્રુતજ્ઞાન પ્રદાન કરનાર સંસ્થા આખા ભારતભરમાં એક જ છે કે જે સંસ્થા દ્વારા સમ્યગ્ જ્ઞાન પ્રાપ્ત કરીને કેટલાયે આત્મા સર્વવિરતિ, દેશવિરતિ, સમ્યગ્ દર્શન વગેરે પ્રાપ્ત કરવા દ્વારા પોતાનું આત્મ કલ્યાણ સાધનારા બન્યા છે. તે સંસ્થા યાવચ્ચંદ્ર દિવાકરૌ અનેકના આત્મકલ્યાણમાં નિમિત્તભૂત બનો એજ શુભાભિલાષા. ✠

# ધાર્મિક શિક્ષણ અને પાઠશાળા

પૂ. આ. શ્રીમદ્ વિજય અશોકચન્દ્રસૂરીશ્વરજી મ.
(ડહેલાના ઉપાશ્રયવાળા) જામનગર

કોલેજનું ઉચ્ચ શિક્ષણ મેળવતા યુવક–યુવતીના પોષાક અને અસભ્ય વર્તન જોતાં જ થશે કે આટલું ઉચ્ચ શિક્ષણ મેળવવા છતાં સંસ્કાર ન આવે તો આવું ઉચ્ચ શિક્ષણ અપાવવાથી ફાયદો શું ?

ઘણી જ હોંશે અનેક તકલીફો સહન કરી કોલેજમાં મોકલેલ સંતાનના મા–બાપને પૂછો કે તમારા સંતાનને ઉચ્ચ વ્યાવહારિક શિક્ષણ અપાવ્યા પછી તમોને સંતોષ થયો છે ? શું તે તમારું માન, મોભો, વિનય, વિવેક જાળવે છે ખરા ? તે તેમાં માને છે ખરા ? તેનામાં કોઈ જાતની માન–મર્યાદા છે ખરી ? તે તમોને ધંધામાં કે આર્થિક રીતે ઉપયોગી બન્યા ખરા ?

વ્યવહારિક ઉચ્ચ શિક્ષણ કદાચ નોકરી–રોટલો અપાવશે, એક ભવ સુધારશે પણ ધાર્મિક શિક્ષણ તો સાચા અર્થમાં માનવ બનાવી ભવોભવ સુધારશે.

જૈન ધર્મનું જેને જ્ઞાન નથી અને કોઈ દિવસ પાઠશાળાએ ગયા નથી, પૂ. ગુરુ મહારાજોને સાંભળ્યા નથી અને ફક્ત અંગ્રેજીના જ્ઞાન માટે ખ્રિસ્તી શાળામાં અભ્યાસ કર્યો છે તેને જૈન સંસ્કૃતિ પ્રત્યે કેટલો પ્રેમ હોય ?

ઉપરોક્ત બાબતનો વિચાર કરી જૈન કુળમાં જન્મેલ મનુષ્યમાનવીમાં જૈનત્વની સુવાસ ફેલાય તે માટે તેમજ માતા–પિતાને ઉપયોગી બને, તેનું જીવન સુધરે, સાચો સંઘસેવક અને ધર્મપ્રેમી બને તે માટે ઠેર ઠેર પાઠશાળાઓ ઉભી કરાવી, શ્રાવકોને તેમના સંતાનોને પાઠશાળાએ મોકલવા સમજાવે.

શ્રીમદ્ યશોવિજયજી જૈન સંસ્કૃત પાઠશાળા જેવી ધાર્મિક પાઠશાળાઓ ધાર્મિક શિક્ષણ, દયા, દાન અને સદાચારના પ્રચાર માટે સર્વોત્તમ–સર્વમાન્ય સાધન છે, જેનાથી ધર્મનું રક્ષણ અને પ્રચાર બન્ને થઈ શકે તેમ છે, જેથી ગામે ગામ મોટું ફંડ એકઠું કરી પાઠશાળા ચાલુ થાય તો ધાર્મિક શિક્ષણ વધે અને જૈનત્વની ભાવના વધે દેવ–ગુરુ–ધર્મને વફાદાર રહી કાર્ય કરવા ઉત્સાહી બને !

પૂ. ગુરુભગવંતોના માર્ગદર્શન મુજબ એક સરખો અભ્યાસક્રમ અને પરીક્ષાની

પદ્ધતિ દાખલ થાય તે અત્યંત જરૂરી છે. આવી પરીક્ષાઓ એક મુખ્ય કેન્દ્ર નક્કી કરી તેના દ્વારા લેવાય તો જૈનોમાં સંસ્કારની રુચિ અને જ્ઞાન વધુ વધે.

દરેક પાઠશાળામાં સારા શિક્ષકો મળી રહે તે માટે તેમને યોગ્ય તાલીમ અપાય, સારી સંખ્યામાં ઉચ્ચ ગુણ પ્રાપ્ત કરી જે જે પાઠશાળાના બાળકો પાસ થાય તે પાઠશાળાના શિક્ષકોને પણ પ્રોત્સાહન અપાય, તેમનું પણ બહુમાન થાય. ધાર્મિક શિક્ષકોને રહેવાની સારી વ્યવસ્થા–સગવડ અપાય. યોગ્ય પગાર અપાય તો જ પૂરતા ધાર્મિક શિક્ષકો દરેક પાઠશાળાને મળી શકે !

ધાર્મિક શિક્ષક પ્રત્યે દરેકે હંમેશાં માન–મર્યાદા–શોભા જાળવી તેની સાથે યોગ્ય વ્યવહાર–વર્તન રાખવું જોઈએ. શિક્ષકને તો પંડિત કહીને જ બોલાવવા જોઈએ.

✱

# માતૃ-સંસ્થાનો આશીર્વાદ

લેખક : વિજયરત્નશેખરસૂરીશ્વરજી-ભાભર

જગતમાં દરેક જીવને સદ્‌ગતિ પ્રિય છે પરંતુ, કુગતિ કોઈને પણ પ્રિય હોતી નથી. સદ્‌ગતિનો મુખ્ય આધાર સુસંસ્કારો. એટલે જ સુસંસ્કારી આત્માઓ જ જૈનશાસનની શ્રદ્ધા કેળવી જૈનશાસનની સુંદર આરાધના કરી પુણ્ય ઉપાર્જન કરી સદ્‌ગતિ મેળવી શકે છે, અથવા કર્મોનો ક્ષય કરી કેવળજ્ઞાન પામી આત્માના શાશ્વત સુખરૂપ મુક્તિ પણ મેળવી શકે છે.

સુસંસ્કાર મેળવવા માટે પરમસાધન રૂપ જૈનકુળ, સદ્‌ગુરુનો યોગ, અને તેવા પ્રકારના સુસંસ્કારનું સિંચન કરતી સંસ્થાઓ છે. એવી અનેક સંસ્થાઓ હોવા છતાં પણ સર્વ શિરોમણી ભાવની ખ્યાતિ પામેલી એવી શ્રીમદ્‌ યશોવિજયજી જૈન સંસ્કૃત પાઠશાળાનો પ્રથમ નંબર છે.

આજથી ૮૧ વર્ષ પહેલાં જૈન કુળોમાં અજ્ઞાનતાનું પ્રમાણ વધારે હતું. ત્યારે ભારતભરમાં બધા જૈનોના ઘરે ઘરે ધાર્મિક શિક્ષણ અને સુસંસ્કાર દઢ બને એ હેતુથી આ ધાર્મિક પાઠશાળાનો જન્મ થયો. આ સંસ્થાના સ્થાપક સુશ્રાવક ધર્મનિષ્ઠ સંસ્થાના પ્રાણરૂપ મહેસાણા નિવાસી શ્રેષ્ઠિવર્ય વેણીચંદ સુરચંદભાઈના હૃદયમાં ગામે ગામ અને નગરે નગરે જૈન ધાર્મિક પાઠશાળા માટે શિક્ષકો તૈયાર કરવાની ભાવના જાગી અને તેમનું સ્વપ્ન સફળ બન્યું.

આ સંસ્થાનો મુખ્ય ઉદ્દેશ સારા સુસંસ્કારી શિક્ષકો તૈયાર કરવાનો હતો કે જેથી ગામે ગામ પાઠશાળાઓમાં ધાર્મિક શિક્ષકો મોકલી ત્યાંની જનતાને જૈનધર્મના સંસ્કારોથી વાસિત બનાવી શકાય. તેમજ તેને યોગ્ય ધાર્મિક પુસ્તકોની આવશ્યકતા હોવાથી તેવાં પ્રકારના પુસ્તકો માટે પ્રકાશન ખાતું પણ ખોલવામાં આવેલ. તે સિવાય સાધુ, સાધ્વી, શ્રાવક, શ્રાવિકા માટે વૈયાવચ્ચ ખાતું, સિદ્ધાચલ તીર્થ ઉપર પુષ્પ-ધૂપ માટે તે ખાતું વિગેરે અનેક શુભ પ્રવૃત્તિ પણ આ સંસ્થા તરફથી ચાલે છે. આજ સુધી આ સંસ્થામાં અનેક બાળકોએ ધાર્મિક શિક્ષણનો લાભ લીધો. તેમાંથી અનેક શિક્ષકો તૈયાર થયા. ભારતમાં આજે લગભગ બધી પાઠશાળાઓમાં જે શિક્ષકો છે તેઓ સર્વે ઘણું કરીને અહીંથી જ તૈયાર થયેલ છે. તે શિક્ષકોમાંથી અનેક પંડિતો પણ બન્યા છે.

આ પાઠશાળામાં અનેક સાધુ–સાધ્વીઓએ પણ ભાગ લીધો છે. અભ્યાસ કર્યા બાદ અનેક આત્માઓએ સંયમમાર્ગ પણ અંગીકાર કર્યો છે. જેમાંથી કેટલાક આચાર્ય, ઉપાધ્યાય અને પંન્યાસે પણ તૈયાર થયા છે. આ બધો લાભ સંસ્થાને આભારી છે.

મેં પણ આ સંસ્થામાં દોઢ વર્ષ અભ્યાસ કરી ચાર પ્રકરણ, ત્રણ ભાષ્ય અને ચાર કર્મગ્રંથ સાથે, સંસ્કૃત માર્ગોપદેશિકા ભાગ ૧–૨ નો અભ્યાસ કર્યો છે. તેના યોગે મને સંયમની ભાવના જાગી, એટલે હું આ પાઠશાળાનો ખરેખર ઋણી છું.

આ પાઠશાળાને આશિર્વાદ અપાય નહિ પરંતુ તેની પાસેથી આશિર્વાદ લેવાય. કારણ કે આ સંસ્થા તો માતા તુલ્ય છે. માતા પાસે આશિર્વાદ લેવાય પણ અપાય નહિ, છતાં આ સંસ્થા પ્રતિદિન ઉન્નતિ પામે તે માટે મન, વચન, કાયાથી મારી હાર્દિક ભાવના છે.

ખરેખર આ સંસ્થાનો જેટલો ઉપકાર માનીએ તેટલો ઓછો છે અને તેના માટે જેટલું કરીએ તેટલું ઓછું છે. આ સંસ્થાના ઉપકારનો બદલો વાળી શકાય તેમ નથી.

દરેક મહાનુભાવોને મારી ખાસ સૂચના છે કે દરેક તન–મન–ધનથી આ સંસ્થાનો અમૂલ્ય લાભ ઉઠાવે.

# સમ્યગ્ જ્ઞાન અને સંસ્થા

મુનિ સુધર્મસાગર ( B.A. )
બાલાપુર



પ્રાતઃસ્મરણીય, પૂજ્યપાદ જિનભદ્રગણિ ક્ષમાશ્રમણજી જેવા પુણ્યનામધેય મહાપુરુષો પ્રથમ કેવલજ્ઞાન કે કેવલદર્શન તેની ચર્ચા ભલે કરે પરંતુ એ તો નિર્વિવાદ છે કે પ્રાથમિક અવસ્થામાં જ્ઞાનને સમ્યગ્ તરીકે સિદ્ધ કરનાર દર્શનને સમ્યગ્ સિદ્ધ થવામાં જ્ઞાનની જરૂર પડે છે.

અવસર્પિણી કાલના પ્રભાવથી બુદ્ધિ, બલ, ક્ષયોપશમ, જ્ઞાનાદિનો હ્રાસ થવાનો તે નિશ્ચિત હોવા છતાં સમ્યગ્ જ્ઞાનાદિને પ્રાપ્ત કરનાર–આરાધનાર આગળ વધતાં યાવત્ એક ભવમાં ( અહીંથી સીધા મહાવિદેહમાં જઈને ) સિદ્ધ થવાની લાયકાત પ્રાપ્ત કરવાની તાકાત પણ ધરાવી શકે છે.

પાશ્ચિમાત્ય પવન અગર કાલાદિના બહાનાને આગળ ધરીને વાતોના બણગાં ફૂંકી બેસી રહેનાર કે કાયર બનનાર ન જ્ઞાન પ્રાપ્ત કરી શકે છે કે ન કરાવી શકે છે.

શ્રી વીતરાગ સર્વજ્ઞ કથિત તત્ત્વોની શ્રદ્ધા સ્થિર રહે, બીજાને ઉત્પન્ન કરાવી શકે તેના માટે સમ્યગ્ જ્ઞાન ભણનાર ભણાવનાર અને તેમાં સહાય કરનારની કેટલી તીવ્રતમ જરૂરિયાત છે, તે તો માત્ર ભણવાની ઈચ્છા રાખનાર, મહેનત કરનાર કે તે ઉપર લક્ષ્ય આપનારને ખબર પડે તેમ છે.

સમ્યગ્ જ્ઞાન પ્રાપ્ત કરનાર સ્વ–પર કલ્યાણને સાધનાર બને છે. આ સત્ય ચતુર્વિધ શ્રી સંઘ જાણતો, માનતો, સમજતો હોવા છતાં એ સમ્યગ્ જ્ઞાનનો વ્યામોહ રહિત ફેલાવો કરનાર મહેસાણાની સુપ્રસિદ્ધ શ્રી યશોવિજયજી જૈન સંસ્કૃત પાઠશાળા સંઘમાં વિશિષ્ટ સ્થાન ધરાવે છે કેમકે ત્યાં પૂ. સાધુ–સાધ્વીજી મ. ઉપરાંત કોરી પાટી સમાન માનસવાળા બાળકોને જ્ઞાન સાથે ક્રિયાના સુસંસ્કારો રેડીને તૈયાર કરવામાં આવે છે.

ભવિતવ્યતાને વચ્ચે લાવો કે કર્મવિપાકને, વાતાવરણનો વાંક ગણો કે ગમે તે કહો પરંતુ દુઃખદ હકીકત છે કે આજે ગુરુ પારંપર્ય પદ્ધતિથી ભણાવવાની વાત નષ્ટ થતી જાય છે, પંડિતોને સહારે સુકાન છોડી દેવામાં આવે છે તેવા સમયમાં મહેસાણા પાઠશાળા અને તેવી સંસ્થાઓ શાસન ટકાવવામાં મહત્ત્વનો ફાળો આપનાર છે.

સમ્યગ્ જ્ઞાનના પ્રચારથી સમ્યગ્ જ્ઞાની પકાવવાનો પુરુષાર્થ કરતી આ પાઠશાળા ખૂબ વેગવંત બને અને તેમાં કરણ કરાવણ અનુમોદન કરનાર ક્ષાયિક ભાવે જ્ઞાનને પ્રાપ્ત કરનાર બને એ જ શુભેચ્છા.

# આંતર-સંવેદન

મુનિરાજ શ્રી રત્નભૂષણવિજય



જગતભરના એકે એક જીવો ઉપર શ્રી અરિહંત પરમાત્માનો અલૌકિક ઉપકાર છે. તેમાં પણ ચરમ તીર્થપતિ શ્રી **મહાવીર** પરમાત્માએ સ્થાપેલ શાસન વર્તમાન કાળે ચાલુ હોવાથી આપણે સૌને માટે તેઓશ્રી અતીવ આદરણીય-માનનીય અને પૂજ્ય બની રહે છે. તેઓશ્રીની આજ્ઞા મુજબની પ્રવૃત્તિમાં જ આપણું સૌનું કલ્યાણ છે. એ પરમ તારક પરમાત્માની આજ્ઞાનું ઉલ્લંઘન કરવાનો વિચારમાત્ર પણ આપણા સૌને માટે ખતરનાક ભાવી પેદા કરનાર છે. તો પછી એવી વાણી અને એવા વર્તનથી તો મહા ભયંકર નુકશાન થાય જ. એ સીધી સાદી વાત સૌ કોઈ સમજી શકે તેમ છે.

જૈન ધર્મમાં જ્ઞાનના પાંચ પ્રકાર જણાવ્યા છે, તેમાં જેની પરસ્પર આપ-લે થઈ શકે તેવું ફક્ત એક શ્રુતજ્ઞાન જ છે, તેથી પ્રચલિત અર્થમાં જ્ઞાન એટલે પઠન-પાઠન એવો અર્થ રૂઢ થયો છે. જગતમાં જેમ દરેક વસ્તુઓ સારી અને ખરાબ હોય છે, તેમ જ્ઞાન એ આત્માનો અર્થાત્ આપણો પોતાનો એક આગવો ગુણ છે; તેમાં પણ સાચું અને ખોટું એવા બે ભેદ પડે છે. જે જ્ઞાનથી આપણું હિત થાય-કલ્યાણ સધાય તે સાચું અને જે જ્ઞાનથી આપણું અહિત થાય-અકલ્યાણ થાય તે ખોટું. વસ્તુ એકની એક જ હોવા છતાં તેમાં પાત્રના ભેદથી ભેદ પડી જાય છે. એક જ વસ્તુ કોઈનો જીવ બચાવી શકે છે અને કોઈનો નાશ પણ કરી શકે છે, તેની જેમ આ વિષયમાં પણ સમજવાનું છે.

હવે આપણે આપણી જાતને જ પૂછીએ કે

(૧) અત્યારે જ્ઞાન પ્રાપ્તિની આપણી જે મહેનત છે. તે જ્ઞાન કેવું છે?

(૨) આપણે તે શા માટે ભણીએ છીએ?

(૩) તે ભણ્યા પછી તેનું ફળ શું?

(૪) તેનાથી આપણો વિકાસ છે કે વિનાશ?

આ પ્રશ્નોનો આપણે સૌએ જાતે જ ઉકેલ શોધવાનો છે અને તેમાં જે કાંઈ અહિતકર તત્ત્વ હોય તેને છોડી દેવાનું છે; અને હિતકર તત્ત્વ ગ્રહણ કરવાનું છે.



આપણા સૌના પરમપિતા, પરમગુરુ, પરમાત્મા શ્રી મહાવીરદેવ ફરમાવે છે કે શ્રુતજ્ઞાનની સમાધિના ચાર સ્થાન છે. સમાધિ એટલે સુંદર રીતે તે તે વિષયની આરાધના કરવી.

(૧) મને સમ્યગ્ જ્ઞાનની પ્રાપ્તિ થશે.
(૨) એનાથી હું મારા ચિત્તને સારા વિષયોમાં એકાગ્ર બનાવી શકીશ.
(૩) એનાથી હું મારા આત્મભાવમાં સ્થિર થઈશ.
(૪) આ રીતે આત્મભાવમાં સ્થિર થયેલો એવો હું બીજા પણ જીવોને આત્મભાવમાં સ્થિર કરીશ,

આ રીતે જેને શ્રુતજ્ઞાનનુ અર્થીપણું હોય તેનું નામ વિદ્યાર્થી. અર્થીપણું એટલે તે તે વિષયની તીવ્ર તાલાવેલી. જે સાચો વિદ્યાર્થી હોય એના જીવનમાં–વિદ્યાભ્યાસ સિવાય બીજી કોઈપણ આડી–અવળી પ્રવૃત્તિને સ્થાન હોય ખરું ? અને જો હોય તો તે સાચો વિદ્યાર્થી કઈ રીતે ? વળી........

(૧) બ્રહ્મચર્યનું સંપૂર્ણ પાલન.
(૨) અલ્પ પણ સાત્વિક ભોજન.
(૩) અલ્પ નિદ્રા.
(૪) વિદ્યાભ્યાસમાં એકાગ્રતા.
(૫) ગુરુભક્તિ

આ પાંચને અન્યત્ર પણ સાચા વિદ્યાર્થીના લક્ષણો કહ્યા છે. ઊંડો વિચાર કરવાથી વિદ્યાર્થી જીવનમાં આ પાંચેય બાબત ખૂબ જ મહત્ત્વની છે–એમ પ્રતીતિ થયા વિના રહેશે નહિ.

અંતે એક જ મહત્ત્વની વાત :– વાસ્તવિકમાં ઉપર મુજબની પરિસ્થિતિ હોવા છતાં અત્યારે આપણા વિદ્યાર્થી જીવનમાં શું ચાલી રહ્યું છે ?

—એની ફેર વિચારણા જરૂરી નથી શું ?—

શ્રી વેણીચંદભાઈએ અથાગ મહેનત કરીને શ્રી જૈન શ્રેયસ્કર મંડળની સ્થાપના કરી છે. અને સકળ શ્રી સંઘે આ સંસ્થાને પૂરો સહકાર આપ્યો છે. શ્રી સંઘે જે અપેક્ષાએ સંસ્થાને સહકાર આપ્યો છે. એ અપેક્ષા સંસ્થામાં વિદ્યાભ્યાસ પૂરો કરીને પાછળથી સંસ્થાના વિદ્યાર્થીઓ ભૂલે નહિં–એ જ અભિલાષા



# ધાર્મિક શિક્ષણ સંબંધી મારા વિચારો

—મુનિ શીલચન્દ્રવિજય
જૈન ઉપાશ્રય, પાંજરાપોળ, રીલીફ રોડ, અમદાવાદ–૧.



ધર્મ એટલે એવી પ્રવૃત્તિ કે જે કરવાથી મનુષ્ય દુષ્કર્મો અને તેનાં ફળસ્વરૂપ દુઃખોથી દૂર રહેવાને શક્તિમાન બને. અને આવી પ્રવૃત્તિ–ધર્મ કરવાનું શીખવે, તેનું નામ ધાર્મિક શિક્ષણ. માત્ર સમાજની જ નહિ, પરંતુ સમગ્ર દેશની આદર્શ ગણાતી સંસ્કૃતિ તથા તેના પાયારૂપ નૈતિકતાને દૃઢ અને વિશુદ્ધ બનાવવા માટેનું અગત્યનું, પ્રબળ તેમજ એક માત્ર સાધન ધાર્મિક શિક્ષણ છે.

ચક્રવર્તી રાજગોપાલાચારી (રાજાજી)એ એકવાર કહેલું કે "શાળાના અભ્યાસક્રમમાં ધાર્મિક શિક્ષણ એક અનિવાર્ય જરૂરિયાત છે, તેની મને પાકી ખાતરી થઇ ચુકી છે. વિજ્ઞાનની શોધોમાં વહેમ અને ધર્માંધતા સામેના યુદ્ધમાં લગાર પણ પાછા નહિ પડેલા એવા બ્રિટન જેવા દેશમાં ય સ્થાનિક સ્વરાજની સંસ્થાઓની મદદથી અલ્પાંશે વા પૂર્ણાંશે નભતી સર્વ શાળાઓમાં ધાર્મિક શિક્ષણ આપવામાં આવે છે." આ ઉપરથી સમજવું જોઇએ કે આપણા દેશમાં ધાર્મિક શિક્ષણ કેટલું બધું જરૂરી અને અનિવાર્ય છે?

ધાર્મિક શિક્ષણનું મુખ્ય પ્રયોજન વિવેકશીલતા અને સંસ્કાર પોષણ છે. વ્યાવહારિક કેળવણીની માફક આ શિક્ષણ અર્થ–લક્ષી ન બની જાય એ જોવાનો સમય હવે આવી લાગ્યો છે.

શિક્ષણના ત્રણ અંગો છે. ૧. શિક્ષક, ૨. વિદ્યાર્થી, ૩. વાલી. જવાબદારીના ક્રમે ગોઠવીએ તો ૧. વાલી, ૨. શિક્ષક, ૩. વિદ્યાર્થી. ધાર્મિક શિક્ષણની બાબતમાં વધુમાં વધુ જવાબદાર વિદ્યાર્થીના વાલીઓ છે. પોતાના બાળકો નૈતિક સુસંસ્કારો પામે એવી એમનામાં રુચિ હોવી જોઇએ. અને એ રુચિ પણ બાળકોને પ્રેરણા આપતી રહે તેવી જોઇએ. પોતાનું બાળક નિશાળે ન જાય તો તે ચલાવી ન લેનાર વાલીઓ, એવી જ કાળજી જ્યારે પોતાના બાળકને ધાર્મિક પાઠશાળાએ મોકલવા માટે કે ધાર્મિક અભ્યાસ કરાવવા માટે લેતા થશે, ત્યારે જ તેઓ પોતાના બાળકના ખરા જવાબદાર હિતૈષી ગણાશે.

જવાબદારીના ક્રમમાં બીજા નંબરે ધાર્મિક શિક્ષકો છે. જ્યારે કોઈ સંસ્થા એ શિક્ષકોને રાખે અને વાલીઓ પોતાના બાળકો તેમને સોંપે, ત્યારે એ બાળકોને સંસ્કાર-



પોષક ધાર્મિક શિક્ષણ વ્યવસ્થિત, નિયમિત અને રુચિવર્ધક રીતે મળતું રહે, એ જોવાની જવાબદારી શિક્ષકોની છે. આ જવાબદારી અદા કરવા ઇચ્છનાર શિક્ષકે ત્રણ ગુણો અવશ્ય કેળવવા જોઇએ. એક તો વાત્સલ્ય ગુણ. પાંચ વર્ષથી માંડી પચીસ વર્ષના વિદ્યાર્થીઓ એમની પાસે ધાર્મિક અભ્યાસ કરવા આવવાના. અને એ નિયમિત આવતા જ રહે, ન આવતા હોય તોય આવવાનું મન થાય, એવું ઇચ્છનાર શિક્ષકની આંખમાં, વાણીમાં ને વર્તનમાં મીઠાશ, પ્રેમ અને વત્સલભાવ હોવા અત્યાવશ્યક છે. જ્યારે શિક્ષકને સંસ્થા પ્રત્યે અને વિદ્યાર્થીઓ પ્રત્યે પોતાપણું થઈ ગયું હોય અને મારી પાઠશાળાના વિદ્યાર્થીઓ વધુ સારી રીતે તૈયાર થાય તો તેમાં મારૂં જ નામ વધુ રોશન થવાનું છે એવું મમત્વ-ભાન હોવું જોઇએ.

શિક્ષકોને જીવનનિર્વાહ માટે પૂરતી સંતોષપ્રદ સગવડો મળી રહે અને શિક્ષકોની અદબ જળવાય એ જોવાની જવાબદારી જેમ સંસ્થા કે સંઘની છે. અને એ જવાબદારીમાં ઉણપ આવે તો શિક્ષક તેમજ શિક્ષણ બન્ને જેમ કથળે છે, તેમ એ શિક્ષકની જવાબદારી એક યા બીજી રીતે અદા થતી હોય તો પણ શિક્ષક જો નિર્મમ અને સ્વાર્થલક્ષી બની રહે, તો પણ શિક્ષણ કથળ્યા વિના ન જ રહે. તો શિક્ષકમાં સૌ પહેલું વાત્સલ્ય–મમત્વ હોવું જોઇએ.

શિક્ષકનો બીજો ગુણ અધ્યયનવૃત્તિ છે. ઘણા શિક્ષકો ભણ્યા તો ઘણું હોય છે, પણ પાઠશાળામાં આવનારા વિદ્યાર્થીઓ મહદંશે બે કે પાંચ પ્રતિક્રમણ પૂરતા જ સીમિત રહેતા હોઈ, હંમેશાં તેમાં જ રમતા શિક્ષકો પ્રમાદી બની, ભણેલું પણ વીસરી જતા જોવાય છે. આ ઉચિત નથી. પોતે ભણ્યા હોય તે તો ખરૂં જ. પણ તે ઉપરાંત પણ તેનાથી આગળના વિષયોનું પણ નિયમિત અધ્યયન–પરિશીલન કરતા રહેવું, એ ઉમદા શિક્ષકનું લક્ષણ છે. આજે નહિ તો કાલે કોઇ વિદ્યાર્થી, પછી તે ગૃહસ્થ હોય કે ત્યાગી પણ હોય, એ વિષયોનો અભ્યાસ કરનાર તો નીકળશે જ–મળશે જ, એવી આશા રાખીને પણ શિક્ષકે નવું નવું જાણતા–ભણતા રહેવું જ જોઈએ. શિક્ષકની આ અધ્યયનવૃત્તિ, વિદ્યાર્થીઓ માટે આકર્ષણનો વિષય ન બને એમ માનવાનું કોઈ કારણ નથી.

અને શિક્ષકનો ત્રીજો–અગત્યનો ગુણ છે–રાજકારણથી દૂર રહેવું તે. જ્યાં સંસ્થા છે, વહીવટીતંત્ર છે, ત્યાં કાંઈને કાંઈ પંચાત કે ખટપટનું રાજકારણ ચાલતું જ રહેવાનું. ઘણા શિક્ષકો આ રાજકારણમાં લપટાઈ કે ખરડાઈ જાય છે અને પરિણામે પહેલાં શિક્ષણ ખોરંભાય છે ને છેવટે શિક્ષકનો ભોગ લેવાય છે. આ અનિષ્ટોથી બચવાનો એકમાત્ર રસ્તો



શિક્ષકે અણીશુદ્ધ શિક્ષક બનવાની વૃત્તિને વળગી રહેવાનો છે. અણીશુદ્ધ શિક્ષક શિક્ષણ-કાર્યમાં ખૂબ વ્યવસ્થિત હશે, અને તટસ્થ હશે. શિક્ષણ ને વિદ્યાર્થીઓ પર એનું પૂરૂં પ્રભુત્વ હશે. પરિણામ એ આવશે કે એક દિવસ સમગ્ર વહીવટીતંત્ર એ અણીશુદ્ધ શિક્ષકની સલાહ લેવા પ્રેરાશે.

આજે ધાર્મિક શિક્ષણની કથળેલી સ્થિતિ સાર્વત્રિક બની છે તેના કારણો વિચારીએ ત્યારે લાગે છે કે : ૧, સમાજ કે વહીવટીતંત્રની કંઇક અંશે શિક્ષકો પ્રત્યે ને મહદંશે ધાર્મિક શિક્ષણ પ્રત્યે ઉપેક્ષાવૃત્તિ; ૨, પણ એથી યે વધુ તો શિક્ષકોમાં દેખાદેખીએ પ્રવેશેલી જેમ વધુ અનુકૂળતા મળતી જાય તેમ તેનાથી વધુ પ્રાપ્ત કરવાની લાલસા અને તેના ફળસ્વરૂપ શિક્ષણકાર્ય તરફની બેકાળજી, અને ૩, વિદ્યાર્થીઓના મનમાં ઠસાવી દેવાયેલી કે ઠસાવાઇ રહેલી ઇનામ, પ્રભાવના આદિની લાલચ. મારું માનવું છે કે ઇનામની લાલચ બહુ જ ઓછું કામ કરે છે; બલ્કે, કામ બગાડે છે. એ કરતાં વધુ સારું નક્કર કામ તો વાલીઓની પોતાના બાળકોને ધાર્મિક શિક્ષણ અપાવવાની રુચિ અને શિક્ષકોની કર્તવ્યના ભાન સાથેની મહેનત જ કરી શકે છે. નિશાળો કે હાઇસ્કુલોમાં જવા માટે વિદ્યાર્થીઓને કશી લાલચ નથી આપવી પડતી. ઊલટું, ત્યાં તો ફી ભરવી પડે છે. તો અહીં તો ફી પણ નથી લેવાતી. ફ્રી જ ભણવાનું હોય છે. તો વિદ્યાર્થીઓમાં એવી વૃત્તિ કેમ ન જગાડાય કે નિશાળ જેટલું જ મહત્ત્વ એ પાઠશાળાને પણ આપતો થઇ જાય. મને તો લાગે છે કે પાઠશાળાઓમાં હવે ઇનામો આપવાના બંધ કરીને ફી લેવાવી જોઇએ, તો માબાપોને જ ચીવટ રહેશે કે છોકરો ભણવા નહીં જાય તો ફી એળે જશે! માટે મોકલો. શરૂઆતમાં આકરૂં લાગે તેવું આ પગલું હોઇ શકે, પણ એનાથી પડનારો શિરસ્તો મીઠાં ફળ આપનારો નીવડશે એમ માનવું વધુ પડતું નથી લાગતું.

અંતમાં ફરી એકવાર રાજાજીને યાદ કરીએ. એમણે કહ્યું હતું કે : **“આપણે જો શાળાઓમાં ધર્મનો (ધાર્મિક શિક્ષણનો) નિષેધ કરીશું તો ચારિત્ર્ય ગઠન માટે સર્વ યુગો અને કાળમાં અસરકારક પુરવાર થયેલ એક રસ્તાને જાકરો દીધો લેખાશે.”**



# આનંદની વાત

મફતલાલ સંઘવી



આનંદની વાત છે કે મહેસાણા ખાતે આવેલ શ્રી યશોવિજયજી જૈન સંસ્કૃત પાઠશાળાના હીરકમહોત્સવની ઉજવણીની તૈયારીઓ ચાલી રહી છે.

આ પાઠશાળાને માત્ર પાઠશાળા કહેવા કરતાં કે ઓળખવા–ઓળખાવવા કરતાં શ્રી જૈનશાસન અને સંસ્કૃતિની એક જીવંત સરિતા તરીકે સંબોધવી તેમજ આલેખવી તે તેની આજ સુધીની શાસન સેવાને સર્વથા અનુરૂપ છે.

વિકૃતિવર્ધક જમાનાવાદના ઝેરી વાયરા વચ્ચે અડીખમ એક વડલાની જેમ ઊભેલી આ સંસ્થાની છાયા પણ આત્મોપકારી છે. એમ કહેવામાં કશી અતિશયોક્તિ નથી.

આદરણીય વડીલ શ્રી પ્રભુદાસભાઈની શાસન અને સંસ્કૃતિ અંગેની ઊંડી સૂઝબુઝ તથા સૂક્ષ્મ પ્રજ્ઞાથી આકર્ષાઈને વિ. સં. ૨૦૦૧ માં મને પણ આ સંસ્થામાં જવાનું સદ્ભાગ્ય સાંપડ્યું હતું. હું ત્યાં ચાર મહિના રહ્યો હતો. જમતો શ્રી પ્રભુદાસભાઈને ઘેર, બાકીનો સમય તેઓની સાથે પાઠશાળામાં સાર્થક કરતો હતો. ત્યાં થતી તાત્વિક ચર્ચાઓ સાંભળતો હતો. શ્રુતગંગાની જે લહેરો ત્યાં અસ્ખલિતપણે ઉડતી હતી તેમાં સ્નાન કરતો હતો. ત્યાંની સાદાઈ, શાસ્ત્રાભિમુખતા તેમજ આજ્ઞાભિમુખ શિક્ષણપદ્ધતિના પ્રત્યક્ષ દર્શનથી દિલ ઠારતો હતો.

અનંત ઉપકારી શ્રી જિનેશ્વરદેવના વિશ્વહિતકર શાસનની ભક્તિ તેમજ પ્રભાવનાની શાસ્ત્રાભિમુખ જે પરંપરા શ્રી પ્રભુદાસભાઈએ યથાર્થપણે નિભાવેલી તેમજ દીપાવેલી, તે જ પરંપરામાં સુદૃઢ આસ્થા સાથે ચાલતી આ સંસ્થાનો દાખલો આપણી અન્ય ધાર્મિક સંસ્થાઓ તેમ જ પાઠશાળાઓ લે, તો સકળ શ્રી સંઘમાં આજ્ઞાપ્રધાન આરાધના જરૂર અધિક પ્રાણવંતી બને.

આ સંસ્થા સદૈવ સુસ્થિર રહીને શાસનની અધિકાધિક સેવા કરતી રહે તે માટે શક્ય સઘળો સહયોગ આપવાનું કર્તવ્ય સહુ શાસનપ્રેમી બજાવે એવી અભ્યર્થના છે.





# જૈનોની એક આદર્શ સંસ્થા

શ્રી મોહનલાલ ચુ. ધામી રાજકોટ



આજે શ્રી યશોવિજયજી જૈન સંસ્કૃત પાઠશાળાનો અને શ્રી જૈન શ્રેયસ્કર મંડળનો પરિચય આપવો તે મારા જેવા નાના માનવીના મોઢે મોટી વાત કરવા જેવું છે.

હું જ્યારે પાટણમાં રહેતો હતો ત્યારે પંડિત શ્રી પ્રભુદાસ બેચરદાસ પારેખના વિદ્યાભુવનમાં તેમને ગુરુદેવ માનીને તેમની પાસે અભ્યાસ કરતો હતો. મારે જ્યારે મહેસાણા આવવાનું થતું ત્યારે આ સંસ્થાના દર્શન કરી પાવન થવાનો લોભ હું રોકી શકતો નહિ. પંડિતજીએ વિદ્યાભવનની સંસ્થા જ્યારે છોડી દીધી ત્યારે અમારા ચિત્તમાં ભારે દુ:ખ થયું. તેઓ ત્યારપછી શ્રી યશોવિજયજી જૈન સંસ્કૃત પાઠશાળામાં જોડાયા. એટલે હું દર અઠવાડિયે તેમને મળવા ને આશિર્વાદ લેવા આવતો. મેં શ્રી કાલીદાસભાઈ પોપટભાઈ શાસ્ત્રી પાસે વૈદકનો અભ્યાસ કર્યો. ધંધો શીખવાની આશાએ નહિ પણ સંસ્કૃતના વિશેષ અભ્યાસ ખાતર, આરોગ્ય જાળવણી ખાતર આ વિષય પસંદ કર્યો. તેમાંય શાસ્ત્રીજીની ઈચ્છા પણ મને શીખવવાની ખૂબ જ હતી. અને હું વૈદ્ય થયો.

શ્રી વેણીચંદભાઈ જેવા સ્નેહીને બે–ચાર વાર મળ્યો હતો. શ્રી વેણીચંદભાઈ પ્રત્યે મારા દિલમાં ભારે શ્રદ્ધા જાગી હતી.

ત્યારપછી એકાદ મહિને હું પાટણથી મારી બાને લઈને ચોટીલા ગયો, મારો વિચાર લગ્ન કરવાનો નહોતો કારણ કે પૂ. કેસરવિજયજી ગણીવર પાસે મેં મારી ઇચ્છા સોળ વર્ષની ઉંમરે રાજકોટમાં જણાવી હતી.

તેઓએ મને કહ્યું : 'જો ભાઈ તારી માતાનો તું એકનો એક પુત્ર છો. એની આજ્ઞા વગર અમારાથી દીક્ષા આપી શકાય નહિ. છત એક મધ્યમ માર્ગ છે. તું ત્રીસ વર્ષની ઉમ્મર પર્યંત બ્રહ્મચર્ય પાળવાની બાધા લઈલે પછી એકત્રીસમે વર્ષે તારે સાધુ થવું કે સંસારી થવું તે તારા મનની વાત છે.'

અને ત્રીસ વર્ષ પર્યંત બ્રહ્મચર્ય પાળવાની પ્રતિજ્ઞા લીધી. અને હું એકવાર મિત્રો સાથે ગામ બહાર ફરવા ગયો હતો. એક વૃક્ષ પર બેસીને હું દુહા લલકારતો હતો ત્યાં હું જ્યાં બેઠો હતો તે ડાળ ભાંગી મારો ડાબો હાથ અને પગ ભાંગી ગયા. મારી બંને



બેનોને મેં પાટણ પરણાવી હતી એટલે સંસારની કોઈ ચિંતા નહોતી. પણ પછી ગયા પછી રાજકોટના દવાખાનામાં દાખલ થઇ ત્રણ મહિના માટે રોકાવું પડ્યું. મારા પગને પ્લાસ્ટરનો પાટો માર્યો હતો અને હું ઘોડી લઈને ચાલી શકતો હતો. ત્યારપછી છાપામાં વાંચ્યું કે વેણીચંદભાઇ સ્વર્ગે સીધાવ્યા છે. કોઇના મૃત્યુ પર હું રડતો નથી. પણ વેણીચંદભાઇના નિધનના સમાચાર સાંભળીને હું ખૂબ રડ્યો. તેઓએ શ્રી યશોવિજયજી જૈન સંસ્કૃત પાઠશાળાને પ્રાણ પૂર્યા હતા, તથા શ્રી પ્રભુદાસભાઇ પંડિતજીએ પણ સારી જહેમત ઉઠાવી હતી. તેઓ રાજકોટ આવી ગયા હતા પણ હું છુટથી ચાલી શકતો નહોતો. દૂધ અને ઘી પર મેં મદાર બાંધ્યો. કારણકે મારા મોસાળમાં લગભગ સાઠ ગાયો હતી અને મામાશ્રી ધારસી ભગતનો મારા પર અનન્ય પ્રેમ હતો. તેઓ મારા જીવનની ખૂબ ચિંતા કરતા હતા.

અને શ્રી વેણીચંદભાઈની પાઠશાળા પણ બરાબર ચાલતી રહી. ત્યાં સાધુમુનિઓ પણ અભ્યાસ માટે પધારતા અને કોઈ કોઈ ભણેલા માણસો દીક્ષા પણ લેતા ત્યારે અત્રે અભ્યાસ કરવા આવતા.

શ્રી જૈન શ્રેયસ્કર મંડળ અને શ્રી યશોવિજયજી સંસ્કૃત પાઠશાળા સમૃદ્ધ બનતી જતી હતી. તેના આદર્શો વિકાસ પામ્યા હતા અને તેની ભાવનાઓ પણ ભવ્ય હતી.

આવી આ પાઠશાળા ભારે પરિશ્રમ પછી એક આદર્શ સંસ્થા બની ગઇ. હું હાથ-પગથી ભાંગેલો હતો અને હવે મેં ઘોડી પણ છોડી દીધી હતી. એક લાકડીના ટેકે આ મહાન સંસ્થાના દર્શન કરવાની ભાવના મારા હૈયામાં જાગૃત થઈ એથી હું સીધો મહેસાણા ગયો. બંને સંસ્થાનું નિરીક્ષણ કર્યું, મારા મનમાં એવો ભાવ જાગ્યો કે આ સંસ્થાને લાખો રૂપિયા પ્રાપ્ત થાય તો વધારે દઢ બની શકે. હું તે વખતે બહુ ધનવાન નહોતો પણ મેં વિચાર કર્યો કે ૩૦ વર્ષ પૂરા થઇ જાય એટલે દીક્ષા લેવી અને આ સંસ્થામાં બેસી જવું.

મેં સ્તવનો, કાવ્યો પણ બનાવવા માંડ્યા અને મારી નાની બેન મંગળા બિમાર હતી એટલે મારે પાટણ બેનોને મળવા જવું પડતું. મારા બનેવીને મેં સલાહ આપી કે મારી બેનને ચાર મહિના ચોટીલા મોકલો એટલે હું મારું વૈદક અજમાવીશ. મેં બેનને ધૈર્ય આપ્યું અને બે મહિના પછી મારા બનેવી ને મારી બેન ચોટીલા આવી પહોંચ્યા. ત્યાં બે મહિના રોકાયા હતા અને શરીર પણ કંઇક સારું થયું. પણ પાટણ ગયા બાદ થોડા દિવસોમાં સ્વર્ગે સીધાવ્યા. આમ મારી આશામાં પાણી ફરી વળ્યું.

## શ્રીમદ્ યશોવિજયજી જૈન સંસ્કૃત પાઠશાળા

અને મને જ્યારે ૩૦ મું વર્ષ બેઠું ત્યારે હું સંપૂર્ણ સ્વસ્થ હતો. પાટણમાં એક જલસો હતો. તેમાં મેં ભાગ લીધો. અને મારી બા પણ અવસાન પામ્યા. મને જીવનમાં બીજી વાર રહવું આવ્યું. હું જલસો પૂરો કરીને મારા મોસાળ ચોટીલા ગયો એટલે મામાએ મને ભલામણ કરી કે હવે તારે પરણવું જોઈએ.

અને એકત્રીસમે વર્ષે ઉનાવા ગામમાં સગપણ કર્યું. જ્યાં મારા બનેવી કેશવલાલ પણ ઉનાવામાં જ બીજીવાર પરણ્યા હતા. મારી આશાઓ મનમાં જ હતી.

અને હું એકત્રીસમા વર્ષે પરણ્યો. તે વખતે પણ હું મહેસાણાની સંસ્થાને ભૂલ્યો નહોતો. મારી પાસે ધન નહોતું પણ મેં મારા ગજા પ્રમાણે એ સંસ્થામાં ધન આપ્યું.

મારા મનમાં થયું કે મારા આટલા પૈસાનો આજ મેં સદુપયોગ કર્યો છે.

હું જૈન ભાઈ-બહેનોને પ્રાર્થના કરું છું કે આપ આવી સંસ્થાઓમાં અવશ્ય દાનની ધારા વહાવજો.

શ્રી સંઘ-શાસન હિતાર્થે—

# 'શ્રુતજ્ઞાન'નું શ્રેય.....

# સમજીએ અને બિરદાવીએ!

(લે. ડો. ભાઇલાલ એમ. બાવીશી M.B.B.S., F.C.G.P. પાલિતાણા)

શાસ્ત્રજ્ઞો પૂકારી-પૂકારીને કહે છે કે-'આત્મા શુદ્ધ જ્ઞાન-સ્વરૂપ છે' પણ કર્મોના આવરણે ઢંકાયેલો જીવ પોતાનું સાચું સ્વરૂપ ભૂલી, મિથ્યાત્વમાં રાચતો, સંસારમાં-ભવાટવીમાં ભ્રમણ કરે છે. મોહનીય કર્માદિથી ઘેરાયેલો જીવ મોહમાં-ભ્રમમાં પોતાનું 'આત્મ-સ્વરૂપ' વિસરી, મિથ્યાત્વમાં ફસાયેલો રહી, સંસાર-ચક્રમાં અટવાઈ જાય છે, ત્યારે એને તારે કોણ? સાચી સમજણ આપે કોણ? મુક્તિને માર્ગે મૂકે કોણ?

એજ શાસ્ત્રજ્ઞો સમજાવી-સમજાવીને કહે છે કે માત્ર 'દેવ-ગુરુ-ધર્મ'નું શરણું જ એવા જીવને ઉગારી શકશે! પણ આજના યુગમાં 'દેવ'તો પ્રત્યક્ષ નથી કે એનો હાથ પકડીને ઉગારે! 'ધર્મ'ને સાચી રીતે સમજવાની એની વૃત્તિ, પ્રવૃત્તિ કે શક્તિ નથી. માત્ર રહ્યા 'ગુરુ' જે પ્રત્યક્ષ ઉપદેશ-આદેશ આપી જીજ્ઞાસુ જીવને સાચી સમજણ આપે, 'ધર્મ' પમાડે, અને 'દેવ'નું સ્વરૂપ ને રહસ્ય સમજાવે! એમ જ્ઞાની ગુરુ દ્વારા જ 'દેવ-ગુરુ-ધર્મ'નું શરણું વાસ્તવિક ને શક્ય બને!

પણ ગુરુ મહારાજો પહોંચે કેટલેક ઠેકાણે? સ્થળે-સ્થળે ને ખૂણે-ખૂણે એ શક્ય નથી. વ્યક્તિ દીઠ ઉપદેશ પમાડાય કેવી રીતે? જે વ્યવહારૂ નથી. એટલે વિકલ્પે રહ્યા જ્ઞાન-પ્રદાન કરતા પંડિતો, વિદ્વાનો, ધાર્મિક શિક્ષકો, પાઠશાળાઓ, જ્ઞાનમંદિરો, ગ્રંથાલયો અને તીર્થંકરો-કથિત ને ગણધરો-રચિત આગમો? આજના આ યુગમાં, આ એક જ સાધન છે. જે ધર્મ પમાડી શકે, મુક્તિને માર્ગે દોરી શકે, અને જીવને ઊર્ધ્વ-ગામી બનાવી શકે!

પ્રસ્તુત હેતુ માટે સ્થળે-સ્થળે, જ્ઞાનશાળાઓ, પાઠશાળાઓ, ગ્રંથાલયો-પુસ્તકાલયો, સાહિત્ય-સંગમો-પ્રકાશન ઘટકો હોવા કે ઊભા કરવા જરૂરી છે. તો જ જિજ્ઞાસુ જીવો યથાશક્તિ જ્ઞાન મેળવવા, ભક્તિ પ્રાપ્ત કરવા, અને સાચે રસ્તે જવા શક્તિશાળી બને! પણ આ બધું આજના ભૌતિક યુગમાં શક્ય ખરૂં? કેટલા પ્રમાણમાં? ખરેખર જૂજ!

આ પ્રશ્ને વિચારતાં, આનંદ અને સંતોષ થાય છે. જાણીને એ મહેસાણામાં શ્રેષ્ઠિવર્ય શ્રી વેણીચંદ સુરચંદ સ્થાપિત 'શ્રી યશોવિજયજી જૈન સંસ્કૃત પાઠશાળા', 'શ્રી જૈન શ્રેયસ્કર મંડળ', પાલિતાણામાં 'સૂક્ષ્મ તત્ત્વબોધ પાઠશાળા', ઉચ્ચ તત્વાભ્યાસ તથા પ્રકાશન વિભાગ ચાલે છે. જે આજકાલ 'શ્રુતજ્ઞાન'નું પ્રદાન-પ્રકાશન કરી રહેલ છે. જ્ઞાનનાં ઝરણાં વહાવી રહેલ છે.

આપણે રસ્તો ચૂકી ગયા છીએ, ભ્રમણામાં-ભૂલાવામાં પડી ગયા છીએ. જ્ઞાની ગુરુઓ કહી રહ્યા છે અને આપણે પણ જાણીએ છીએ કે શુદ્ધ જ્ઞાન-સ્વરૂપ આત્માને કર્મોના આવરણોમાંથી મુક્ત કરવો હશે તો 'શ્રુતજ્ઞાન' મેળવવું અને એ દ્વારા 'આત્મ-સ્વરૂપ' પામવું એ અત્યંત આવશ્યક છે. એટલે જ આજે જરૂરી છે કે 'શ્રુતજ્ઞાન' આપતી અને જિજ્ઞાસુ જીવને ધાર્મિક શિક્ષણ, ક્રિયાઓ, અનુષ્ઠાનો દ્વારા સમકિત પમાડતી સંસ્થાઓને પુષ્ટિ આપવી-વિકસાવવી જોઈએ, જેથી એની શાખાઓ સ્થળે-સ્થળે પ્રસરે અને જ્ઞાનદાન કરે?

આવી સ્થિતિ સર્જવી, આજના ભૌતિકવાદના જમાનામાં, જૈન સંઘ માટે ખાસ જરૂરી છે. ઇચ્છીએ કે ભારતભરના શ્રી જૈન સંઘો, અગ્રણીઓ, તેમજ પૂ. ગુરુવર્યો આ દિશામાં વિશેષ પ્રવૃત્ત-સક્રિય બને! તો જ 'શ્રુતજ્ઞાન'નું યોગ્ય મૂલ્યાંકન થશે અને એનો પ્રચાર-પ્રસાર વધશે. પરિણામે જિજ્ઞાસુ જીવો ધર્મ પામી જશે! જૈનશાસનની પ્રભાવના થશે!

સાંભળવા-જાણવા પ્રમાણે મહેસાણાની 'શ્રી યશોવિજયજી જૈન પાઠશાળા' અને 'શ્રી જૈન શ્રેયસ્કર મંડળ' (પાલિતાણા-પણ)નો 'અમૃત-મહોત્સવ' થોડા જ સમયમાં આવી રહ્યો છે અને ઉત્સાહ પૂર્વક સંચાલકો-અભ્યાસકો (ભૂતપૂર્વ વિદ્યાર્થીઓ પણ) એની ઉજવણી કરવાના છે. ત્યારે જે સંસ્થાએ 'ધાર્મિક શિક્ષણ' દ્વારા અનેક ધાર્મિક શિક્ષકો, વિદ્વાન પરીક્ષકો, પંડિતો, ઉપદેશકો, લેખકો અને વક્તાઓ જૈન સમાજને આપ્યા છે, તેવી એ 'ધર્મ-સંસ્થા'ને આપણે શ્રાવકો-શ્રમણો સૌ શ્રુતજ્ઞાનનું ઉપર દર્શાવેલ શ્રેય સમજી એ સંસ્થાને પોતાનું ધ્યેય સિદ્ધ કરવા માટે બિરદાવીએ, શક્ય પુષ્ટિ આપીએ, અને એની ભાવિ પ્રગતિમાં સક્રિય રીતે સહાયરૂપ (ખાસ કરીને આર્થિક રીતે) બનીએ તો જ શ્રુતજ્ઞાનનું બહુમાન થયું ગણાશે, એનું શ્રેય સમજાયું ગણાશે અને એની બિરુદાવલિ ગવાશે!

ધન્ય શ્રેષ્ઠિવર્ય શ્રી વેણીચંદભાઇ! ધન્ય સંસ્કૃત પાઠશાળા! ધન્ય શ્રેયસ્કર મંડળ! ધન્ય શ્રુતજ્ઞાન પ્રચાર! ધન્ય જૈન શાસન!

સંસ્થાનો 'અમૃત-મહોત્સવ' અમીમય બની રહો અને જૈન સમાજને શ્રુતજ્ઞાનના અમી પાયા કરો!



# ઉપાધ્યાય શ્રીમદ્ યશોવિજયજી–અમર વ્યક્તિત્વ

ડો. પ્રહ્લાદ ગ. પટેલ
વ. ના. સ. બેંક આર્ટ્સ એન્ડ કોમર્સ કોલેજ, વડનગર

પોતાની અપ્રતિમ વિદ્વત્તાથી ગુજરાતની જૈન વિદ્વદ્–પરંપરાને યશોજ્જ્વલ બનાવનાર મહાન તાર્કિક, વાચકપ્રવર મહામહોપાધ્યાય શ્રીમદ્ યશોવિજયજીના જીવન વિશે આધારભૂત, ઐતિહાસિક તથ્યોવાળી સામગ્રી માત્ર ૨૫૦ વર્ષ જેટલા ટૂંકા ગાળામાં ય નહીંવત્ મળે છે તે સમગ્ર ગુર્જર પ્રજાનું દુર્ભાગ્ય છે. આમ તો યુરોપિયન વિદ્વાનોએ આપણી ઇતિહાસ–દૃષ્ટિની ઉપેક્ષાની ટીકા કરી છે. પરંતુ તેમાં તાત્ત્વિક વાત એ છે કે આ આર્યભૂમિના કેટલાયે મહાપુરુષોએ પ્રતિષ્ઠાને "શૂકરી વિષ્ઠા" માની છે. પરિણામે પોતપોતાના ક્ષેત્રના કેટલાયે દેદીપ્યમાન એવા નભોનક્ષત્રો સમ મહાપુરુષોના જીવનના સાચા ઇતિહાસ બાબતમાં આપણે અંધારામાં રહ્યા છીએ.

સત્તરમી–અઢારમી સદીમાં જીવી ગયેલા ગુજરાતના મહાજ્યોતિર્ધર ઉ. શ્રી યશોવિજયજી વાચકવર્યના જીવન વિશે આ અલ્પ ગાળા પૂર્વેની સંપૂર્ણ સત્ય પર આધારિત ઐતિહાસિક માહિતી પ્રાપ્ત કરવી મુશ્કેલ છે, એ એક દુઃખદ ઘટના છે. જેમ કોઈ પણ મહાપુરુષ, ધર્મધુરંધર, કવિવર કે ઉત્કૃષ્ટ સર્જકના જીવનની આસપાસ તેના ચાહકો–અનુયાયીઓ તરફથી અહોભાવ પ્રેરિત દંતકથાઓ–લોકવાયકાઓના તાણાવાણા ગૂંથાય છે તેમ પૂ. ઉ. શ્રી. યશોવિજયજીના જીવનમાં પણ બનવા પામ્યું છે.

દંતકથાઓમાં તદ્દન તથ્ય નથી તેમ માનવું એ જેમ એકાંગી વલણ છે તેમ તેમાં બધું જ સત્ય છે તેમ માનવું તે પણ એવું જ એકાંગી વલણ છે. ખરું જોતાં બીજો ઉપાય ન હોવાથી નીરક્ષીર ન્યાયે સત્ય શોધી કાઢવું એ કોઈ પણ સત્ય–શોધકનું ધ્યેય હોવું જોઈએ. આજે માત્ર જૈન પરંપરા સામે જ નહીં પરંતુ ગુજરાતના સમગ્ર વિદ્યાજગત સામે પૂ. ઉ. શ્રી યશોવિજયજીનું કડીબદ્ધ સત્યપૂર્ણ જીવનવૃત્તાંત શોધવું એક વિદ્યાકીય પડકાર છે.

જૈન પરંપરા અનુસાર ભગવાન મહાવીર પછી સુધર્મા સ્વામીની એકસઠમી પાટે શ્રી વિજયસિંહસૂરિ થયા. તેમણે વિ. સંવત ૧૭૦૮માં સ્વર્ગારોહણ કર્યું. તેમના શિષ્યરત્ન પં. શ્રી સત્યવિજય ગણિ થયા અને ઉપાધ્યાયજી તેમના સમકાલીન હતા. તેઓ ભગવાન

મહાવીરની મુખ્ય પાટ પરંપરામાં થયા નથી; નહીંતર પટ્ટાવલી ઉપરથી પણ તેમના સંબંધી કેટલીક વિગતો મળી આવત.

આ ઉપરાંત તેમની શિષ્ય પરંપરાના હસ્તે શ્રીમદ્દનું જીવનવૃત્તાંત લખાવા પામ્યું નથી. તે જ રીતે તેમના સમકાલીનોમાં ઘણા તો સમર્થ વિદ્વાનો હતા છતાં કોણ જાણે કેમ તેમણે ઉ. શ્રી યશોવિજયજીના જીવન સંબંધી પ્રબંધ, ચરિત્રરચના, રાસા કે અન્ય ગાથાઓ દ્વારા જીવન સંબંધી પ્રકાશ પાડયો નથી. વીતરાગી યશોવિજયજી તો કીર્તિને કિંકરી સમજનારા હોવાથી સ્વમુખે તો કશું લખે જ શાના? છતાં પણ તેમના હસ્તે લખાયેલ ગ્રંથો "ખાદ્ય ખંડન," "પ્રતિમાશતક" "સામાચારી પ્રકરણ" "ઐન્દ્રસ્તુતિચતુર્વિંશતિકા" જેવા ગ્રંથોમાંથી કેટલુંક જાણી શકાય છે તે સદ્ભાગ્ય છે.

પૂ. આ. શ્રીમદ્ હરિભદ્રસૂરિ જેવા વિદ્વાનો જૈન પરંપરામાં ઘણા ઓછા છે, તેમની પછી લગભગ એક હજાર વર્ષ પછી ઉ. શ્રી યશોવિજયજી થયા. "**સુજસવેલી ભાસ**" નામે અલ્પકાય કૃતિને આધારે તેમના જીવનની કેટલીક ઘટનાઓ મળી શકે છે. શ્રી જિનવિજયજીએ પાટણના ભંડારમાંથી ખંડિતરૂપે 'સુજસવેલી ભાસ'ની કૃતિનો ઉત્તરાર્ધ મેળવ્યો હતો; ત્યારબાદ સં. ૧૯૮૪માં શ્રી મોહનલાલ દલીચંદ દેસાઇએ અમદાવાદના વીરવિજયજીના ઉપાશ્રયમાંથી આ કૃતિની સંપૂર્ણ હસ્તપ્રત મેળવી—જેમાં ઉ. શ્રી યશોવિજયજીના જીવનની મુખ્ય મુખ્ય ઘટનાઓ નોંધ પામી છે, આમ છતાં "સુજસવેલી ભાસ"માં મળતી કેટલીક વિગતો બંધ બેસતી જણાતી નથી. વળી કેટલીક બાબતોમાં તો સુજસવેલીકારે મૌન જ સેવ્યું છે.

**જન્મસ્થળ**

કનોડા ગામે નારાયણ નામે વેપારી; તેમની પત્નીનું નામ સોભાગદે, આ દંપતીને પદ્મસિંહ અને જશવંતસિંહ નામે બે પુત્રો હતા. આટલી વિગત પરથી તર્ક કરવો રહ્યો કે કનોડું તેમની જન્મભૂમિ કઇ રીતે માની શકાય? કદાચ ઉછેરભૂમિ પણ હોય!! કારણ કે કનોડાનો ભૂતકાળ જોતાં તે એક સમૃદ્ધ વેપારી સ્થળ હોઈ શકે, જ્યાં નારાયણ વેપારી વેપારાર્થે આવીને વસ્યા હોય. ગમે તેમ છતાં પણ સંશોધકોએ કનોડું ગામ તેમની જન્મભૂમિ તરીકે સ્વીકાર્યું છે.

મુનિવર્ય શ્રી પુણ્યવિજયજીએ જાતે કનોડાની મુલાકાત લીધી હતી. તેમના કથન પરથી આ વિગત પ્રાપ્ત થાય છે કે–પાટણ મહેસાણા રેલ્વે લાઈન પર બંને સ્થળોની વચ્ચે ધીણોજથી બે–એક માઈલને અંતરે દક્ષિણ–પશ્ચિમ દિશામાં આ ગામ આવેલું

છે. પરંતુ આજે આપણને ચમત્કાર થાય તેવા કોઈ જૈન અવશેષ કે યશોવિજયજીને લગતી કોઈ હકીકત આપણને મળતી નથી. કનૈયાલાલ ભાઇશંકર દવેના મંતવ્યાનુસાર પ્રાચીન ગાંભૂના–હાલના ગાંભુ ગામની નજીકમાં કનોડું આવેલું છે. દાનપત્રો પરથી તેનું મૂળ નામ કાણોદા પૂરવાર થાય છે. "શ્રી સ્થળ પ્રકાશ"માં તેનું કનકાવતી નામ હોવા સંભવ છે. પાછળથી કાણોદા અને કનોડું એમ નામ પ્રચારમાં આવ્યું. આ બધું હોવા છતાં કેટલાક જૈનાચાર્યોમાં પણ તેમના જન્મસ્થળ સંબંધી અસ્પષ્ટતા વર્તાય છે. મુનિશ્રી ન્યાયવિજયજી જણાવે છે કે "યશોવિજયજી ક્યાં અને ક્યારે જન્મ્યા, કઈ જ્ઞાતિના હતા? એ અંગે ચોક્કસ કંઇ મળી આવતું નથી. પરંતુ તેમનું જન્મસ્થળ ઘણું કરીને આબુની આસપાસ અનુમિત કરાય છે." પરંતુ આ મતને કોઈ આધાર મળતો ન હોવાથી સર્વમાન્ય રીતે કનોડું જ તેમની જન્મભૂમિ છે.

**સમય**

શ્રી યશોવિજયજીના જન્મ સમય માટે વિ. સં. ૧૯૭૨ સુધી તો તેમણે રચેલાં પુસ્તકોની પ્રશસ્તિઓ સિવાય કોઇ માહિતી મળતી ન હતી. પણ સદ્‌ભાગ્યે "સુજસવેલી ભાસ"ની પ્રાપ્તિ પછી તેમના જીવનની રૂપરેખા મળી આવે છે. સુજસવેલીમાં જન્મસ્થળ (?) દીક્ષા, અધ્યયન, કેટલીક પદવીઓ અને મૃત્યુ જેવી મુખ્ય ઘટનાઓ નોંધાયેલી છે.

સુજસવેલી ભાસ પર અત્યાર સુધીમાં બે પ્રસિદ્ધ વિવેચનો મળે છે (૧) વિ. સં. ૧૯૯૦માં પ્રકટ થયેલ મોહનલાલ દ. દેસાઇનું (૨) આચાર્યશ્રી યશોવિજયજીએ સંપાદિત કરેલું.

સુજસવેલી પ્રમાણે પં. શ્રી નયવિજયજી કુણઘેરમાં ચોમાસું કરીને વિ. સં. ૧૬૮૮માં કનોડા પધાર્યા ત્યારે પદ્મસિંહે અને જશવંતસિંહે ચારિત્ર અંગીકાર કરી અનુક્રમે પદ્મવિજય અને યશોવિજયજી નામ ધારણ કર્યાં. ત્યાર પછી તે જ વર્ષે તપાગચ્છના આચાર્ય શ્રી વિજયદેવસૂરિના હસ્તે વડી દીક્ષા પામ્યા. આના ઉપરથી ઉ. શ્રી યશોવિજયજીનો જન્મ સમય વિ. સં. ૧૬૮૦ આસપાસનો હોવા સંભવ છે. પરંતુ બીજી કેટલીક વિગતો ઉપરોક્ત બાબતને બાધક બને છે. જેમ કે પૂ. શ્રી યશોવિજયજીના જીવન પર પ્રકાશ પાડતો વિ. સં. ૧૬૬૩ માં ચિતરાયેલ મેરુપર્વતનો ઐતિહાસિક વસ્ત્રપટ. તે ઉત્તર ગુજરાતના કનોડા પાસેના કણસાગર ગામમાં નયવિજયજીએ પોતે જ આલેખ્યો હતો અને તેમાં યશોવિજયજી માટે તેની પુષ્પિકામાં "ગણિ જસવિજય યોગ્ય" લખીને યશોવિજયજીનો જીવનકાળ

૧૦૦ વર્ષ જેટલો દીર્ઘ હોવાની શકયતાઓ ઊભી કરી છે. ઉપરાંત "તર્કભાષા" "દશાર્ણભદ્રસજઝાય" વગેરેની પ્રતિઓને આધારે તેમનો જન્મ વિ. સં. ૧૬૪૦ થી ૧૬૫૦ વચ્ચેનો કલ્પી શકાય.

સુજસવેલીકારે તેમનો જન્મ સમય નથી બતાવ્યો, તેથી એ અંગે કોઇ સ્પષ્ટતા નથી. પરંતુ વિ. સં. ૧૬૮૮ માં તેમની વડી દીક્ષા એ પ્રથમ નોંધપાત્ર ઘટના. ત્યાર બાદ વિ. સં. ૧૬૯૯ માં યશોવિજયજીએ રાજનગર–અમદાવાદમાં સકળ સંઘ સમક્ષ અષ્ટ અવધાન કર્યા; આ પ્રસંગે ધનજી સૂરાએ તેમના ગુરુ નયવિજયજીને વિનંતી કરીને તેમને કાશીમાં વિદ્યાભ્યાસ માટે મોકલવા વિનંતી કરી. ગુરુ સાથે તેમણે કાશીના વાસ દરમ્યાન ષડ્દર્શનવેત્તા ભટ્ટાચાર્ય પાસેથી ન્યાય, મીમાંસા, બૌદ્ધમત, જૈમિનિ, વૈશેષિક આદિ સિદ્ધાંતો સાથે "તત્ત્વચિંતામણિ" જેવા અતિ મહત્ત્વના ન્યાયગ્રંથનું પણ અધ્યયન કર્યું.

કાશીમાં વિદ્યાભ્યાસ કાળમાં તેમણે પોતાની પ્રચંડ વાક્પટુતા અને વિદ્વત્તાથી એક વાદી સંન્યાસીને હરાવ્યો. પરિણામે કાશીના વિદ્વાનોએ તેમને "ન્યાયવિશારદ" નું બિરુદ આપ્યું. આગ્રામાં પણ તેમણે કોઈક અજ્ઞાતનામા ન્યાયાચાર્ય પાસેથી તર્કના ગહનતમ સિદ્ધાંતોને આત્મસાત્ કર્યા. ઉ. શ્રી યશોવિજયજીએ ગુજરાતમાં આવતા પહેલાં જેસલમેરનો જ્ઞાનભંડાર પણ જોયો હતો. કારણ કે સમંતભદ્રગણિકૃત તત્ત્વાર્થસૂત્ર પરનું "ગંધહસ્તિ મહાભાષ્ય" તેમણે જોયું હોય તેવા પુરાવાઓ મળે છે. કાશીથી ગુજરાતમાં પ્રવેશ કર્યો અને અમદાવાદમાં હાલની રતનપોળના નાકે આવેલી નાગોરી સરાઈમાં ઊતર્યા ત્યારે સમગ્ર જૈન સંઘ તેમને જોવા એકત્ર થયો હતો, અને તેમની અપૂર્વ વિદ્વત્તાથી આકર્ષાઈ તત્કાલીન સુબા મહોબતખાને પણ તેમનું સન્માન કર્યું હતું. આ જ અરસામાં આ. શ્રી વિજયદેવસૂરિજીએ તેમને વિ. સં. ૧૭૧૮ માં વાચક–ઉપાધ્યાયની પદવી આપી. સુજસવેલીમાં તેમના જીવનનો કોઈ પણ મહત્ત્વનો બનાવ ઉલ્લેખાયો નથી. પરંતુ તેમને આ. શ્રી હરિભદ્રસૂરિના "લઘુ બાંધવ" તેમજ કળિયુગના "બીજા હરિભદ્ર" તરીકે નવાજ્યા છે. વિ. સં. ૧૭૪૩ માં ડભોઇમાં ચાતુર્માસ રહી તેમણે ત્યાં જ અનશન ગ્રહણ કરીને સ્વર્ગવાસ કર્યો. ડભોઇમાં અત્યારે તેમની સમાધિ છે. ત્યાં તેમની મૃત્યુતિથિના દિવસે "ન્યાયનો ધ્વનિ" સંભળાય છે એવી માન્યતા છે. વળી તેમની પાદુકાઓનો સ્તૂપ છે. ત્યાં એક લેખ આ પ્રમાણે કોતરેલો છે.

संवत् १७४५ वर्षे ॥ शा० ॥ १६११ प्रवर्तमाने मार्गशीर्षमासे शुकलपक्ष–एका-

दशी तीथि ॥ छ ॥ श्री श्री हीरविजयसूरीश्वर ॥ पं. ॥ श्री कल्याणविजय ॥ ग० । शिष्य पं. । श्री लाभविजय ॥ ग. ॥ शिष्य. ॥ पं. । श्री जीतविजय ग. । सोदर । सतीर्थ्य । पं. । श्री नयविजय ग. । शिष्य । पं. । जसविजयगणीनां पादुका कारापिता । प्रतिष्ठितात्रेयं । तच्चरण सेवक........विजयगणिना श्री राजनगरे ॥

સુજસવેલીને આધારે ઉપાધ્યાયજીના જીવનની કેટલીયે કડીઓ મળી શકતી નથી; તેમના જીવનમાં બનેલા કેટલાયે પ્રસંગો વિશે સુજસવેલીમાં ઉલ્લેખ સરખો યે મળતો નથી, તેમની મૃત્યુતિથિમાં પણ મોટો વિસંવાદ જોવા મળે છે. સુજસવેલીમાં તો વિ. સં. ૧૭૪૩ ને મૃત્યુ સાલ નોંધી છે પરંતુ ડભોઈમાં હાલ મોજુદ પાદુકાઓના લેખમાં વિ. સં. ૧૭૪૫ નો ઉલ્લેખ છે. વળી ઉપાધ્યાયજીએ વિ. સં. ૧૭૪૪ નું ચોમાસું સુરતમાં કર્યાનો ઉલ્લેખ પણ મળી આવે છે. તેથી તેમજ તેમની ગુજરાતી કૃતિ "પ્રતિક્રમણહેતુગર્ભિત સજ્ઝાય" તથા "અગિયાર અંગની સજ્ઝાય" માં–"યુગ યુગ મુનિ વિધુ" માંના "યુગ" શબ્દે ગોટાળો ઊભો કર્યો છે. "યુગ" નો અર્થ ચાર થાય તેથી સુરતમાં વિ. સં. ૧૭૪૪ ના ચાતુર્માસની ઘટનાને અને સુજસવેલીના આધારને મેળ બેસાડવો મુશ્કેલ પડે છે. આ અંગે આચાર્યશ્રી યશોવિજયજી મહારાજે વિશદ ચર્ચા કરી છે.

મારું નમ્ર મંતવ્ય છે કે અનેક ચર્ચાઓ, અન્ય પુરાવાઓ જોતાં મો. દ. દેસાઈ તથા આચાર્ય શ્રી યશોવિજયજી મ. સા. ની ધારણા યોગ્ય જ છે કે ઉપાધ્યાયજીની મૃત્યુ સાલ વિ. સં. ૧૭૪૩ છે.

## "સુજસવેલી ભાસ" માં ન નિર્દેશાયેલી ઘટનાઓ

સુજસવેલી ઉ. શ્રી યશોવિજયજીના જીવનની સીમાવર્તી ઘટનાઓ આપનાર એક માત્ર રાસ હોવા છતાં તેમની કૃતિઓ, તેમણે લખેલી અન્ય ટીકાઓ, ટબાઓ કે આંતરિક પુરાવાઓથી જાણવા મળતી નીચેની ઘણી માહિતી તેમાં ઉલ્લેખ પામી નથી.

(૧) ઉ. શ્રી યશોવિજયજી જેવા ધુરંધર સર્જક અને જૈનધર્મના પ્રખર જ્યોતિર્ધરના જીવનની આછીપાતળી રૂપરેખા માત્ર જોવા મળે છે પરંતુ તેમાં તારીખવાર–સમગ્ર જીવન નિરૂપાયું નથી. તેમાં માત્ર જીવનની ચાર ઘટનાઓ જ સાલ પ્રમાણે નોંધાઈ છે. જન્મ જેવા મહા પ્રસંગોમાં પણ સુજસવેલીકારે મૌન સેવ્યું છે.

(૨) સુજસવેલી દીક્ષાની સાલ વિ. સં. ૧૬૮૮ બતાવે છે. પણ નયવિજયજીએ

જસવિજય માટે લખેલ મેરુપર્વતનો ચિત્રપટ વિ. સં. ૧૬૬૩ માં રચેલો તથા યશોવિજયજીએ હૈમધાતુ પાઠની પ્રત વિ. સં. ૧૬૬૯ માં બનાવી છે તેનો મેળ મળવો મુશ્કેલ છે.

(૩) મુનિ પુણ્યવિજયજીના મતે યશોવિજયજીએ "સ્યાદ્‌વાદરહસ્ય"ની રચના વિ. સં. ૧૭૦૧ માં કરી હતી. આ પછી "રહસ્યાંકિત" કેટલાક ગ્રંથો રચેલા છે. આ ગ્રંથોમાંથી હાલમાં માત્ર 'ભાષા રહસ્ય' અને 'નય રહસ્ય' જ મળે છે. જો કે ભાષા રહસ્યની શરૂઆતમાં જ ૧૦૮ રહસ્યાંકિત ગ્રંથો રચ્યાનો ઉલ્લેખ છે, પણ હાલમાં પ્રાપ્ય નથી.

(૪) કાશીમાં "ન્યાય વિશારદ" તરીકેનું બિરૂદ પંડિતોએ આપેલું છે અને પાછળથી તેમણે ન્યાયાચાર્યનું બિરૂદ પણ આપ્યું છે છતાં તેમણે ન્યાય સંબંધી કયા કયા ગ્રંથો લખ્યા તેનો કોઇ જ ઉલ્લેખ નથી.

(૫) સુજસવેલીકારે તેમને "કૂર્ચાલી શારદા" તરીકે બિરદાવ્યા છે પરંતુ ઉ. શ્રી યશોવિજયજીએ જાતે જ "જંબૂસ્વામી રાસ" માં સરસ્વતીની આરાધના ગંગા કિનારે કર્યાનો ઉલ્લેખ કર્યો છે તેની નોંધ નથી.

(૬) ઉ. શ્રી યશોવિજયજી તેમના જીવનકાળ દરમ્યાન મહાન યોગી આનંદઘનજીને મળ્યા હતા અને એ મિલન પછી યશોવિજયજીના જીવનમાં આધ્યાત્મિકતાનું વલણ વધ્યું અને પોતે પણ મહાન અધ્યાત્મવાદી બન્યા; આ વિરલ મહાનુભાવોના મિલન સંબંધી સુજસવેલીમાં અણસાર સરખો પણ નથી.

(૭) કાશીમાં અભ્યાસકાળ દરમ્યાન ગુરુ શ્રી નયવિજયજી સાથે હતા. તે સ્પષ્ટ વાત છે, પરંતુ તે ગાળામાં અન્ય કોણ કોણ સાથે હતા તેનો કે ભ્રાતા પદ્મવિજયજી સાથે હતા કે કેમ એ અંગે પણ કશું નિશ્ચિત નોંધાયું નથી.

(૮) કાશીથી આગ્રા આવીને ચારેક વર્ષ યશોવિજયજીએ તર્કનો અભ્યાસ કર્યો. તે કાળમાં ત્યાં દિગંબર મતાનુયાયી બનારસીદાસ અને તેમના શિષ્ય કુંવરપાલના આધ્યાત્મિક મતનું ખંડન–જે સત્ય ઘટના છે–તે કાર્યનો ઉલ્લેખ જોવા મળતો નથી. બનારસીદાસ અને યશોવિજયજી સમકાલીન હતા એટલું જ નહીં પણ બનારસીદાસના નાટક "સમયસાર" નાં કેટલાંક સુંદર પદોને આધારે યશોવિજયજીએ એક પદની રચના કરી છે.

## ઉ. શ્રી યશોવિજયજીની ગુરુપરંપરા

ઉ. શ્રી યશોવિજયજીની ગુરુ પરંપરા માટે અનેક નોંધો જોવા મળે છે. તેમના

પોતાના જ ગ્રંથોની પ્રશસ્તિઓ તેમજ અન્ય ઐતિહાસિક ગ્રંથોને આધારે મળતી આ વિગતોમાં સામ્ય હોવાથી આ ગુરુપરંપરા સત્ય હોવા વિશે શંકા નથી. આ સિવાય અન્ય કોઈ વિરોધાભાસી પરંપરા પણ મળતી નથી તેથી વિદ્વાનોમાં સર્વ માન્ય છે.

શ્રી મહાવીર પ્રભુની પાટ પરંપરાએ ચાલતા આવેલા તપાગચ્છમાં ભારતમાં પ્રખ્યાત, અકબર પ્રતિબોધક મહાન આચાર્ય શ્રી હીરવિજયસૂરીશ્વર થયા. એ હીરવિજયસૂરીશ્વરના શિષ્ય શ્રી લાભવિજય ગણિજી થયા. વળી તેમના મુખ્ય શિષ્ય શ્રી જિનવિજયગણિજી થયા. અને તેમના ગુરુભ્રાતા શ્રી નયવિજયજી ગણિ અને તેમના શિષ્ય–તપાગચ્છ ગગનમણિ શ્રી યશોવિજયજી થયા.–શ્રી યશોવિજયજીએ પોતાના રચેલા રાસ "જંબૂસ્વામી રાસ"માં આ પરંપરા આપી છે.–ઉપરાંત તેમની વિખ્યાત કૃતિ "દ્રવ્યગુણપર્યાય રાસ"માં પણ સ્વહસ્તે ઉપરોક્ત પરંપરા જ આપી છે.

૧ तपगच्छ – नंदन-सुर-तरु,<br>
પ્રકટિયો હીરવિજય સૂરિંદો....<br>
સકલ સૂરિમાં જે સોભાગી,<br>
જિમ તારામાં ચંદો રે....૨૭૩

૨ તાસ પાટિં विजयसेनसूरीसर<br>
જ્ઞાન રયણનો દરિયો.<br>
साहि સભામાં જે જસ પામિયો,<br>
વિજયવંત ગુણ ભરિયો રે....૨૭૪

૩ તાસ પાટિ विजयदेव સૂરીસર<br>
મહિમાવંત નિરીહો<br>
તાસ પાટિ विजयसिंह સૂરીસર<br>
સકલ સૂરિમાં લીહો રે... ૨૭૫

૬ શ્રી कल्याणविजय વડ वाचक<br>
હીરવિજય ગુરુ સીસો<br>
× × × × ....૨૭૮<br>
ગુરુ શ્રી લાભવિજય વડ પંડિત<br>
× × × × ....૨૭૯

શ્રી ગુરુ જીતવિજય તસ સીસો
મહિમા વંત મહંતો
૭ શ્રી ગુરુ નયવિજયવિબુધ ગુરુ ભ્રાતા
તાસ મહા ગુણવંતો
× × × × ....૨૮૦

જે ગુરુ સ્વ–પર–સમય–અભ્યાસઈ
બહુ ઉપાય કરી કાસી
× × × × ....૨૮૧

આચાર્ય વિજયદેવસૂરિએ હીરવિજયસૂરીશ્વરથી શિષ્યવંશવૃક્ષ આ રીતે જ આપ્યું છે.

**શ્રી હીરવિજયસૂરી મહારાજ**




## શિષ્ય–પરંપરા

"તર્કભાષા"ની પ્રશસ્તિના ૪ થા શ્લોક પરથી જાણી શકાય છે કે યશોવિજયજી શિષ્યોની પ્રાર્થનાથી ગ્રંથો રચતા હતા. ઉપરાંત પાલિતાણાની તેમની પાદુકાઓની સ્થાપન-વિધિને આધારે પણ તેમના શિષ્યોનાં નામ જાણી શકાય છે. પરંતુ તેમની શિષ્ય પરંપરામાં કોઈ સમર્થ શિષ્ય થયા હોય તેવું જાણવા મળ્યું નથી. "પટ્ટાવલી સમુચ્ચય

ભા. ૧ ”માં રહેલી ગુરુમાલા ઉપરથી પ્રો. હીરાલાલ કાપડિયાએ નીચે મુજબ શિષ્ય પરંપરાનું નિરૂપણ આપ્યું છે.




**અને અન્તે....**

ઉપાધ્યાયજી શ્રી યશોવિજયજી ગુર્જર ભૂમિનું અનોખું વિદ્વદ્રત્ન હતા; હેમચંદ્રાચાર્ય પછી એમની પ્રતિભાને આંબનાર હજુ સુધી કોઈ નરરત્ન પાક્યું નથી, અધ્યાત્મ, ન્યાય, તર્ક, સજ્ઝાય, સાહિત્ય, ધર્મ–ચિંતન, કથા વગેરેનો વિચાર કરતાં, સંસ્કૃત, પ્રાકૃત, હિન્દી, જૂની ગુજરાતી વગેરે ભાષાઓમાં તેમનું સર્જન અનોખું અને અત્યંત વિપુલ પ્રમાણ ધરાવે છે. સંસ્કૃત સર્જનમાં તેમને જ છેલ્લા સિતારા રૂપે ગણી શકાય. ન્યાયક્ષેત્રે તો તેમનું પ્રદાન અભૂતપૂર્વ છે. પં. માલવણિયા યોગ્ય જ કહે છે કે–નવ્યન્યાયમાં ચારસો–સાડાચારસો વર્ષના વિકાસનો સમાવેશ વાચક યશોવિજયજીએ એકલે હાથે જૈન ન્યાયશાસ્ત્રમાં કર્યો છે.

કોઇપણ સાહિત્યસર્જક પોતાના જમાનાના કાળનું જીવંત પ્રતીક છે, તે સત્ય યશોવિજયજીને પણ લાગુ પડે છે. તેમના જમાનાની પૃષ્ઠભૂમિ જોતાં તેમનામાં રહેલી

શક્તિઓનો સ્રોત સંપૂર્ણતયા સર્જનાત્મક માર્ગે વહી શક્યો નથી. તેમના જમાનાના ગચ્છ-કલહો, વિરોધી મતવાદીઓનાં મંતવ્યો, પરમતખંડન, સ્વમત સ્થાપન વગેરે બાબતો તેમની શક્તિઓની રોધક બની હતી. ઉ. શ્રી યશોવિજયજીનો સમય હેમચંદ્રાચાર્ય જેવો શાંત હોત તો કદાચ યશોવિજયજીની પ્રતિભા ઉજ્વળ રીતે પ્રકટી શકી હોત. તેમની પાસેથી ગુર્જર પ્રજાને અને ભારતીય સંસ્કૃતિને કંઈક વિશેષ મળ્યું હોત.

આપણા સંત સાહિત્યમાં સૂરદાસ, તુલસીદાસ, કબીર, મીરા, નરસિંહ, જ્ઞાનેશ્વર વગેરેના સાહિત્યસર્જનની પ્રસિદ્ધિ તથા વિવેચનો થયા છે; જ્યારે ઉ. શ્રી યશોવિજયજી જેવા અત્યંત સમર્થ સર્જકનું સાહિત્ય યોગ્ય પ્રમાણમાં અણસ્પર્શ્યું રહી ગયું છે તે પણ ઓછી કરુણતા નથી. તેમની પ્રતિભા ખરેખર વિશ્વતોમુખી હતી. તેમણે તર્કના ગહનતમ પ્રદેશમાં વિહાર કર્યો હતો તો બીજી બાજુ સંસ્કૃત-ગુજરાતીમાં ભક્તિ રસનાં પદોની સુરમ્ય પદાવલી રચી છે. વૈદિક સાહિત્યમાં અદ્વૈત ક્ષેત્રે ઉડ્ડયન કરનાર શંકરાચાર્યે જેમ સુંદર સ્તોત્રો આપ્યાં છે તેમ ઉ. શ્રી. યશોવિજયજીએ પણ જિન સ્તવનો અને અન્ય ભક્તિરસ પદોનું સર્જન કરી ભક્તિગંગા વહેવરાવી છે.

ગુર્જર પ્રજામાં એવી છાપ છે કે-ઉ. શ્રી યશોવિજયજી તો મહાન દાર્શનિક હતા; તેમનું સર્જન માત્ર પંડિતવર્ગ માટે જ છે; પણ એવું નથી. અત્યાર સુધી ઉવેખાયેલું તેમનું સાહિત્ય પ્રકટ થાય, તેના પર વિદ્વદ્વર્ગનું ધ્યાન દોરાય તે સમય પાકી ગયો છે. સંસ્કૃત, પ્રાકૃત, હિન્દી, ગુજરાતી વગેરે ભાષાઓમાં વિદ્વદ્ભોગ્યથી જનસાધારણ સુધી પહોંચે તેવું તેમનું સાહિત્ય ગુપ્ત ભંડારોમાં જ પડી રહીને કાળગર્તમાં વિલીન થઈ જાય તે પહેલાં પ્રકાશમાં આવે તે જોવાની જવાબદારી સમગ્ર ગુર્જર પ્રજાની છે.



# આત્મનિરીક્ષણ દ્વારા આત્માનું શોધન

લેખક : પૂ. મુનિરાજ શ્રી રાજેન્દ્રવિજયજી ગણી (મલાડ-ઈસ્ટ)

આત્મહિતના અર્થી માટે અધ્યાત્મમાર્ગનું તાત્ત્વિક શ્રવણ–ચિંતન–મનન અને સાથે પળેપળ સ્વનું નિરીક્ષણ એ દોષના નિવારણ અને ગુણના પ્રગટીકરણ માટે એક અદ્ભુત ઉપાય છે.

આત્માના અજ્ઞાનથી અર્થાત્ સ્વ–સ્વરૂપના જ્ઞાન વિના આત્મા મિથ્યાત્વવશ અનંત-દુઃખોથી ઘેરાયેલો રહ્યો. આ મિથ્યાત્વની જડને મૂળમાંથી ઉખેડનાર જિનવચનની શ્રદ્ધા અને તે મુજબનું આજ્ઞા–પાલન સમર્થ ઉપાય છે.

જિનવચનનું શ્રવણ-મનન, પઠન–પાઠન અને અનુપ્રેક્ષા જેમ જેમ વધે તેમ લઘુકર્મી આત્મા ગ્રન્થીભેદ કરી સમ્યગ્દર્શનરૂપ તાત્ત્વિક નિર્મળ પરિણામને પામે છે. જેથી જડ અને ચેતનનો ભેદ સમજાય છે. સમ્યગ્જ્ઞાનના યોગે પાપ–આશ્રવ–બંધ એમ ત્રણે હેય તત્ત્વો પ્રત્યે નિવૃત્તિભાવ, પુણ્ય–સંવર–નિર્જરા–મોક્ષ એમ ચાર ઉપાદેય પ્રત્યે પ્રવૃત્તિભાવ, જીવ–અજીવ એમ બે જ્ઞેય તત્ત્વો પ્રત્યે ઉદાસીનભાવ કેળવાય છે. જેથી આત્મા ઉત્તરોત્તર રાગ–દ્વેષની મંદતા પામે છે. વિવેક ઝળહળતો બને છે. બહારના સંકલ્પો–વિકલ્પો શાંત થતા આવે છે. અંતરાત્મ-દશામાં પ્રવેશ પામતાં 'હું કોણ' અને 'મારું સ્વરૂપ શું' એનું ઊંડું મંથન થતાં હું કોણ? પ્રશ્નનો ઉત્તર મળે છે કે હું એટલે શરીર નહિ! હાથી નહિ! ઘોડો નહિ! ગધેડો નહિ! પશુ નહિ! પંખી નહિ!......આદિ સમસ્ત દૃષ્ટિગોચર થતા પદાર્થો એ હું નહિ! એમ પર વસ્તુઓથી નેતિ....નેતિ કરતાં એ બધાથી જુદો સત્ ચિત્–આનંદઘન સ્વરૂપી, અનંતજ્ઞાનાદિ ચતુષ્ટયમય, કર્મક્ષય થતાં સિદ્ધ–બુદ્ધ નિરંજન નિરાકાર સ્વરૂપને પામનાર ચેતન તે હું છું.

'હું'નું નિશ્ચય-સ્વરૂપ ઉપા૦ શ્રી યશોવિજયજી મહારાજાએ જ્ઞાનસારમાં ફરમાવ્યું છે કે–

શુદ્ધાત્મદ્રવ્યમેવાહં, શુદ્ધજ્ઞાનં ગુણો મમ;
નાન્યોહં ન મમાન્યે ચેત્યદો મોહાસ્ત્રમુલ્બણમ્ ॥

સંપૂર્ણ આત્મશુદ્ધિના અસાધારણ સાધનભૂત સમ્યગ્દર્શન-જ્ઞાન-ચારિત્ર-તપની અખંડ સાધના-ઉપાસનાથી કર્મક્ષય થયા પછી જે શુદ્ધાત્મદ્રવ્ય તે 'હું'! આત્માનું આ જ્ઞાન-જ્યોતિમય સ્ફટિક જેવું નિર્મળ-નિર્વિકાર-નિરંજન-નિરાકાર સ્વરૂપ છે. શુદ્ધ-મોહના વિકાર કે વિકલ્પરહિત અનંતજ્ઞાનાદિ ગુણો અભેદથી મારા-પોતીકા છે. જડનું સ્વરૂપ આત્માથી તદ્દન જુદું છે.

મિથ્યાત્વ અને મોહવશ જીવે પોતાનું સ્વરૂપ ભૂલી જઈ શરીરને પોતાનું સ્વરૂપ માની લીધું. અને પરપદાર્થોને પોતાના માની-સ્વીકારી લીધા. જેના લીધે જીવનમાં વિષયોની આસક્તિ-મમતા વધી, કષાયોનો ઉકળાટ વધ્યો. રાગ-દ્વેષસ્વરૂપ સંક્લેશો વધ્યા. અને આત્મા સુખ-શાંતિ અને સમાધિને ગુમાવી બેઠો. અને ભવમાં ભટકતો રહ્યો. જીવનમાં આ નુકશાન જેવું તેવું નથી!

ગમે તેવી સ્થિતિમાં ચિત્તની સમાધિ રહે તે માટે સંક્લેશનાશક આત્મનિરીક્ષણનો પ્રયોગ અને તેનો અભ્યાસ જીવનમાં સિદ્ધ કરવા જેવો છે. જેથી બીજાના-અન્ય જીવોના દોષો-હલકું જોવા-સાંભળવા-વિચારવા કે બોલવાનું બંધ થઈ જાય! કેમકે જે ખામીઓ-દોષો-અવગુણો-કુટેવો-વ્યસનો બીજાઓમાં દેખાય છે એના કરતાં કેઈગણી ખામીઓ શું પોતાનામાં નથી? જાતતપાસ ચોકખા દિલે કરવામાં આવે તો સ્વના અનેક અવગુણો-નબળાઇઓ-વિકૃતિઓ માલુમ પડશે. જેથી જેમ બીજાના નાના સરખા દોષ ઉપર ઉકળાટ-કચવાટ થાય છે. તેમ જાતના દોષ માટે ભારે નિંદા-ગર્હાનો ભાવ ઊભો થશે, અને એની શુદ્ધિના સાચા ઉપાયોના શોધક બનાશે.

આત્મ-નિરીક્ષણ આત્માર્થી સાધક માટે પરાજયમાંથી વિજય તરફ લઇ જનારુ થશે. દોષદૃષ્ટિ બંધ થઈ જશે.

આ અંગે નીચેના મુદ્દાઓનું મંથનપૂર્વક ચિંતન કરો....અને તમે દોષોમાંથી મુક્ત થવાનો ઉપાય યોજી ગુણના શિખરે પહોંચવાની તમન્ના-ખેવનાવાળા બનો.

હું છું કેવો? અને મારે બનવાનું છે કેવા સ્વરૂપે? રોજ ૫-૧૦ મિનીટ એકાગ્રપણે એના ચિંતનનો અભ્યાસ પાડો અને ધ્યેયને સિદ્ધ કરવા ઉદ્યમશીલ બનો.

હું છું ક્રોધી, મારે બનવાનું છે શાન્ત,
હું છું માની, મારે બનવાનું છે નમ્ર.

શ્રીમદ્ યશોવિજયજી જૈન સંસ્કૃત પાઠશાળા

હું છું માયાવી, મારે બનવાનું છે સરળ,
હું છું લોભી, મારે બનવાનું છે સંતોષી.
હું છું કૃપણ, મારે બનવાનું છે ઉદાર,
હું છું વિલાસી, મારે બનવાનું છે બ્રહ્મચારી.
હું છું રાગી, મારે બનવાનું છે વિરાગી,
હું છું શત્રુ, મારે બનવાનું છે સર્વના મિત્ર.
હું છું અજ્ઞાની, મારે બનવાનું છે જ્ઞાની,
હું છું અસંયમી, મારે બનવાનું છે સંયમી.
હું છું પ્રમાદી, મારે બનવાનું છે અપ્રમત્ત,
હું છું દોષદર્શી, મારે બનવાનું છે ગુણગ્રાહી.
હું છું સંસાર–રસિક, મારે બનવાનું છે મોક્ષરસિક,
હું છું લંપટ, મારે બનવાનું છે અનાસક્ત.
હું છું પાપી, મારે બનવાનું છે નિષ્પાપી,
હું છું નિંદક, મારે બનવાનું છે ગુણ–પ્રશંસક.
હું છું હિંસક, મારે બનવાનું છે દયાળુ,
હું છું આગ્રહી, મારે બનવાનું છે અનાગ્રહી.
હું છું મૂઢ, મારે બનવાનું છે આત્મજ્ઞાની.
હું છું કાયર, મારે બનવાનું છે સાત્વિક.
હું છું કલુષિત, મારે બનવાનું છે શુદ્ધ.

આ રીતે અનેક મુદ્દાથી ચિંતનનો અભ્યાસ વધતા અને ઉચ્ચ આદર્શ તરફ લક્ષ્ય થતાં જીવનનું સાચું પરિવર્તન અચૂક થશે. સ્વના અનેક દોષોને ઓળખ્યા પછી એક એક અઠવાડિયું તે દોષોને દૂર કરવા કડક મને સમજણ કે દંડથી કામ લો, તો દોષો નરમ પડશે અને જીવન હલકું બનશે.



# મેં દીઠી સતત વહેતી ધર્મ-જ્ઞાન-ગંગા !

શાંતિલાલ મગનલાલ સાઠંબાકર

જેમની જીવનજાહ્નવીમાં ઝીલવાનું મળવાથી મેં જીવનની તાજગી અનુભવી, પુરુષાર્થ-પ્રેરણા અને પ્રકાશ પામ્યો તે મારા જીવન શિલ્પી પંડિતવર્ય પ્રભુદાસભાઈ સાથેનો એક પ્રવાસ-પ્રસંગ મને યાદ આવે છે. આબુજી વશિષ્ઠાશ્રમના પાંચસો પગથીયા ઉતર્યા-જતાંજ અમે પાતાળ પ્રવેશ કર્યો ત્યાં એક કુંડમાં આરસના ગૌમુખમાંથી સતત પાણી પડયા કરતું દીઠું, લોકો એને ગૌમુખી ગંગા કહેતા. તેમાં નાહી અમે પ્રવાસનો થાક ઉતાર્યો, પ્રશાંત અને પ્રસન્ન થયા....આશ્રમના વટવૃક્ષને ઓટલે બેસી એમણે મને જીવનઘડતરના અને જીવનગરણાના પ્રચ્છન્ન પ્રવાહોની વાતો કરી. જીવન પ્રવાહ સુકાવો ન જોઈએ તેમજ તેનું સાતત્ય સચવાઈ રહેવું-કેટલું આવશ્યક છે તે સમજાવ્યું.

'એવી જ એક **સતત વહેતી ધર્મ-જ્ઞાન-ગંગા મેં દીઠી મહેસાણામાં !**

લોક જીભને ફાવી ગયેલું એનું નામ છે. "જૈન પાઠશાળા" અને બંધારણીય નામ છે **શ્રી યશોવિજયજી જૈન સંસ્કૃત પાઠશાળા !**

અનેક પ્રચ્છન પ્રવાહોથી અને પ્રયાસોથી સમૃદ્ધ બનેલી આ **ધર્મ-જ્ઞાન-ગંગા** એકયાસી વર્ષથી સતત વહ્યા જ કરે છે.

મહાગુજરાતના અનેક ગામડાઓમાંથી અને શહેરોમાંથી આવેલ અનેક વિદ્યાર્થીઓ સમ્યગ્-જ્ઞાન-ચારિત્રની એ જ્ઞાનગંગામાં સ્નાન કરી શ્રમ વિસરે છે, નિર્મળ થાય છે, અને ધર્મજ્ઞાનથી તથા આચારથી સમૃદ્ધ બને છે.

આ જ્ઞાન-ગંગાજળથી નિર્મળ અને સમૃદ્ધ થયેલાની નામાવલી તો આપને સંસ્થામાંથી મળી શકશે પણ તેમાંના થોડાક કે જેમના જીવન પ્રવાહથી જૈન સંઘ જૈન સમાજ અને કંઈક અંશે રાષ્ટ્ર પણ પ્રેરણા, પ્રકાશ અને પવિત્રતા પામેલ છે, તેઓ છે આચાર્ય શ્રી બુદ્ધિસાગરસૂરીશ્વરજી, સદ્ગુણાનુરાગી સન્મિત્ર મુનિરાજ શ્રી કર્પૂરવિજયજી, આચાર્ય શ્રી મંગળપ્રભસૂરીશ્વરજી આદિ સાધુ ભગવંતો તથા પંડિતવર્ય શ્રી પ્રભુદાસભાઈ અને પંડિતો શ્રી વીરચંદભાઈ પંડિત શ્રી ભગવાનદાસભાઈ, પં. શ્રી હીરાચંદભાઈ અને પંડિત શ્રી બેચરભાઈ, પં. છબીલદાસભાઈ, પં. શિવલાલભાઈ અને પં. ધીરજલાલભાઈ વગેરે

પંડિતો, તેમજ વળી પંડિતવર્ય પ્રભુદાસભાઈ સંચાલિત સર્વતોમુખી જીવન ઘડતર કરતી એ જમાનાની એક અગ્રગણ્ય આદર્શ રાષ્ટ્રીય જૈન વિદ્યાભુવન-પાટણના મારા સહાધ્યાયી મિત્ર પંડિત મફતભાઈ ગાંધી કે જેઓ પોતાનાં અંગત કાર્યોના ભોગે-અંગત કાર્યોને ગૌણ કરીને પણ જૈન સમાજની અનેકવિધ સેવાઓ કરી રહેલ છે. તેઓએ પણ શરૂઆતના ચાર છ માસ આ સંસ્થામાં અભ્યાસ કરેલ.

આ રીતે આ પાઠશાળાએ જૈન સમાજને આપ્યા છે આચારનિષ્ઠ વિદ્વાન આચાર્યો, સદ્ગુણાનુરાગી આત્મસાધક સાધુ મુનિરાજો, વિદ્વાન પંડિતો અને ધર્મવટવૃક્ષની પથરાયેલી વડવાઈઓ જેવી ભારતભરમાં પથરાયેલી અનેક ધાર્મિક પાઠશાળાઓ માટે ધર્મ અધ્યાપકો. તે ઉપરાંત અનેક સાધુ-સાધ્વીઓને સંસ્કૃત–પ્રાકૃતનો અને જૈનધર્મ તથા તત્ત્વજ્ઞાનનો અભ્યાસ કરવાની સુંદર સગવડ આ પાઠશાળાએ કરી આપી છે.

આજની શાળા–કોલેજોમાં વર્ષો સુધી અભ્યાસ કરી ગ્રેજ્યુએટ થઈને સારી આર્થિક કમાણી કરી કુટુંબનિર્વાહ કરતા યુવાનોની સાથે સરખાવી શકાય તેટલી કમાણી કરતા ધર્મ અધ્યાપકો–ધાર્મિક શિક્ષકો તૈયાર કરીને આ પાઠશાળાએ કેટલાંય કુટુંબોને તાર્યાં છે.

એક્યાસી એક્યાસી વર્ષથી સતત વહેતી **ધર્મજ્ઞાન ગંગા** સમી આ પાઠશાળા યુગ યુગ જીવંત રહો! અને હજી **પણ સુંદર આયોજન પૂર્વક** જૈન સમાજની સેવા કરતી રહો! એજ અભિલાષા એજ શુભેચ્છા!



# જીવન શિલ્પી પં. શ્રી પ્રભુદાસભાઈને

શાંતિલાલ મગનલાલ સાઠંબાકર

એક દિવસ પ્રભુ ! તુજ આશ્રમમાં, દ્વિજ થવા હું આવ્યો,
મનની પાટી, દીલ દફતર ધરી ચરણુકમળ હરખાયો. ૧

આશ્રમ ભૂમિ સાફ કરી તેં, જાળાં–ખાવાં પાડી,
સ્વાશ્રયનો શુભ મંત્ર ફુંકી પ્રભુ ! અંતર સૂઝ સૂઝાડી. ૨

ગુરું પગલે પા–પગલી ભરતાં, દિલ–પ્રાંગણુ મેં વાળ્યું,
ધૂપ–દીપ પ્રગટાવી પ્રભુ ! તેં, અંતર મમ અજવાળ્યું. ૩

આશ્રમનાં વાસણુ તેં માંજ્યાં, અભિમાન અમ ભાંગ્યાં,
મનના એંઠા લોટા લોટી, સાફ કરી, દીલ સાંધ્યાં. ૪

સ્વયંપાક પકવતાં શીખવી, ભૂખ અમારી ભાંગી,
દર્શન–જ્ઞાન–આચાર બતાવી, અંતર ભૂખ જગાડી. ૫

મેલાં કપડાં ભેગાં બાફી, એક–બીજાનાં ધોયાં,
તારે પગલે દોષો ધોતાં, ગુણુ જોતાં મન મોહ્યાં. ૬

વારા ફરતી સરસ્વતીમાં, સૌ સૂવે; બે જાગે,
એમ જીવન સરિતામાં સરતાં, વિકાસ સૌએ સાધે. ૭

દીક્ષિત સાથે કુસ્તી કરતાં, વૃક્ષે ચડતાં કીધા,
કષાયને જીતી ગુણુશ્રેણી, ચઢવા મંત્રો દીધા. ૮

ટાંકામાં પ્રભુ ! તરવા નાંખ્યા, હાથ ઝાલી તેં તાર્યા,
ભવ જલ તરવા તરણી આપી, ડુબી જતાં તેં વાર્યા. ૯

છંદ–કાવ્ય ને સંસ્કૃત શીખવ્યું, ઇંગ્લીશ ને ગુજરાતી,
ધર્મશાસ્ત્ર ને કર્મશાસ્ત્રના, ગ્રંથ ભણાવ્યા ભારી. ૧૦

સમાજશાસ્ત્ર ને અર્થશાસ્ત્રના, સિદ્ધાંતો સમજાવ્યા,
માનવ મનનું શાસ્ત્ર ભણાવી, જીવન પંથ ઉજાળ્યા. ૧૧

યૌવન-વનમાં ભૂલા ભમતા, ભવ વનમાં ભટકંતા,
એવા કૈંક યુવાનો તાર્યા, ઉન્માર્ગે સરકંતા. ૧૨

ઉપકારો શું યાદ કરું ? પ્રભુ ! વિસર્યા નહીં વિસરાતા,
ગુરુકૃપાએ પ્રભુ-પ્રસાદી, '**આત્મશાંતિ**' સુખદાતા. ૧૩

( ૨ )

પ્રભુ ! પત્થર કંડારી કોરી, ચેતનતા પ્રગટાવી,
પત્થર જેવા જડ જીવનમાં, માનવતા મ્હેંકાવી. ૧

અજ્ઞાને અટવાતા જગમાં, અંધારા કૈં દીલમાં,
શૂન્ય બનેલા આ જીવનમાં, જ્યોત નવી પ્રગટાવી. ૨

વાત સ્વર્ગની, નર્કનું જીવન, મુખ મીઠું, દીલ ઝેરી,
આગ ચાંપતી આ દુનિયાની, અંતર આગ બુઝાવી. ૩

મંઝીલ મારી દૂર હજી છે, નૈયા છે ભરદરિયે,
સુકાન તેં સંભાળ્યું તેથી, '**શાંતિ**' છે ભવદરિયે. ૪



# સંકલ્પ એક ચિંતન

પૂ. મુનિશ્રી વીરસેનવિજય - વીટા



સંકલ્પે આધ્યાત્મિક દુનિયામાં બહુ જ મહાનતા–મૂલ્યતા પ્રદાન કરી છે. કારણ સંકલ્પ બીજ છે. સંસ્કાર વૃક્ષ છે, સંકલ્પ પ્રાણ છે, સંસ્કાર શરીર છે. સંકલ્પ નેગેટીવ છે, તો સંસ્કાર પોઝેટીવ છે, સંકલ્પ રૉ મટીરીયલ છે તો સંસ્કાર પ્રોડકશન છે.

સંકલ્પ જો શુભ છે, શુદ્ધ છે અને શિવરૂપ છે તો જ સંસ્કાર શુભ અને શિવમય બને છે. આ સંસ્કારો જ સિદ્ધિનું સ્વપ્ન સાકાર કરે છે. અતઃ સંકલ્પ બીજ છે, સંસ્કાર વૃક્ષ છે, અને સિદ્ધિ ફલ છે.

ઇતિહાસપ્રસિદ્ધ અપૂર્વ ઉદાહરણ છે કે છ મહિનાનો નાનો વજ્રબાલ દીક્ષા માટે રડે. દીક્ષાનો આટલો તલસાટ અને દીક્ષાના દૃઢ સંસ્કાર કયાંથી પ્રાપ્ત થયા ?

આ જન્મજાત સંસ્કાર માટેનો શુભ સંકલ્પ કયારે કર્યો ? તેના નિશ્ચય માટે પૂર્વ-ભવને જોવો પડશે ?

ગણધર મહારાજ ગૌતમસ્વામી સ્વલબ્ધિથી અષ્ટાપદ પર્વત પર પધાર્યા, ત્યારે તિર્યગ્–જૃંભકદેવે ગણધર ભગવાનની અમૃતમયી દેશના સાંભળી અને વૈરાગ્યભાવના જાગૃત થઈ. દીક્ષા લેવા સંસારત્યાગનો શુભ સંકલ્પ થયો પણ દેવગતિની પરાધીનતાએ શુભ સંકલ્પ ફલ્યો નહીં. પણ અતિતીવ્ર સંકલ્પ બની રહ્યો. કયારે દેવગતિમાંથી ચ્યવન થાય અને મનુષ્યભવ પ્રાપ્ત થાય.

બસ ભૂતકાલના તિર્યગ્-જૃંભક દેવ
એ જ આજના વજ્ર બાલદીક્ષિત

આજથી તમે શુભ સંકલ્પને મનમાં પેદા કરતા જાવ. હમણાં જ સંકલ્પમાં કેવી ઉર્જા છે, તાકાત છે, શક્તિ છે તેનો તમને ખ્યાલ આવશે. આ બાબતનો એક વિસ્તૃત કિસ્સો વાંચેલો તે જાણવા જેવો હોવાથી રજુ કરું છું.

૧૯૧૦માં જર્મનીની એક ટ્રેનમાં પંદર–સોલ સાલની ઉમ્મરનો એક યુવક બેંચ નીચે છુપાઇ ગયો. કારણ તેની પાસે ટીકીટ ન હતી. ઘરથી ભાગીને આવેલો હતો. પૈસા ન હતા. પછી તો તે બહુ જ પ્રસિદ્ધ આદમી થયો અને હિટલરે એનું માથું કાપી

લાવે તેને બે લાખ માર્કની ઘોષણા કરી, સ્ટાલીન, આઈસ્ટાઈન અને ગાંધીજી સર્વેએ તેને મળીને આનંદનો અનુભવ કર્યો હતો અને પ્રભાવિત બન્યા હતા. તે આદમીનું નામ વુલ્ક મૈ સીંગ, પરંતુ ૧૯૧૦ સુધી કોઈ તેને ઓળખતું ન હતું.

વુલ્ડ મૈ સીંગે પોતાની આત્મકથા લખી છે "એબાઉટ માય સેલ્ફ" રૂસમાં પ્રસિદ્ધ થઈ છે અને તેનું સમર્થન પણ ઘણું જ થયું છે. તે આત્મકથામાં લખે છે કે તે દિવસથી મારું જીવન જ બદલાઈ ગયું. જ્યારે ટ્રેનમાં નીચે ફર્શ પર છુપાઈ ગયો હતો. કારણ મૈ સીંગે જ લખ્યું છે કે તે શબ્દો મને ક્યારે ભૂલાશે નહિ....ટીકીટ ચેકરનું આવવું, બૂટનો અવાજ, મારી શ્વાસની રુકાવટ, પરસેવો છૂટી જવો, ટીકી, ચેકરે પૂછ્યું : "યંગમૈન ચોર ટિકીટ" કાગળનો ટુકડો લીધો. સંકલ્પ કર્યો અને ટીકીટ ચેકરને આપ્યો, પંક્ચર કર્યું, ટીકીટ સમજી વાપસ આપી અને કહ્યું પાગલ! તારી પાસે તો ટીકીટ છે તો પછી બેંચ નીચે પડી રહ્યો છે. આ ઘટનાની પછી તે પાછળના પચાસ વર્ષોમાં એ પૃથ્વીનો મહત્ત્વપૂર્ણ માનવ બન્યો.

મૈ સીંગની પરીક્ષા દુનિયાના મોટા મોટા માણસોએ કરી હતી. સ્ટાલીન પણ તેનાથી પ્રભાવિત બન્યો હતો. તેમણે અનેક પ્રયોગો જોયા હતા તો પણ સંકલ્પની શક્તિનો વિશેષ પરિચય કરવા એક અતિ વિકટ અને સંકટગ્રસ્ત પ્રસંગ ઉપસ્થિત કર્યો.

સ્ટાલીને કહ્યું. " કાલ રાત્રે ૧૨ વાગે બરાબર હું જે કમરામાં નિદ્રા લઉં છું તે કમરામાં અનુમતિ પત્ર વિના હાજર થાઓ. "

વાસ્તવમાં એ વાત સર્વાધિક કઠીન વાત હતી. કારણ સ્ટાલીન જેટલા ગહન પહેરામાં રહેતો હતો એટલો કોઇ રહી શકે નહીં. કોઈને પણ ખબર ન હતી કે સ્ટાલીન ક્રેમલીનના કયા કમરામાં હશે? રોજ કમરો બદલતો રહેતો હતો જેથી કોઇ બોમ્બ નાખી ન શકે, કોઇ હુમલો ન કરી શકે, કોઇ હત્યા ન કરી શકે, સિપાઈઓની પહેલી કતાર જાણતી હતી કે પાંચ નંબરના રૂમમાં છે, બીજી કતાર જાણતી હતી છ નંબરના કમરામાં છે. ત્રીજા નંબરની કતાર જાણતી હતી આઠ નંબરની રૂમમાં હશે! પોતાના સિપાઈઓથી પણ સ્ટાલીનને બચવાની જરૂર હતી. અરે પોતાની પત્નીને પણ માહિતી ન હતી કે સ્ટાલીન કયા કમરામાં છે? રાતના બાર વાગ્યા. પહેરેદારો પહેરો ભરવા લાગ્યા. તો ય ૧૨ વાગે સ્ટાલીનની સામે જઈ મૈ સીંગ ઉભો રહ્યો. સ્ટાલીન પણ કંપિત થઇ આશ્ચર્યચકિત બની ગયો.

આવું અસંભવિત કામ તેં કઇ રીતે કર્યું. સ્ટાલીને પૂછ્યું મેં ચીંગે કહ્યું. મેં કંઇ જ કામ નથી કર્યું. એક જ સંકલ્પ કર્યો કે દરવાજા ઉપર આવીને આઈ. એમ. બૈરિયા જે રસીયાના પોલીસમાં મહાન અને મહત્ત્વનો ગણાતો હતો. સ્ટાલીન પછીનો બીજા નંબરનો તાકાતવાન હતો. આ સંકલ્પના પરિણામે પહેરેદારો સૈનિકો મને નમસ્કાર કરવા લાગ્યા અને હું અંદર તમારી પાસે આવી ગયો. સ્ટાલીને ફક્ત તેને જ એક આજ્ઞા આપી કે તે રૂસમાં મુક્ત રીતે હરી ફરી શકે છે. કારણ તે પ્રામાણિક છે. આધુનિક દુનિયામાં વૈજ્ઞાનિકો તથા માનસશાસ્ત્રીઓએ પણ સંકલ્પને અપૂર્વ અમૂલ્ય શક્તિ કહી છે.

એક ચિંતકે સાધનાચતુષ્ટયી પર બહુ જ સુંદર વિવેચન લખ્યું છે. પણ તે વિવેચના લેખગૌરવના ભયથી નથી લખતો. પણ સિર્ફ નામ નિર્દેશ કરું છું. તેમાં બીજો નંબર સંકલ્પનો લખેલો છે.

ડ્રીમ ( Dreem )સ્વપ્ન આદર્શ નક્કી કરો.

ડીટરમીનેશન (Ditermination) સંકલ્પ રચો. વીરતા નહીં પણ વીલપાવર, ઇચ્છા નહીં ઇચ્છાશક્તિ જોઇએ. ડેડીકેશન (Dedication) સમર્પિત થઇજાવ. ડેસ્ટીનેશન (Destination) સિદ્ધિ મળશે જ. લક્ષ્ય–સાધ્યમાં સંકલ્પનું પણ અપૂર્વ બલ છે.

માટે આજથી તમે મનમાં શુભ સંકલ્પ ધારણ કરો !

"તન્મે મનઃ શિવસંકલ્પમસ્તુ" ✠



## જૈન દવાખાનું

શ્રી જૈન શ્રેયસ્કર મંડળ પાલીતાણામાં યાત્રાળુઓની અને પૂ. સાધુ–સાધ્વીઓની ભકિત–વૈયાવચ્ચના હેતુઓ માટે નિર્દોષ દવાઓ બનાવવા તેમજ આવશ્યકતા મુજબ આપવા એક સારા વૈદ્યને રોકવામાં આવે છે.

અને દવાઓની સગવડો વિના મૂલ્યે અપાય છે. દવાઓનો મોટો ભાગ દેશી જ વપરાય છે. પરદેશી દવા પવિત્રતાની ખાત્રીવાળી વપરાય છે.

વૈયાવચ્ચના પ્રધાન અંગને અમો ખાસ આવકારીએ છીએ.

# જૈન ધર્મ સમજવા માટે સંસ્કૃત ભાષાની અગત્યતા

પંડિત શિવલાલ નેમચંદ શાહ – પાટણ



જૈન ધર્મનાં બે અંગ છે, જ્ઞાન અને ક્રિયા, જ્ઞાન માટે–પીસ્તાલીશ આગમો–દ્વાદશાંગી ચૌદ પૂર્વ વિગેરે અને તેની પછી રચાયેલા મહાન્ ગ્રન્થો પૈકી તત્ત્વાર્થસૂત્ર સન્મતિતર્ક વિગેરે પ્રકરણ ગ્રન્થો છે અને દરેક વિષયના પણ જુદા જુદા ઘણા પ્રકરણ ગ્રન્થો છે. ક્રિયા–વિવિધ પ્રકારની અનેક ક્રિયાઓ છે, અનેક પ્રકારનાં અનુષ્ઠાનો પણ ક્રિયાઓમાં જ સમાવેશ પામે છે. આ બધી ક્રિયાઓ, અનુષ્ઠાનો અને આચારો પણ જ્ઞાનને પ્રગટ કરવા માટેનાં જ સાધનો છે.

વિહિત ક્રિયાઓ–અનુષ્ઠાનો અનેક પ્રકારનાં છે નમસ્કાર મહામંત્રનું સ્મરણ, ચૈત્યવંદન, પ્રભુદર્શન, ગુરુવંદન, પૌષધ, પ્રતિક્રમણ, સામાયિક, વ્રતો–ચારિત્રગ્રહણ, વ્યાખ્યાનશ્રવણ, પચ્ચકખાણ આદિ અનેક પ્રકારનાં વિધિપૂર્વકનાં તપો, અષ્ટાહ્નિક મહોત્સવો, પૂજાઓ, પૂજનો, શાન્તિસ્નાત્ર, સ્નાત્રપૂજા, પ્રભુની અંગપૂજા, અગ્રપૂજા, અષ્ટપ્રકારી પૂજા, અંગરચના, ઉજમણાં, ઉપધાન, યોગોદ્વહન, આચાર્યપદ વિગેરે પદપ્રદાનો, પ્રતિષ્ઠા, અંજનશલાકા, ચૈત્યનિર્માણ, પ્રતિમા ભરાવવી, ગ્રન્થો–લખવા લખાવવા, છપાવવા, નવા રચવા, ભણવા, ભણાવવા, સંઘ કાઢવા માળારોપણ વિગેરે છે.

જૈન શાસનની પ્રત્યેક ક્રિયા અને તેની વિધિઓ–વિધાનો સંસ્કૃત–પ્રાકૃત ભાષામય અને એમ કહીએ તો પણ ચાલે કે, જેમ લોકશાસન અત્યારે અંગ્રેજી કે હિન્દી ભાષામાં ચાલે છે તેમ જૈન શાસન સંસ્કૃત કે પ્રાકૃત ભાષામાં ચાલે છે, પ્રત્યેક ક્રિયાનાં સૂત્રો સંસ્કૃત કે પ્રાકૃત ભાષામાં છે. જેમ જ્ઞાનના ગ્રન્થો દ્વાદશાંગી, ચૌદપૂર્વો, તત્ત્વાર્થસૂત્ર, સન્મતિ તર્ક પ્રતિક્રમણસૂત્રો, વિગેરે સંસ્કૃત કે પ્રાકૃત ભાષામાં છે તેમ ક્રિયાઓ અને એનાં વિધિ–વિધાનો પણ સંસ્કૃત કે પ્રાકૃત ભાષામય છે.

લોકશાસન અર્થ અને કામ પ્રધાન છે જ્યારે જૈનશાસન ધર્મ અને મોક્ષ પ્રધાન છે. લોકશાસનમાં જીવનાર અર્થ અને કામ માટે તે તે ભાષાઓ હિન્દી અંગ્રેજી વિગેરે



શીખે છે અને શીખવે છે, તેમ જૈન-શાસનમાં જીવનારે ધર્મ અને મોક્ષ માટે જૈન-શાસનની વહીવટી ભાષા સંસ્કૃત અને પ્રાકૃત શીખવી-શીખવવી જોઈએ.

પ્રત્યેક ક્રિયાઓ અને તેની વિધિઓ તથા વિધાનો કરવામાં આવે છે. કરનાર કરે છે અને કરાવે છે. પણ એ ક્રિયાનાં સૂત્રો વિધિના આદેશ, સૂત્રો વિગેરે તો, સંસ્કૃત પ્રાકૃત ભાષામય છે, તો તેને સમજવા કે શુદ્ધ ઉચ્ચારથી બોલવા તે તે ભાષાજ્ઞાનની અત્યંત આવશ્યક્તા છે.

સંસ્કૃત-પ્રાકૃત ભાષાનું જ્ઞાન એ માટે પણ અગત્યનું છે કે ધર્મના ગ્રન્થો અને ધાર્મિક ક્રિયાની વિધિઓ અશુદ્ધિના માર્ગે ન ચાલી જાય, એટલે કે તેમાં પ્રવેશતી અશુદ્ધિ રોકવા માટે તે ભાષાઓના જ્ઞાનની અત્યંત આવશ્યકતા છે.

પ્રતિક્રમણ ભણાવનાર કે કરનાર, શાન્તિસ્નાત્ર ભણાવનાર કે કરનાર, એવી રીતે દરેક અનુષ્ઠાનો કરનાર-કરાવનાર, સંસ્કૃત કે પ્રાકૃત ભાષાનું જ્ઞાન ન ધરાવતો હોય, તો તેના મૂળ આશયને-મર્મને તે સમજી શકતો નથી. એટલે કે આ સૂત્ર, આ શ્લોક, આ આદેશ, શું કહેવા માગે છે? કયા આશયથી? કયા ભાવથી? આ ક્રિયાઓ કરવાની છે, તેનું જ્ઞાન દૂર રહે છે, એટલે કે સંસ્કૃત-પ્રાકૃત ભાષાના અનભિજ્ઞ-નહિં જાણનારા દ્વારા થતી તે તે ક્રિયાઓ-વિધિઓ ક્રિયારૂપે રહે છે જ્ઞાન રૂપે થતી નથી. એટલે દરેક ક્રિયાઓ અને વિધિઓને જ્ઞાન સ્વરૂપે બનાવવા સંસ્કૃત અને પ્રાકૃત ભાષાજ્ઞાનની આવશ્યક જરૂર છે. છ આવશ્યકો જેમ આવશ્યક છે-અવશ્ય કરવાનાં છે, તેમ તેના સૂત્રોની ભાષા સંસ્કૃત કે પ્રાકૃત પણ આવશ્યક છે-અવશ્ય શીખવાની છે. સંસ્કૃત-પ્રાકૃત ભાષાને સમજનાર વર્ગ તે તે સૂત્રો શ્લોકો વિગેરે વિશિષ્ટ ઉચ્ચાર પૂર્વક બોલી શકશે. અન્યથા તેના ઉચ્ચારોમાં પણ મંદતા અને અશુદ્ધિઓની સંભાવના છે. પ્રત્યેક જૈને આ ભાષાઓ ઓછા-વત્તા પ્રમાણમાં શીખવી જોઈએ.

જૈન ધર્મના ગ્રન્થો વિપુલ પ્રમાણમાં છે, વિપુલ પ્રમાણમાં લખાયેલા ભંડારોમાં છે. તેને ઉકેલવા માટે સંસ્કૃત લિપિઓ શીખવાની પણ તેટલી જરૂર છે, પણ તેના મૂળભૂત સંસ્કૃત પ્રાકૃત ભાષાજ્ઞાનની આવશ્યક્તા તો અનેક ગુણી છે. તે તે ભાષાના જ્ઞાન વિના પાઠો મેળવવા-શુદ્ધ તારવવા મુશ્કેલ છે અને શુદ્ધ સંશોધન પૂર્વકનું છપાવવું મુશ્કેલ છે.

આમ, સંસ્કૃત પ્રાકૃત ભાષાના જ્ઞાન વિના, જૈન ધર્મના ગ્રન્થોનું જ્ઞાન મેળવવું અને તેનું શુદ્ધ સ્વરૂપે રક્ષણ કરવું, તેમજ ક્રિયા અને વિધિઓનું પણ જ્ઞાન મેળવવું

અને રક્ષણુ કરવું અશકયપ્રાય છે. એટલે કે જો તે તે ભાષાનું જ્ઞાન ન હોય તો જ્ઞાન અને ક્રિયા એ બન્નેમાં પ્રવેશતી અશુદ્ધિઓ અને એ બન્નેના ગ્રન્થોમાં છપાતી અશુદ્ધિઓ વધતી જાય પણ ઓછી ન થાય, એટલે તે તે ભાષાના જ્ઞાન દ્વારા વિના તેનું રક્ષણ થઈ શકતું નથી, જે જૈનશાસનનો અમૂલ્ય વારસો છે. જેના આત્માને શુદ્ધ કરવાનોછે, કર્મથી મુક્ત કરવાનો છે, મોક્ષ મેળવવો છે, તે સાધન પણ તેટલું જ શુદ્ધ હોવું જોઈએ–શુદ્ધ રાખવું જોઈએ, તેની શુદ્ધિનું રક્ષણુ કરવું જોઈએ.

આ માટે–આ ઉદ્દેશથી શ્રી ચતુર્વિધ સંઘમાં સંસ્કૃત–પ્રાકૃત ભાષાજ્ઞાનની અગત્યતા મૂળથી–પાયામાં જરૂરી છે, એટલે કે તેનું પઠન–પાઠન મૂળમાં પાયામાં હોવું જોઈએ અને સંકૃત પ્રાકૃતભાષા સારી રીતે જાણુનારો વર્ગ તૈયાર થવો જોઈએ. સંસ્કૃત–પ્રાકૃત ભાષાને સારી રીતે જાણુનાર તેની મૌલિક પરિભાષામાં તેને જાણુનાર શ્રમણુ વર્ગ આપણો જ્ઞાન વારસાને શુદ્ધ સ્વરૂપમાં રાખી–ટકાવી શકશે અને એવી રીતે શ્રાવક વર્ગ પણુ, સંસ્કૃત–પ્રાકૃત ભાષાને જાણુનાર હોય તો તેમના દ્વારા થતાં સંશોધનો–પ્રકાશનો ગ્રન્થોનું પઠન–પાઠન વિધિ–વિધાનો ક્રિયાનુષ્ઠાનો મૂળ સ્વરૂપમાં ટકી રહે અને મૂળ ઉદ્દેશને સ્પર્શી શકે, એટલે સંસ્કૃત પ્રાકૃત ભાષાજ્ઞાનને ધરાવનાર વર્ગ શાસનના જ્ઞાન અને ક્રિયા વારસાને તેના મૂળ સ્વરૂપમાં અને મૂળ ઉદ્દેશમાં સમજવા અને ટકાવી રાખવા માટે ઘણો જરૂરી છે અને તે માટે સંસ્કૃત–પ્રાકૃત ભાષા જ્ઞાનની અગત્યની જરૂર છે, સંસ્કૃત દ્વારા પ્રાકૃત શીખી શકાય છે માટે સંસ્કૃતની અગત્યતા પ્રથમ છે.

# માતૃસંસ્થાનું ઋણ

સોમચંદ ડી. શાહ – પાલીતાણા



અમારી માતૃસંસ્થા શ્રીમદ્ યશોવિજયજી જૈન સંસ્કૃત પાઠશાળાને ૮૧ વર્ષ પૂરાં થતાં હોઈ મહેસાણાના આંગણે સંસ્થાના અમૃત મહોત્સવનો શુભ પ્રસંગ ઉજવાઈ રહ્યો છે. એથી અમારા હૃદયમાં અતિ ઉત્સાહ, આનંદ અને હર્ષની ઉર્મીઓ ઉછળી રહી છે.

અમારી જન્મદાત્રી માતાએ તો અમને જન્મ આપ્યો છે પણ આ માતૃસંસ્થાએ તો અમને જીવન જીવવાની કળા આપી છે. ધર્મશ્રદ્ધા, સંસ્કારો અને સમ્યગ્જ્ઞાનનું પાન કરાવ્યું છે. એટલે આ સંસ્થાનો ઉપકાર અમે જીવનભર ભૂલી શકીએ તેમ નથી. આ સંસ્થાના અમે ઘણા ઋણી છીએ.

૮૧ વર્ષની લાંબી મજલ કાપવા છતાં અને તે દરમ્યાન વાતાવરણમાં અનેક પલ્ટાઓ આવ્યા છતાં આ સંસ્થા આજે પણ તેના ઉદ્દેશ, બંધારણ અને સમ્યગ્જ્ઞાનના પ્રચારમાં લાગી રહી છે, તે તેનું મહત્ત્વ અને ગૌરવ છે.

આ સંસ્થા હજારો વિદ્યાર્થીઓની માતૃસંસ્થા છે. પણ મારા જીવનને મહદ્અંશે એણે ઉગાર્યું છે, એટલું જ નહિ પણ મારા જીવનમાં સંસ્કાર, સદાચાર, ધર્મશ્રદ્ધા, સદ્ભાવના, આર્યસંસ્કૃતિ પ્રતિ પ્રેમ વગેરેના જે કાંઈ અંશો હોય તે સંસ્થાને આભારી છે.

મારી ૧૫ વર્ષની ઉંમરે હું પાઠશાળાના પગથીએ ચઢયો તે વખતે મારું જીવન શુષ્ક હતું, અણઘડ હતું, ધર્મસંસ્કારો અને સમ્યગ્જ્ઞાનથી વંચિત હતું. પણ માતૃસંસ્થાના સહારાથી જ જીવન નવપલ્લવિત બન્યું છે. એટલે આ માતૃસંસ્થાના ઋણથી મુકત થવા પ્રયત્ન કરું છું.

આજ લગી સંસ્થાના ટ્રસ્ટીઓ, કાર્યવાહકો, સંચાલકો, શુભેચ્છકો, પંડિતો, અધ્યાપકો વગેરે જે મળ્યા છે તે પણ તેના ઉદ્દેશની પૂર્તિ કરનારા રહ્યા છે. આ પણ ઓછા આનંદની વાત નથી. સૌએ સંસ્થાના વિકાસમાં શકય ફાળો આપ્યો છે.

આ સંસ્થામાં પ્રવેશ મેળવ્યા પછી કોઈ શિક્ષક બન્યા, કોઈ પંડિત બન્યા, કોઈ પરીક્ષક બન્યા, કોઇ લેખક કે વકતા બન્યા, કોઈ સંચાલક બન્યા, કોઈ વેપારી પણ બન્યા.



પણ ધર્મવીર વેણીચંદ દાદાની સંસ્થાના સંસ્કાર પામ્યા પછી તેનું જીવન ધર્મશ્રદ્ધાથી વાસિત બનેલ જણાય છે.

આજના માતા-પિતા કે વાલીઓ પોતાના બાળકોને વ્યાવહારિક શિક્ષણ આપવા પ્રતિ વધુ ઝોક આપે છે પણ તેનું પરિણામ શું ? તે અંગે લખવાની જરૂર નથી, પણ ધાર્મિક શિક્ષણ વિનાનું જીવન સ્વ-પર માટે બીન ઉપયોગી રહેશે. માટે બાળકોને વ્યાવહારિક શિક્ષણ આપ્યા બાદ પણ બે-પાંચ વર્ષ આવી સંસ્થામાં દાખલ કરવાનું રાખે અને ધાર્મિક જ્ઞાન વગેરે અપાવે તો એથી તેનું જીવન સંસ્કારી-સદાચારી બની રહેશે. સમય મળે તેનો ઉપયોગ પણ કરતો રહેશે.

ધાર્મિક શિક્ષણ લીધા પછી ભલે સંયમી કે અધ્યાપક ન બની શકે, પણ સંસ્કારનો વારસો જાળવવાની ખેવના જરૂર તેને રહેશે. સંસ્થાના વાતાવરણથી વાસિત બન્યા પછી ગમે તે ક્ષેત્રમાં તે વ્યક્તિ ગઈ હશે તો પણ સંસ્થાના ઉપકારને ભૂલશે નહિ અને મળેલા શિક્ષણ અને સંસ્કારનો ઉપયોગ કરતો રહેશે અથવા તો કરવાની ભાવના રાખશે.

સમ્યગ્દર્શન, જ્ઞાન અને ચારિત્રના પ્રચારને વેગ આપતી ભારતભરમાં પ્રાયઃ આ એક જ સંસ્થા છે. આ સંસ્થાને ચતુર્વિધ સંઘ સાથ-સહકાર આપી વિશેષ વિકાસના માર્ગે લઈ જવા પ્રયત્નો કરે એ જ શુભેચ્છા !

આ સંસ્થાના ઉપકારના ઋણ નીચે ઘણા આવ્યા છે, આવે છે અને આવશે. સૌ કોઈ આ સંસ્થાના ઋણને ન ભૂલે અને સમય-સંજોગો અને શકિત પ્રાપ્ત થયે માતૃસંસ્થાના ઋણને ચૂકવવાની ભાવના રાખે.

ધન્ય હો ધર્મવીર શ્રી વેણીચંદભાઈને ! ધન્ય હો માતૃસંસ્થાને ! ધન્ય હો તેના કર્તવ્યનિષ્ઠ કાર્યકરોને !



# સમ્યગ્જ્ઞાન અને પાઠશાળાઓ

પૂ. મુનિરાજ શ્રી ભુવનચંદ્રવિજયજી મ.

**જ્ઞાન એટલે અમૃત, જ્ઞાન એટલે પરમ સત્ય, જ્ઞાન એટલે જીવન જીવવાની કળા, જ્ઞાન એટલે પરમ શાંતિ.** આવા સુંદર ફળોની પ્રાપ્તિ જ્ઞાન વિના થાય જ નહિ, છતાં જ્ઞાનને પણ 'સમ્યગ્' શબ્દથી શા માટે વિભૂષિત કરવું પડે છે?

જડ અને ચેતનનું ભાન કરાવે સમ્યગ્ જ્ઞાન. આ ભેદજ્ઞાન વિના ભાન અને સાન જાગૃત બને નહિ. મોહ એટલે મહા–અજ્ઞાન, મિથ્યાત્વનો આશ્રય એટલે મોહ, ખોટાપણાનો પક્ષ એટલે મોહ. મોહ આત્માને મુંઝવે. સત્યને અસત્ય મનાવે. અસત્યને સત્ય મનાવે. 'હું આત્મા છું. શરીર નહિ.' એવું એ ભાન ન થવા દે. મનગમતી વસ્તુ પર રાગ જન્માવે. અણગમતી વસ્તુ ઉપર દ્વેષ પેદા કરે. ગમતી વસ્તુને નુકશાન કરે તે આત્મા પર પણ દ્વેષ કરાવે.

એટલે રાગ અને દ્વેષ મોહ મહા–અજ્ઞાનની પેદાશ છે. આ ત્રણેનો ખાત્મો બોલાવવા માટે 'સમ્યગ્ જ્ઞાન જ' દીલદાર છે. સૂર્ય ઊગે તો અંધકાર ટકે? માટે જ મોહને મારે એ જ સમ્યગ્ જ્ઞાન.

**આવા સ્વરૂપવાળા સુંદર સમ્યગ્ જ્ઞાનના જયાં પાઠ ભણાતા હોય, ભણાવાતા હોય તે કહેવાય પાઠશાળા.** આવી પાઠશાળાઓ છે તો ઘણી. પણ મોટે ભાગે માંદલી અને દોદરી. એના કારણોમાં નથી ઉતરવું. બે ચાર પાઠશાળાઓ તેજસ્વી પણ છે. **પણ ભારતવર્ષમાં શ્રી યશોવિજયજી જૈન સંસ્કૃત પાઠશાળા મૂર્ધન્ય સ્થાને છે.** શાસનના પવિત્ર અંશોને અંશતઃ પણ સાચવી રાખનાર આ એક શાસનસંસ્થા છે. સૈદ્ધાંતિક કેટલાક તત્ત્વોને સાચવવા સંસ્થા પ્રયત્નશીલ બની રહે છે. તેથી જ તે આટલા લાંબા ટાઈમ સુધી યશસ્વી રીતે ટકી શકી છે. ક્ષતિઓ જરૂર હશે. પણ જમાનાની ઝેરી હવાનો પાસ પ્રાયઃ નથી લાગ્યો. એ જ એના ભૂતપૂર્વ મેનેજર **સાક્ષરવર્ય સૂક્ષ્મશાસનચિંતક શ્રી પ્રભુદાસભાઈ બેચરદાસભાઈની સૌરભ છે.**

કાળની આંધીને લીધે કહો કે મિથ્યાત્વના મહાપ્રસારે કહો, વચ્ચેના કાળમાં શાસનનું મૂળ જ કરમાવા માંડ્યું. ત્યાં 'સમ્યગ્ જ્ઞાન'નો પ્રસાર સંભવે જ ક્યાંથી? ભગવંતે ભાખેલી

શાસનની સુંદર ક્રિયાઓ મોટે ભાગે સંસારલક્ષી બની ગઇ. આત્મકલ્યાણનો હેતુ તો શોધ્યો જડે નહિ. પરિસ્થિતિ મહાવિષમ થઈ પડી.

પણ ઓગણીસમી સદીમાં, પૂ. **મૂળચંદજી મ.** પૂ. **વૃદ્ધિચંદ્રજી મ.** પૂ. **નીતિવિજયજી દાદા** અને પૂ. **આત્મારામજી મ.** આદિ પ્રખર મહાત્માઓએ ભારતવર્ષના એક એક પ્રદેશને આવરી લઈ પૂરપાટ પ્રયત્ન, સદ્ધર્મની અને સમ્યગ્જ્ઞાનની પુનઃ જાગૃતિ માટે આદર્યો. અને એનાં મીઠાં–મધુરાં ફળ આજે શ્રી ચતુર્વિધ સંઘ સુભગ રીતે આસ્વાદી રહ્યો છે.

અને તે મહાપુરુષના પગલે ચાલી વિશિષ્ટ, પ્રજ્ઞાના ધણી, ખૂબ જ અલ્પસંખ્ય સમર્થ શાસન સંરક્ષક પૂ. આચાર્યદેવો આદિએ, મહા–અજ્ઞાનરૂપ કેળવણીની આંધીથી અને પરદેશીઓએ પાથરેલી છૂપી સુરંગોથી જૈનશાસનનું અને ભારતની ભવ્ય સંસ્કૃતિનું સંરક્ષણ આજે પણ જારી રાખ્યું છે.

તે જ પ્રમાણે આવા કપરાકાળ દરમ્યાન, સુશ્રદ્ધાન્વિત, ક્રિયારત **શ્રાદ્ધરત્ન વેણીચંદભાઈએ** સભર આત્મકલ્યાણના શુભ હેતુથી '**શ્રી યશોવિજયજી જૈન સંસ્કૃત પાઠશાળા**'નો પાયો નાખ્યો અને તેની એક સુરમ્ય શાખા પાલીતાણામાં પણ ઉદ્ભવી. તેમજ અન્ય સ્થળોએ પાઠશાળાઓની સ્થાપના અને પ્રોત્સાહન શરૂ થયાં.

શુદ્ધ આચાર પાલક–પંચમહાવ્રતધારી પૂ. સાધુ મહાત્માઓ પાસેથી 'વિધિપૂર્વક સૂત્રાર્થગ્રહણ અને પાઠશાળાઓ દ્વારા પ્રાપ્ત થતા સૂત્રાર્થનું જ્ઞાન, એ એક અલગ અને સૂક્ષ્મ વિષય હોઈ, તેને બાજુએ રાખીએ. પરંતુ આ વિશિષ્ટ પાઠશાળાએ કે સંસ્થાએ 'સમ્યગ્જ્ઞાન'નો શુભ હેતુ સાચવવા અત્યાર સુધી તો કાળજીભર્યો પ્રયાસ સેવ્યો છે. વચ્ચે વચ્ચે સુધારાનો પવન ટ્રસ્ટીગણ કે કાર્યવાહકોને સ્પર્શી ગયો હશે, પણ વિવેકી આત્માઓએ વિચારવિનિમય દ્વારા વેગને રોકી રાખ્યો, એ ખરેખર અનુમોદનીય છે.

આ સંસ્થા શાસનગત તારક પ્રણાલિકાને અંશતઃ પણ સાચવી શકી છે એના પુરાવા રૂપે એની કાર્યવાહીના આંકડા જ બસ થઈ પડશે :—

૧. અત્યાર સુધીમાં લગભગ ૧૪૦૦ મુનિ મહાત્માઓ અને સાધ્વીગણે કરેલો સુંદર અભ્યાસ અને સ્વાધ્યાય, ૧૭૦૦ વિદ્યાર્થીઓએ પ્રાપ્ત કરેલ જ્ઞાન.

૨. શતાધિક મહાનુભાવ આત્માઓએ સ્વીકારેલ ઉજ્જવળ સંયમનો શ્રેષ્ઠ માર્ગ એમાંથી

કોઈક આચાર્ય–પન્યાસાદિ પદપ્રાપ્તિ સહ 'સમ્યગ્જ્ઞાનનું' શુદ્ધ પ્રદાન કરતા 'ખડભાગી' પણ ખરા.

૩. છસો જેવા ધાર્મિક શિક્ષકો, પંડિતો, પરીક્ષકો, પ્રભુ માર્ગના પ્રચારકો, એ પણ સંસ્થાની અનુમોદનીય દેનગી છે.

૪. ચારસો જેવી પાઠશાળાઓને પરીક્ષા–પ્રોત્સાહન દ્વારા જાગૃત રાખવાની કોશિષ.

૫. પાલીતાણા શાખા દ્વારા, પરમ પવિત્ર તીર્થાધિરાજની વરખ–પુષ્પ–દશાંગ–ધૂપાદિ દ્વારા નિર્મળ ભક્તિ. શ્રી ચતુર્વિધ સંઘમાં જ્ઞાનનો પંડિત દ્વારા પ્રચાર અને ઔષધાદિ પ્રદાન દ્વારા સુસેવા.

આ આદિ અનેક રીતે શ્રાદ્ધરત્ન વેણીચંદભાઈની હૈયાગત શુભ ભાવનાને, શ્રી શ્રમણ સંસ્થાની સુસુંદર પ્રેરણા પામીને, સંસ્થાએ સાકાર વેગ આપ્યો છે અને આપી રહી છે. તે જ પ્રમાણે ભવિષ્યમાં પણ પૂર્ણ પ્રયાસમાં રહે એમ કોણ ન ઇચ્છે?

એક 'રેડ સીગ્નલ' ધરવો જ રહ્યો. કાળ મહાવિષમ છે. પરમાત્મા પરમ પ્રભુ ભગવંત મહાવીરદેવના શુદ્ધ ઉપદેશને, શુદ્ધ સિદ્ધાંતોને સુવિહિત શ્રમણગણ પાસેથી સમજી, હૈયે બરાબર શ્રદ્ધાપૂર્વક જચાવી, તદનુસાર વહીવટી ગતિ વેગ પકડશે તો જ સંસ્થાનું ધ્યેય પાર પડશે. પછી સંસ્થાને આર્થિક વિટંબના અનુભવવી પડશે નહિ. આ એક જ સંસ્થા છે જે અંશતઃ પણ શક્ય સંજોગો પ્રમાણે સારાએ ભારતવર્ષમાં 'સમ્યગ્ જ્ઞાન' નો થોડો પણ પ્રચાર અને પ્રસાર, યથાયોગ્ય વિધિયુક્ત કરી શકે.

જરૂર શ્રી શ્રમણસંસ્થા એ મૌલિક છે અને મૂર્ધન્ય સ્થળે છે. પણ તેને સહાયક, આજ્ઞાનુસારી આ સંસ્થાનું પણ એક આગવું, નિર્ભેળ સ્થાન ટકાવવું જરૂરી છે.

નગરના મુખ્ય ભવ્ય મંદિર સહિત અનેક વીતરાગ મંદિરોથી દેદીપ્યમાન આ ભૂમિપર શ્રી સીમંધરસ્વામીના મહાપ્રાસાદથી ભૂમિ વિશેષ સ્વર્ગીય બની છે. અને તે ભૂમિ પરની આ 'પાઠશાળા, શુદ્ધ શાશ્વત્ પાઠોનું પ્રદાન કરી, મહાશાસનની વિશ્વકલ્યાણકર કીર્તિને દિગંતમાં ગાજતી રાખે એ અમારી શાસનદેવને સુપ્રાર્થના છે.

સહુ શાશ્વત્ અરિહંત પરમાત્માના શુદ્ધાતિશુદ્ધ અનાદિકાલીન સદ્ધર્મને પામો, હૈયામાં સ્થિર બનાવો, અને યથાશક્તિ અમલમાં મૂકી વિધિપૂર્વકની આજ્ઞા–આરાધનામાં મસ્ત બની, માનવભવને સફળ કરી, સદ્ગતિના ભાજન બની, પરંપરાએ અક્ષય અવ્યાબાધ સાદિ અનંત મુક્તિના સુખને પામો. એ જ એકની એક અને સદાની અભિલાષા.

❋

# श्री बेंगलोर नगर (कर्णाटक) में दर्शनीय भव्य जिन प्रासाद

(१) श्री आदिनाथ जैन श्वेताम्बर मंदिर (चिकपेट)
(२) श्री संभवनाथ जैन श्वे. मंदिर (दादावाडी) विश्वेशरपुरम्
(३) श्री महावीर स्वामी जैन श्वे. मंदिर चिकपेट
(४) श्री वर्धमान चतुर्मुख जिनप्रासाद जयनगर
(५) श्री पार्श्ववल्लभ जिन प्रासाद गांधीनगर
(६) श्री मुनिसुव्रत स्वामी जैन मंदिर केन्टोन्मेन्ट एवं गृह मंदिर करीब नव है।

पाठशालाएँ

| | | |
|---|---|---|
| (१) | श्री विजयलब्धिसूरि जैन धार्मिक पाठशाला चिकपेट | संख्या १०२५ |
| (२) | शेठ ताराचंद गांडालाल जैन श्वे. मू. पू. पाठशाला चिकपेट | १५० |
| (३) | मेघा खींअशी ठाकरशी जैन पाठशाला, गांधीनगर | १५० |
| (४) | श्री मुनिसुव्रत स्वामि जैन धार्मिक पाठशाला केन्टोन्मेंट | ७५ |
| (५) | श्री संभवनाथ जैन श्वे. पाठशाला यलगुडपालियम् | ३० |
| (६) | श्री संभवनाथ जैन श्वे. पाठशाला विश्वेशरपुरम् | ५० |

## बेंगलोर नगरमें
## श्री आदिनाथ जैन श्वेताम्बर संघ (चिकपेट) के अन्तर्गत
## सुचारुरूपसे चलती हुई संस्थाओंकी नोंध

(१) श्री आदिनाथ जैन श्वेताम्बर मंदिर चिकपेट
(२) श्री संभवनाथ जैन श्वेताम्बर मंदिर (दादावाडी) विश्वेशरपुरम्
(३) श्री विजय लब्धिसूरि जैन धार्मिक पाठशाला
(४) श्री विजय लब्धिसूरि जैन हिन्दी पाठशाला
(५) श्री वर्धमान तप आयंबिल खाता
(६) श्री आदिनाथ जैन श्वेताम्बर भोजनशाला
(७) दानवीर शेठ कपुरचंदजी राजमलजी जैन धर्मशाला
(८) श्री आत्म-कमल-लब्धि-लक्ष्मणसूरि जैन पुस्तकालय (ज्ञानमंदिर)
(९) श्री जैन तत्त्व प्रशिक्षण केन्द्र

(१०) श्री विजय लब्धिसूरि जैन संगीत मंडल
(११) श्री विजय लब्धिसूरि जैन संगीत महिलामंडल
(११) श्री आदिनाथ जैन श्वे. साधर्मिक फंड शिवण क्लाश
(१३) श्री आदिनाथ जैन सेवा मंडल

## सम्यग् दर्शन–ज्ञान–चारित्र का प्रचार एवं प्रसार करनेवाली अनुपम संस्था

### श्री विजय लब्धिसूरि जैन धार्मिक पाठशाला

चिकपेट बेंगलोर–५३

उपरोक्त पाठशाला भारतकी अग्रगण्य पाठशालाओंमें से एक है। इस पाठशालामें सम्यग् दर्शन–ज्ञान–चारित्रवर्धक एवं भावी पीढीमें सुसंस्कारो का सिंचन करनेवाली अनेकविध प्रवृतियाँ चल रही हैं, जिनमें से कुछ प्रवृत्तियाँ निम्नलिखित हैं।

संख्या :-

इस पाठशालामें करीब १०२५ अभ्यासक (बालक–बालिकायें एवं महिलायें) सुन्दर ढंग से अभ्यास करते हैं।

अभ्यास :-

पंचप्रतिक्रमण नवस्मरण, चार प्रकरण, तीन भाष्य, छः कर्मग्रंथ, तत्त्वार्थसूत्र, बृहत्संग्रहणी, ज्ञानसार, वीतराग स्तोत्र, इन्द्रियपराजय शतक, संस्कृत दो बुक, प्राकृतविज्ञान पाठमाला आदि का अध्ययन कराया जाता है।

भवन व्यवस्था :-

संस्थाका एक सुंदर, विशाल एवं सुविधाजनक निजी मकान है, जिसमें अलग अलग चार कक्षायें चल सकती हैं। महापुरुषों के सुन्दर कथाचित्र, अनेक धार्मिक चित्र, ज्ञान का महत्त्व बतानेवाले श्लोकबोर्ड आदि से सुशोभित एवं माइक्रोफोनसेट आदि सुविधाओं से सुसज्जित विशाल होल है, जिसमें स्नात्र–महोत्सव, मासिक पुरस्कार समारोह एवं अन्य सामुदायिक अनुष्ठान अत्यन्त धूमधामपूर्वक मनाये जाते हैं। इसी भवन की ऊपरी मंजिलमें अध्यापकों के आवास की भी व्यवस्था है।

समयपत्रक :-

सर्व अभ्यासकोंकी अनुकूलता अनुसार समय पत्रक बनाया गया है, जो इस प्रकार है.

प्रातः ७–०० से ८–१५ बजे तक बालिकाएँ
,, ८–४१ से ९–३० ,, तक बालक
,, ९–३० से १०–३० ,, तक बालिकाएँ

## શ્રીમદ્ યશોવિજયજી જૈન સંસ્કૃત પાઠશાળા

दूपहरमें २-३० से ४-०० ,, तक महिलाएँ

शामको ७-०० से ८-०० ,, तक बालक

**स्नात्र महोत्सव :-**

प्रत्येक रविवार को एवं पर्युषणादि पर्वोंमें सुबह ८-०० से १०-०० बजे तक हारमोनियम, तबला, क्लोर्नेट आदि वाजिंत्रों के साथ पाठशाला के होलमें अत्यन्त ठाठपूर्वक जिनभक्तिप्रेमी महानुभावों की तरफ से स्नात्र महोत्सव मनाया जाता है। करीब ५०० अभ्यासकों को विविध सुमधुर रागिणियों में स्नात्रपूजा पढाते देखकर नवागंतुक भी भक्ति-विभोर बन जाता है। छोटे-छोटे बच्चों को भी अनुशासनमें देखकर जनसामान्य, अध्यापक वर्ग एवं पाठशालाके नियमों को दाद दिये बना नहीं रहता। स्नात्रमहोत्सवमें नारियल, गोले, सेव, पंडे, पिपरमेंट आदिकी प्रभावना दी जाती है। संस्थाने स्नात्रमहोत्सवके लिए सिंहासन तथा अन्य सामग्री खुद की ही बसायी है।

**स्तोत्रपाठ :-**

प्रत्येक माहकी शुक्ला १ के दिन प्रातः ७-०० से ८-३० बजे तक स्मरण, गौतम स्वामी का रास आदि मांगलिक सुनाया जाता है। इसमें भी करीब ४०० की संख्या होती है और श्रुतप्रेमी महानुभावोंकी तरफ से पेंडे आदिकी प्रभावना दी जाती है।

**दैनिक पत्रक एवं मासिक पुरस्कार योजना :-**

विद्यार्थी द्वारा किये जाने वाले जिनपूजा, देवदर्शन, गुरुवंदन, पच्चक्खाणादि अनुष्ठान तथा काव्य मूलसूत्र एवं अर्थ के अभ्यास का लेखा-जोखा रखनेके लिए दैनिक पत्रक की योजना है जिनमें से प्रत्येक के लिये निश्चित गुणांक निर्धारित किये गये हैं। इस तरह दैनिक-पत्रक में प्राप्त गुणांक के आधार पर प्रतिमाह रु. ४०१ के पुरस्कार विभिन्न श्रुतप्रेमी महानुभावों की तरफ से अभ्यासकों को वितरित किये जाते हैं।

**वार्षिक परीक्षा एवं वार्षिक पुरस्कार :-**

प्रतिवर्ष यहाँ पर विराजमान मुनिराजश्री अथवा सुयोग्य पंडितो द्वारा अभ्यासकों की वार्षिक परीक्षा ली जाती है तथा स्थानीय टाऊनहोलमें भव्य कार्यक्रम के साथ वार्षिक समारोह मनाकर विभिन्न श्रुतप्रेमी महानुभावों की ओर से करीब पांच से सात हजार रुपये के पुरस्कार प्रदान किये जाते हैं। एवं कम से कम चार प्रकरण तक अर्थ सहित अभ्यास करनेवालों को पाठशालाकी तरफ से सुन्दर प्रमाणपत्र दिया जाता है।



विभिन्न कार्यक्रम :-

श्री अंजनशलाका प्रतिष्ठा महोत्सव, भगवान महावीरस्वामी जन्म कल्याणक महोत्सव आदि प्रसंगो पर रोचक एवं भक्तिपूर्ण कार्यक्रम पेश किये जाते हैं। स्नात्र महोत्सव में छोटी-छोटी बालिकायें छप्पन दिक्कुमारिका महोत्सव अत्यन्त सुंदर ढंग से मनाती हैं, जिससे तन-मन भक्ति-तन्मय बन जाते हैं। धार्मिक जुलूस तथा वरघोडोंमें बालक-बालिकाएँ रंग-बिरंगी झंडियाँ लेकर जैन शासनकी जयजयकारका नाद दिशाओंमें गुंजा देता हैं और सुन्दर नृत्य व गीतों से वरघोडे की शोभामें अभिवृद्धि करते हैं। इनके अतिरिक्त अन्य धार्मिक प्रसंगों पर भी सुन्दर सांस्कृतिक कार्यक्रम प्रस्तुत करते हैं।

निभाव योजना :-

रु. ५०१) ७११) १००१) देनेवाले महानुभावों के नाम शिलालेख पर लिखे जाते हैं एवं रु ५००१) देनेवाले महानुभावों के नाम शिलालेख पर लगाये जाने के साथ साथ उनका २०" × २४" का रंगीन फोटो संस्था की तरफसे पाठशाला के होलमें लगाया जाता है।

उपरोक्त योजनानुसार संस्थामें तीन लाख का स्थायी फंड है।

बालमंदिर :-

अक्षर-ज्ञान न रखनेवाले भी तीन से आठ साल तक की उम्रवाले बच्चों के लिये शामको ४-०० इसे ६-०० बजे तक बालमंदिर का शुभारंभ किया गया है, जिसमें मौलिक शिक्षा दी जाती है। बच्चों को धार्मिकसूत्र उपयोगी काव्य एवं सामान्य ज्ञान मुंह जबान दिया जाता है और साथ ही साथ गुरुवंदन, चैत्यवंदन आदि करने का ज्ञान प्रेक्टिकल रूप से दिया जाता है तथा हिन्दी भाषा का प्राथमिक ज्ञान भी दिया जाता है। इसमें करीब २०० बालक-बालिकाएँ अध्ययन करते हैं। श्रुतप्रेमी महानुभावों की तरफ से प्रतिदिन बच्चों को पीपरमेंट, फल आदि की प्रभावना दी जाती है।

संगीत :- श्री विजयलब्धिसूरि जैन संगीतमंडल एवं महिलामंडल

उपरोक्त मंडल द्वारा हारमोनियम, तबला, नृत्य, बडी पूजाओं के राग आदि सिखाने के लिए बालिकाओं के लिये शामको ६-०० से ७-०० तक और बालकों के लिये रात्रिमें ८-०० से ९-०० तक पाठशालामें कक्षायें आयोजित की जाती हैं।

उपरोक्त संगीत मंडल महापूजन, बडीपूजा, भक्तिभावना धार्मिक एवं सांस्कृतिक प्रसंगो पर भक्तिपूर्ण कार्यक्रम प्रस्तुत करके आम जनता को भक्ति में जोडते हैं।

## શ્રીમદ્ યશોવિજયજી જૈન સંસ્કૃત પાઠશાળા

अध्यापक :-

पाठशालामें फिलहाल अध्यापन के लिए सुयोग्य अध्यापकोंकी नियुक्ति की गई है।

अध्यापक : तिलक एम. शाह (पन्द्रह साल से)
,, सुरेन्द्र सी. शाह (ग्यारह साल से)
,, अरविंद जे. शाह (आठ साल से)
,, सुरेश जे. शाह (चार साल से)

कुशलता एवं उत्साहपूर्वक अध्ययन करा रहे हैं।

उपरोक्त पाठशाला पूज्य गुरुवर्यों के आशीर्वाद एवं श्रीसंघके सहयोग से प्रगति के पथ पर अग्रसर है। शासनदेव से प्रार्थना है कि हमारी यह पाठशाला दिनोंदिन अधिकाधिक प्रगति करे एवं सबका सहयोग बना रहे।

प्रेषक
शाह देवीचन्द चोथमलजी भंडारी
शाह लक्ष्मीचंद हजारीमलजी कोठारी
शाह तेजराज ताराचंदजी
शाह मेवरचंद टीकमचंदजी
शाह नथमल मगराजजी
व्यवस्थापक समिति
श्री विजय लब्धिसूरि जैन धार्मिक पाठशाला
चिकपेट, बेंगलोर-५३



રોજ દશ મિનિટનું ચિંતન કરો

હું કોણ છું? શું કરું છું? ક્યાં છું?
ક્યાં જઈશ? મારું કર્તવ્ય શું છે?

એ પાંચેય પ્રશ્ન ઉપર ઓછામાં ઓછી બે બે મિનીટ આપો તો જીવનનું સુંદર પરિવર્તન દોષમાંથી બચી લાભમાં બની જશે.

# આદર્શ અને અમલ

પૂજ્ય આચાર્ય શ્રી ભુવનભાનુસૂરીશ્વરજી મ. સા.

જીવનમાં આદર્શ પાળવા જેવા ઉત્તમ હોય છે કેમકે આદર્શ પાળવાથી આત્મામાં સુંદર કોટિનું ઘડતર થાય છે, પરિણુતિરૂપ ધર્મસિદ્ધ થાય છે અને આત્મા ઉપરના ગુણુસ્થાનકે ચડવા માટે યોગ્ય બને છે. દા. ત.

આદર્શ શ્રાવક જીવન જીવાય તો આત્માનું સુંદર ઘડતર થાય અને અંતરાત્મામાં શ્રાવક-ધર્મની પરિણુતિ ઊભી થાય. વાસ્તવમાં પાંચમું ગુણુસ્થાનક પ્રાપ્ત થાય, અને છઠ્ઠા ગુણુસ્થાનકે ચડવા માટેની યોગ્યતા આવે.

એમ, આદર્શ સાધુજીવન જીવાય તો સાધુના છઠ્ઠા ગુણુસ્થાનકના બાધક રાગ-દ્વેષાદિ ભાવો દબાતા આવી સુંદર ઘડતર થાય છે ને અંતરાત્મામાં છઠ્ઠા ગુણુસ્થાનકની પરિણુતિ ઊભી થાય છે તેમજ ઉપરના ગુણુસ્થાનકે ચડવાની યોગ્યતા સરજાય છે.

આદર્શ જીવન ન જીવાય તો ગમે તેવા શિથિલ જીવનથી કોઈ ઘડતર ન થાય અંતરાત્મામાં ગુણુસ્થાનકની પરિણુતિ ન ઊભી થાય. બધીય ધર્મ-સાધના કરીને સરવાળે તો અંતરાત્મામાં તે તે ધર્મની પરિણુતિ ઊભી કરવાની છે.

બાહ્ય સાધના એ વ્યવહાર ધર્મ છે. અંતરાત્મામાં તેવો તેવો ધર્મ પરિણામ=ધર્મ પરિણુતિ એ નિશ્ચય ધર્મ છે. વ્યવહારમાંથી નિશ્ચયમાં જવાનું છે; પરંતુ એ જ જઈ શકે કે જેની નજર સામે નિશ્ચય ધર્મનું લક્ષ્ય હોય અને જેનો વ્યવહાર આદર્શ હોય, શિથિલ નહિ. શિથિલ વ્યવહાર ચલાવે જવામાં અંતરમાં પરિણુતિ ઘડાતાં બહુવાર લાગે.

પણ કેટલીકવાર આદર્શ પાળવાની અશક્યતા હોય છે ત્યારે શિથિલ પણ ધર્મ-સાધના ચલાવી લેવી પડે છે. ના, અમારે આદર્શ પમાય એમ નથી અને એનાથી થોડી ઢીલી સાધના ય કરવી નથી, તો તો પછી સંસાર-પ્રવૃત્તિ જ ઊભી રહેવાની. દા. ત. આદર્શ શ્રાવક જીવનમાં ત્રિકાળ જિનપૂજા કરવાની હોય છે એમાં મધ્યાહ્નકાળે અષ્ટપ્રકારી પૂજા કરવાની રહે છે. પરંતુ આજના તેવા ધંધા-વેપાર-નોકરીના કારણે અષ્ટપ્રકારી પૂજાનો મધ્યાહ્ન સમય સાચવી શકાતો નથી, તો શું કરવું ? સવારે અષ્ટપ્રકારી પૂજાનો સમય મળે છે તો કરવી કે નહિ ?

'ના, પૂજા આદર્શ રીતે કરાય તો જ કરવાની, નહિતર નહિ,' એવું જો ધોરણ રાખવામાં આવે તો આજે અષ્ટપ્રકારી પૂજા બંધ જ થઈ જાય. એ બંધ થતાં પોતાના દ્રવ્યોનું પરમ પાત્ર પરમાત્માના ચરણે અર્પણ જ બંધ થઈ જાય, તેમજ એટલો પૂજાનો સમય સાંસારિક આરંભ–સમારંભ અને વિષય વિલાસમાં વેડફાઈ જવાનો. એટલું જ નહિ, આત્મા રાગાદિના સંક્લેશ અને અઢળક અશુભ કર્મના બંધમાં પડવાનો.

અલબત્ 'ધર્મ વિધિએ ન બને તો અવિધિએ ચલાવ્યે રાખીએ તો ચાલે,' એવું નથી, કેમકે એમ તો પછી વિધિમાર્ગનો લોપ જ થઈ જાય. આદર્શ ધર્મ ઠેકાણે જ પડી જાય, કિન્તુ અવિધિ આચરતાં મનમાં ડંખ રહેવો જોઈએ કે મારાથી વિધિપાલન નથી થાતું; કેવો હું પ્રમાદી ! પામર ને વિષયલંપટ !' તેમ મનમાં વિધિમાર્ગ પર અત્યંત બહુમાન સાથે એ સાધવાની ઉત્કટ અભિલાષા રાખવી; કેમકે આદર્શ ધર્મ–જીવનનું જ મુખ્ય મહત્ત્વ છે એમાં જિનાજ્ઞા પર સક્રિય બહુમાન રહે છે. તો જ સાચી આંતરિક ધર્મપરિણતિ ઘડાય છે, જિનાજ્ઞાની ઉપેક્ષા કરીને ધર્મપરિણતિ આવી શકે જ નહિ.

એટલે જ જ્યાં આદર્શ ધર્મપાલનની અશકયતા છે ત્યાં આદર્શ નહિ સહી તો ઊતરતી કક્ષાની પણ સાધના, ઉતરતી કક્ષાના પણ આચાર સાધવા જરૂરી જ છે નહિતર ઉપર કહ્યું તેમ જેવા આચારો–સાધનાઓ પડતી મૂકાશે અને સાંસારિક પ્રવૃત્તિઓ યથેચ્છ-પણે કરાતી રહેશે તેથી મન એનાજ મલિન વિચારો અને ભાવોથી ભર્યું ભર્યું રહેવાનું આવા જીવનમાંથી શો સાર નીકળે ?

મેસાણા પાઠશાળા શ્રી જૈન શ્રેયસ્કર મંડળ આ પાયા પર ઉભી થઈ છે. આદર્શ શ્રાવક જીવનમાં ઘરના બાળકોને માતા–પિતાદિ વડિલોએ ધર્મ સંસ્કાર નાખવાના છે અને ધર્મશિક્ષણ આપવાનું છે. એ માટે એમને બાળપણથી પોતાના સારા ધર્મ–આચાર દેખાડે, તથા સાધુ સાધ્વીના સત્સંગ કરાવતા રહેવાનું છે. આદર્શ શ્રાવક જીવનમાં ઘરનો વડેરો રોજ રાતના કુટુંબ ભેગું કરી એમને રાસ, ચરિત્ર વગેરે વાંચી સંભળાવે અને એની સમજુતિ આપે. ગુરુ પાસે વ્યાખ્યાનમાં જે સાંભળ્યું હોય તેમજ ગુરુ પાસે પ્રતિક્રમણ પછી જે સામાચારીનું સાંભળવા મળ્યું હોય તે પણ સંભળાવી સમજાવે. આમ ઘરના બાળકો ધાર્મિક બને, ધર્મના આચાર અનુષ્ઠાન પાળતા થાય તેમજ ધર્મજ્ઞાન, સૂત્રજ્ઞાન પ્રાપ્ત કરતા થાય.

પરંતુ આજે જ્યારે આ આદર્શ લુપ્ત જેવો દેખાય છે અને બાળકોને ઘરમાં નહિ

તેમ નિશાળમાં ય ધર્મ–શિક્ષણુ મળતું નથી તો શું નવી, પ્રજાને ધર્મ શિક્ષણુ–સંસ્કારથી વિહોણા રાખવા ? ને એમ રાખવામાં ભાવી સંઘ કેવો બને ?

એટલે જ ભાવી સંઘ ધર્મિષ્ઠ બને, ધર્મજ્ઞાતા બને, એ માટે ગામોમાં ધાર્મિક પાઠશાળાની આજે અતિ આવશ્યક્તા ઊભી થઈ છે, ને એ પાઠશાળાઓ ચલાવવા માટે અલબત્ આદર્શ તો એ છે કે ગામના નિવૃત્ત બુઝર્ગો ગામના બાળકોને ભેગા કરી ધાર્મિક સંસ્કાર આપે અને ધાર્મિક શિક્ષણ આપે, કિન્તુ આજે શ્રાવકોમાં અમુક વયે નિવૃત્તિ પણ મોંઘી થઈ ગઈ છે તેથી બુઝર્ગો ધાર્મિક પાઠશાળા ચલાવવા તૈયાર ક્યાં છે ? વળી જ્યાં ઘરના બાળકોને ય ધર્મમાં તૈયાર કરવા સમય નથી એવા વડિલો ગામની પાઠશાળા ચલાવવા તૈયાર હોય ? તેથી ધાર્મિક શિક્ષકો જોઈએ.

આ સંજોગોમાં ધાર્મિક પાઠશાળા ભણાવી શકે એવા શિક્ષકો તૈયાર કરવાની પણ મોટી આવશ્યક્તા રહે છે. એ કરવા માટે મેસાણા જેવી પાઠશાળા યાને શ્રી જૈન શ્રેયસ્કર મંડળ ઊભું કરવામાં આવ્યું, એની ૮૦ વરસની ઉજ્જવળ કારકીર્દીમાં અનેકાનેક ધાર્મિક શિક્ષકો તૈયાર થયા છે. જે આજે ગામેગામ પાઠશાળા ચલાવતા આવ્યા છે ને એના પ્રતાપે જૈન નવી પ્રજા ધર્મના શિક્ષણ અને સંસ્કારવાળી બનતી રહે છે. વધારામાં આ ધાર્મિક શિક્ષકો અમદાવાદ, મુંબઇ જેવા શહેરમાં સંપન્ન કુટુંબોમાં વૈયક્તિક ધાર્મિક શિક્ષણ પણ આપતા રહે છે તેથી સુખી કુટુંબોમાં ય ધર્મની છાયા જીવતી થાય છે.

મેસાણા પાઠશાળાથી આટલું ઉમદા કામ થતું રહ્યું છે એમાં આ એક પાયાની પૂર્તિ કરવાની જરૂર છે કે વિદ્યાર્થીઓમાં ધાર્મિક જ્ઞાન–સમ્યગજ્ઞાન મેળવવાનો મુખ્ય ઉદ્દેશ પહેલેથી સમજાવાય, ઠસાવાય અને વારંવાર એમના ધ્યાન પર લવાય. બીજી પૂર્તિ એ કરવા જેવી છે કે વિદ્યાર્થીના દિલમાં જિનશાસન અને જૈન ધર્મ માટે ભારે ગૌરવ ઊભું કરવામાં આવે.

ધાર્મિક શિક્ષણનો એક ઉદ્દેશ આ છે કે શિક્ષણ દ્વારા સમ્યગ્જ્ઞાનથી હેય અને ઉપાદેયનો વિવેક પ્રગટ થાય. એ વિવેક આવે એટલે ‘હેય અર્થાત્ ત્યાજ્ય જે પાપો એના ત્યાગનો પુરુષાર્થ થાય, માટે કહ્યું––

‘ज्ञानस्य फलं विरतिः’ જ્ઞાનનું ફળ પાપથી વિરામ પામવાનું છે બીજી વાત એ છે કે જ્ઞાન આચરણ માટે છે. આચરણ વિનાનું જ્ઞાન વંધ્યા છે માટે જ્ઞાન મેળવી ઉત્તમ ધર્મ આચારો–અનુષ્ઠાનોમાં આવવું જોઈએ.

## શ્રીમદ્ યશોવિજયજી જૈન સંસ્કૃત પાઠશાળા

જ્ઞાન પ્રાપ્તિના આ બે ઉદ્દેશ ગળથુથીમાં અપાવા જોઈએ અને સાથે 'મારું જિન-શાસન' આ ગૌરવ ઊભું કરાવું જોઈએ, જેથી દરેક વિદ્યાર્થીના દિલમાં આ નાદ ગૂંજે કે 'મારા ઘરબાર, કુટુંબ, પૈસા પછી, પહેલું મારું જિનશાસન, અહો! કેવાં મારાં અહોભાગ્ય કે આવું વિશ્વ શ્રેષ્ઠ અને વિશ્વમાં દુર્લભ જિનશાસન મને મળ્યું!' જિન-શાસનનું આ ગૌરવ હૈયે વસી જાય પછી મનને કોડ રહે કે 'પાઠશાળામાં ધર્મજ્ઞાન–તત્ત્વજ્ઞાન મેળવ્યા પછી મારું જ્યાં જ્યાં ચાલે ત્યાં સામાના હૈયામાં જિનશાસન પેસાડી દઉં.

એક દૃષ્ટાન્ત જોવા જેવું છે.

દક્ષિણમાં સૂયા ગામમાં આર્યસમાજિષ્ટના છાત્રાલયમાં બે જૈન ભાઈઓ જોવા માટે ગયા. વહેલી સવારે ગયેલા ને દરવાજા આગળ નાના ૧૦–૧૨ વરસના બે વિદ્યાર્થીઓને દાતણ કરતા જોયા. આ ભાઈઓ પૂછે છે.

'કેમ તમે અહીં ભણવા રહ્યા છો?'

પેલા બે કહે 'હાજી!

'શું ભણો છો?'

બે વિદ્યાર્થી તરત બોલી ઊઠ્યા. 'અમે શું ભણીએ છીએ એ પૂછો છો? અમે એ ભણીયે છીએ કે જેથી પછી તમને બધાને અમે આર્ય સમાજિષ્ટ બનાવી દઈશું.'

આ પરથી અમને એમ થાય કે અમારી મેસાણા પાઠશાળાના દરેક વિદ્યાર્થીના હૈયે આ ગૂજતું રહે કે 'ક્યારે અમારામાં એવી તાકાત આવે છે કે મહાકિંમતી જૈન ધર્મ તત્ત્વજ્ઞાનના અમારા ભણતર પછી અમે જ્યાં જ્યાં જઈએ ત્યાં ત્યાં કમમાં–કમ દરેક જૈનના હૃદયમાં જિનશાસન અને ધર્મ ઘુસાડી દઈએ.

પાઠશાળામાં ધાર્મિક શિક્ષણમાં આ એક પાયાની પૂર્તિ કરવા જેવી છે, અને બીજી પૂર્તિ ઉપર કહ્યું તે રોજિંદા ૧૪ નિયમ અને બીજા વ્રત–નિયમો દ્વારા પાપથી વિરામ. તેમજ રોજ સામાયિક, પ્રતિક્રમણ, ધર્મતિથિએ પૌષધ, વગેરે આચાર–અનુષ્ઠાનો ઉપર અનહદ પ્રેમ જાગે....યાવત્ ચારિત્ર ધર્મ સુધીની તીવ્ર ભૂખની પૂર્તિ કરવા જેવી છે. જ્ઞાન સમકિતથી સાધક છે અને સમ્યક્ત્વનું બીજું લક્ષણ ચાહે નીકળવું નિર્વેદ તે એ છે.

આ પૂર્તિ કર્યાથી પાઠશાળામાંથી નીકળ્યા પછી ૧૪ નિયમ, ઉકાળેલું પાણી, ૧૨ વ્રત, પૂજા, પ્રતિક્રમણ વગેરે રોજિંદા આચાર હોંશથી નિયમ બદ્ધ આચર્યે જવાય અને ધાર્મિક શિક્ષણ એટલે જૈન શાસનનું દાન એ વ્યવસાય એટલો બધો કિંમતી લાગે કે એ મૂકી દઈને બીજા કાપડ વગેરેના ધંધામાં પડવાનું મન જ થાય નહિ.

✖

# શ્રુતસંપત્તિનું રક્ષણ

લેખક : પૂજ્ય આચાર્યશ્રી હેમચન્દ્ર સૂરિજીના શિષ્યાણુ મુનિ પ્રદ્યુમ્ન વિજયગણી

વર્તમાન શાસનપતિ શ્રમણ ભગવાન મહાવીર પરમાત્માને વૈશાખ સુદી દશમના દિવસે પાછલા પહોરે કેવળજ્ઞાન ઉત્પન્ન થયું. અને તે પછીના એટલે કે વૈશાખ સુદિ અગિયારસના દિવસે તેઓએ શાસનની સ્થાપના કરી, અને ગણધર ભગવંતોને ત્રિપદી આપી. પ્રભુએ અર્થથી દેશના આપી તેના આધારે ગણધરોએ દ્વાદશાંગીની રચના કરી. એ દ્વાદશાંગી શ્રી જિનશાસનનો મૂળ પાયો, આધાર અને પ્રાણ છે. શ્રી શ્રમણ સંઘમાં એ દ્વાદશાંગીનું પઠન–પાઠન નિરંતર અને નિરન્તરાય પ્રવર્તમાન રહેતું. જ્યાં સુધી એ મુનિવરોનો મતિજ્ઞાનાવરણીય કર્મનો ક્ષયોપશમ તીક્ષ્ણ રહ્યો, ત્યાં સુધી એ સૂત્રો યથાવત્ જળવાઈ રહ્યાં. પણ બાર વર્ષના લાંબા દારુણ દુષ્કાળ વગેરે કારણે અને કાળ બળે જ્યારે એ ક્ષયોપશમમાં મંદતા આવવા લાગી ત્યારે તે કાળના શ્રમણ ગણનાયકે જોયું કે શ્રમણોમાં હવે આગમગ્રંથોના શબ્દોનું સ્મરણ–ધારણ કંઈક શિથિલ બન્યું છે તેથી તે આગમોમાં સળંગ સૂત્ર એકવાક્યતા સ્થાપવા ને જાળવવા તે તે પ્રદેશમાં વિચરતા શ્રમણસંઘે 'વાચના'નું આયોજન કર્યું. એક વાચના મથુરા નગરીમાં આર્ય સ્કંદિલ મહારાજના પ્રમુખપણામાં થઈ અને એક વાચના આર્ય નાગાર્જુન મહારાજના નેતૃત્વમાં વલભીપુરમાં વિશાળ શ્રમણ સમુદાય વચ્ચે થઇ. તે પછી થોડા કાળે એ આગમોને પુસ્તકારૂઢ કરવાની આવશ્યક્તા જણાઇ. તેથી એજ વલભીપુરમાં આર્યદેવર્દ્ધિગણિ ક્ષમાશ્રમણ મહારાજે એ આગમોને ગ્રંથસ્થ કર્યા, લિપિબદ્ધ કર્યા, એટલે કે આગમોનું લેખન કર્યું. તે પછી ઉત્તરોત્તર એ આગમ ગ્રંથોના અધ્યયનને સારો વેગ મળ્યો. એ રીતે અનેકાનેક મહાપુરૂષોના સતત અને સફળ યત્ને શાસનની જીવાદોરી સમાન એ શ્રુતજ્ઞાન સચવાયું અને આપણા સુધી પહોંચ્યું. એ આગમો જે રીતે આપણા સુધી પહોંચ્યાં તે માટે એક ઉદાહરણ આવે છે. જે આ પ્રમાણે છે–

ઉજ્જૈણીનગરીના ચંડપ્રદ્યોત રાજાએ કૌશાંબીનગરીનાં રાણી મૃગાવતીજીને પોતાનાં બનાવવાની ઇચ્છા દર્શાવી. ત્યારે ચતુર મૃગાવતીજીએ કહ્યું કે આ કૌશાંબી કોટ-કિલ્લા વિનાની છે અને બાળ રાજાની વય નાની છે તેથી પરશત્રુનો ભય રહે. માટે કોટ કરાવી ધો તે પછી તમારી માગણી સ્વીકારવાનું બની શકશે. રાજા ચંડપ્રદ્યોતને તો પોતાની આ

ઇચ્છા જે રીતે પૂર્ણ થાય તે સર્વ કરવાનો મનસુબો હતો. તેણે આ વાત સ્વીકારી અને કહ્યું કે આતો ખૂબ સામાન્ય વાત છે પોતે તો કૌશાંબીને ઘેરો નાખીને રહ્યા હતા તેથી આ કામ વિના વિલંબે પુરું કરી શકાશે એવી એની ગણતરી હતી, કોટ માટેની ઈંટો ઠેઠ ઉજ્જૈણી નગરીથી મંગાવવાની એણે વ્યવસ્થા કરી. વળી શક્તિ અને સત્તા જોઈએ તેટલી હતી, એટલે ઈંટો લાવવા માટે એમની સેનાના હજારો સૈનિકો ઉજ્જૈણી–કૌશાંબીના માર્ગમાં થોડા થોડા અંતરે ગોઠવાઈ ગયા. આ બાજુ ઉજ્જૈણી નગરીના નિંભાડામાંથી એક ઈંટ ઉંચકાય તે હજારો સૈનિકોના હાથમાંથી વારાફરતી સરકતી સરકતી ઠેઠ કૌશાંબી નગરીના કોટમાં ચણાઈ જાય, વચ્ચે ક્યાંય મુકાય નહી.

આ પ્રસંગની જેમ આગમ ગ્રંથો એક એક શ્રુતસ્થવિર પુરૂષના મુખથી સચવાતાં સચવાતાં પરંપરાએ આજે આપણા સુધી પહોંચ્યા છે. આ રીતે આપણી શ્રુતસંપત્તિને જાળવવામાં આપણા ભવ્ય અને ગૌરવભર્યા શ્રમણ સંઘની શ્રુતોપાસનાનો કદી ન ભૂલાય તેવો ફાળો છે. એ ફાળાનો જ્યારે વિચાર કરીએ ત્યારે સહેજે આપણા મોંઢે જે પાંચ–દશ નામ અનાયાસે મોંઢે આવી જાય, તેમાંનું એક નામ પૂજ્યપાદ ઉપાધ્યાયજી શ્રી યશોવિજયજી મહારાજનું છે. આ મહાપુરૂષના નામને મહેસાણાની જ્ઞાનના દાનનું પરમ પવિત્ર કાર્ય કરતી સંસ્થા સાથે સાંકળવામાં આવ્યું તે ખૂબ સાર્થક અને પ્રેરક છે. એ પૂજ્ય ઉપાધ્યાયજી મહારાજની ઉદાત્ત શ્રુતોપાસનાની ગૌરવવંતી એક વાત છે. જે જાણીને તેઓશ્રીના પ્રત્યેના આપણા અહોભાવપૂર્વકના બહુમાનમાં ઘણો ઉમેરો થાય છે.

વાત આમ બની હતી.

વિક્રમ સંવત ૧૭૧૦ની સાલ. પોષ મહિનો. પોતાના પૂજ્ય ગુરૂ મહારાજ શ્રી નયવિજયજી મહારાજ આદિ મુનિમંડળ સાથે ઉપાધ્યાયજી શ્રી યશોવિજયજી મહારાજ પાટણમાં વિરાજમાન હતા. તે કાળના દાર્શનિક વિદ્વાનોમાં શ્રી સિંહવાદી ક્ષમાશ્રમણ રચિત ટીકા યુક્ત, મહાશાસન પ્રભાવક શ્રી મલ્લવાદીજી મહારાજ રચિત નયચક્રગ્રંથની પ્રત ક્યાંય મળતી નહતી તેથી તેની ખૂબ ઈંતેજારી પૂર્વક શોધ ચાલતી હતી. દાર્શનિક ગ્રંથોમાં આ ગ્રંથનું નામ આવતું, એના ઉલ્લેખ અને સંદર્ભ પણ મળતા, પણ સંપૂર્ણ ગ્રંથ ક્યાંય સુલભ ન હતો.

તે દરમ્યાન પાટણમાં જ એક બ્રાહ્મણ વિદ્વાન વસતા હતા તેમને પોતાની કુળ-પરંપરામાં જ અનેક ઉત્તમ અને દાર્શનિક વિરલ ગ્રંથો મળેલા. અને પોતે પણ દર્શન શાસ્ત્રના પારંગત વિદ્વાન્ હતા. તેમની પાસે આ સટીક 'નયચક્ર' ગ્રંથ હતો. પૂજ્યપાદ

ઉપાધ્યાયજી મહારાજને જાણવા મળ્યું કે આ શાસ્ત્રીજી પાસે સટીક 'નયચક્ર' ગ્રંથ છે. એટલે તેઓએ એમને આદર પૂર્વક બોલાવ્યા, પ્રસંગોપાત વાત કરી અને ગ્રંથ જોવા માંગ્યો, શાસ્ત્રીજીએ પોતાના ઘેરે આવીને એ ગ્રંથ જોવા જણાવ્યું, બહાર આપવાની ના કહી, ઉપાશ્રયે લઈ જવાની મનાઇ કરી.

થોડો સમય પસાર થયા બાદ જાણવા મળ્યું કે શાસ્ત્રીજી કોઇક કામકાજને કારણે પરગામ ગયા છે. તે વખતે પૂજ્યપાદ ઉપાધ્યાયજી મહારાજે એક શાસનરાગી ઉદાર શ્રાવકને પરિસ્થિતિ સમજાવીને એ ગ્રંથ થોડા દિવસ માટે લાવવા જણાવ્યું. શ્રાવક શાસ્ત્રીજીના ઘેર ગયા. શાસ્ત્રીનાં પત્નીની સાથે એમણે ઔદાર્યપૂર્ણ વ્યવહાર કર્યો તેથી પ્રસન્ન થઇને તેઓ એ ગ્રંથ માત્ર પંદર દિવસ માટે આપવા સંમત થયાં, તે પછી એ ગ્રંથ હાથોહાથ પાછો આપી જવાનું નક્કી થયું.

સુશ્રાવકે ગ્રંથ લાવીને પૂજ્ય ઉપાધ્યાયજીને આપ્યો, એ માત્ર પંદર દિવસ જ રાખવાનો હતો. ત્યાં સુધીમાં કોઇ પણ રીતે આ ગ્રંથની નકલ થઇ જવી જોઇએ અને તે પણ કોઈ નિષ્ણાત લહિયાના હાથે. જો કોઈ અભણ લહિયાને આવા દાર્શનિક ગ્રંથનું લેખન કાર્ય સોંપવામાં આવે તો અશુદ્ધિનો સંભવ રહે અને આવા ગ્રંથોની અલ્પ પણ અશુદ્ધિ તેના અર્થઘટનમાં મોટો ફેરફાર ઉભો કરે. તેથી આવા ગ્રંથની નકલ કરવાનું કાર્ય પણ દર્શનશાસ્ત્ર વિષયના પરિચિત વિદ્વાનને જ સોંપી શકાય. તેનું બીજું પણ એક કારણ હતું કે, આ ગ્રંથને લખ્યા પછી તેને મેળવવા માટે બીજી પ્રત પણ હતી નહીં. તેથી આ એક માત્ર પ્રત પંદર દિવસમાં લખવાની હતી તેથી સહવર્તી સાત વિદ્વાન મુનિવરોનો સાથ સહકાર લઇને ઉપાધ્યાયજી મહારાજે આ ૧૮૦૦૦ શ્લોક પ્રમાણ ગ્રંથની સંપૂર્ણ નકલ ૩૦૯ પાનામાં, પંદર દિવસમાં જ કરી–કરાવી લીધી. સાધુજીવનની નિત્ય–નૈમિત્તિક ક્રિયાઓ કરવા સાથે આ લેખનનું કાર્ય કરવું તે એક ધીરજ ભરી અને સતત તપસ્યા રૂપ જ હતું, પરમ શ્રુતની ઉત્કટ સાધના હતી. અને આ રીતે એક મહાન ગ્રંથને ચિરંજીવી બનાવીને જૈન શ્રુતજ્ઞાનના દર્શન ગ્રંથોના ઇતિહાસમાં નામ અમર કર્યું.

શ્રી શ્રમણ સંઘના સૌભાગ્યે એ વિરલ–અમૂલ્ય ગ્રંથની પ્રત આજે પણ શ્રી હેમચન્દ્રાચાર્ય જ્ઞાન ભંડાર (પાટણ) માં વિદ્યમાન છે. એ પ્રતના અંતે છ શ્લોકની સુંદર પ્રશસ્તિ છે. તે આ પ્રમાણે છે—

आदर्शोऽयं रचितो राज्ये श्री विजयदेवसूरीणाम् ।
संभूय यैरमीषा-मभिधानानि प्रकटयामि ॥१॥

विबुधाः श्री नयविजया गुरवो जयसोमपण्डिता गणिनः ।
विबुधाश्च लाभविजया गणयोऽपि च कीर्तिरत्नाख्याः ॥२॥

तत्त्वविजयमुनयोऽपि च प्रयासमत्र स्म कुर्वते लिखने ।
सह रविविजयै र्विबुधैरलिखच्च यशोविजयविबुधः ॥३॥

ग्रन्थप्रयासमेनं दृष्ट्वा तुष्यन्ति सज्जना बाढम् ।
गुणमत्सरव्यग्रहिता दुर्जनदृक् वीक्षते नैव ॥४॥

तेभ्यो नमस्तदीयान् गुणाँस्तुवे तेषु मे दृढा भक्तिः ।
अनवरतं चेष्टन्ते जिनवचनोद्भासनार्थं ये ॥५॥

सुमहानप्ययमुच्चैः पक्षेणैकेन पूरितो ग्रन्थः ।
कर्णामृतं पटुधियां जयति चरित्रं पवित्रमिदम् ॥६॥

## પ્રશસ્તિનો ભાવાર્થ

આ પ્રત શ્રી વિજય દેવસૂરિજી મહારાજના રાજ્યમાં લખવામાં આવી. જે જે વ્યક્તિના સહયોગથી આ પ્રત લખાઈ તેઓનાં નામ આ પ્રમાણે છે.

૧. ગુરૂમહારાજ શ્રી નયવિજયજી મહારાજ. ૨. શ્રી જયસોમ પંડિત. ૩. પં. શ્રી લાભ વિજયજી ૪. ગણી શ્રી કીર્તિરત્ન વિજયજી ૫. શ્રી તત્વવિજયજી અને ૬ પં. શ્રી રવિ વિજયજીના સહયોગથી ૭. પં. યશોવિજયજીએ આ ગ્રંથ લખ્યો. (૨—૩)

આ ગ્રંથ લખવાના પ્રયાસને જોઈને સજ્જનો ખૂબ પ્રસન્ન થશે, અને ગુણમાં માત્સર્ય ધારણ કરનારા દુર્જન તો આને જોશે પણ નહી. (૪)

જેઓ જિનવચનની રક્ષા-પ્રભાવનાનું પવિત્ર કાર્ય નિરંતર કરી રહ્યા છે તેઓને નમસ્કાર થાઓ. તેઓના ગુણની હું વારંવાર પ્રશંસા કરૂં છું. તેઓના પ્રત્યે મને દૃઢ ભક્તિ છે. (૫)

આ ઘણો મોટો એવો પણ ગ્રંથ પંદર દિવસમાં પૂર્ણ લખ્યો છે. નિર્મળ બુદ્ધિવાળા વિદ્વાનોને કર્ણમાં અમૃતસમાન લાગતો આ ગ્રંથ ચિરંજીવી બની રહો.

## શ્રીમદ્ યશોવિજયજી જૈન સંસ્કૃત પાઠશાળા

મહેસાણાની સુપ્રસિદ્ધ શ્રી યશોવિજયજી જૈન સંસ્કૃત પાઠશાળા શ્રદ્ધા સંસ્કારના રક્ષણ–સંવર્ધન પૂર્વક જ્ઞાન-દાનનું જે પરમ પવિત્ર કાર્ય કરે છે તે નિતાન્ત શ્લાઘનીય અને અનુકરણીય છે.

તે પુણ્યશ્લોક શ્રાદ્ધરત્ન વેણીચંદભાઈ વગેરે શ્રાવકોને ધન્ય છે કે જેઓએ વિશુદ્ધ શાસન રાગથી પ્રેરાઇને આવી સંસ્થાની સ્થાપના કરી તે વખતે તેઓને આ સંસ્થાની જેટલી આવશ્યકતા જણાઇ હશે તેના કરતાં વિશેષ આવશ્યકતા આજે આ સંસ્થાની આપણને સૌને જણાય છે અને આવતીકાલે તો આ સંસ્થાની સૌને અનિવાર્યતા જણાશે. ધર્મના અને સંસ્કારના રક્ષણ અને પ્રચારનું આવું ઉત્તમ કામ આ સંસ્થા કરી રહી છે.

જેમ જેમ કાળ વીતે છે તેમ તેમ આત્મલક્ષી શુભ વૃત્તિ–પ્રવૃત્તિમાં મંદતા દેખાતી જાય છે. તેથી ધર્મ–સંસ્કારની પરંપરાને ટકાવી-જાળવી રાખવા માટે સ્વ–પરના હિતના અભિલાષુકે, સર્વ રીતે પ્રયત્ન કરવો જરૂરી છે. વધુ નહીં તો માત્ર એક જ હકીકત આપણને આ સંસ્થાની સાર્થકતાને સમજાવે છે કે, અહિંથી પ્રાપ્ત થતા જ્ઞાનના પ્રકાશથી કેટકેટલાય ભવ્ય જીવોનું અજ્ઞાન અંધારૂં ઉલેચાયું છે વળી અહીં તૈયાર થયેલ અનેક જીવોને સર્વવિરતિ લેવાના ભાવ જાગ્યા અને એ માર્ગે શુભ પ્રયાણ કર્યું છે.

ઉપરાંત આ સંસ્થાએ તૈયાર કરેલા કેટલાય શિક્ષકોએ હજારો બાળક–બાળિકામાં ઉત્તમ સંસ્કારોનું સિંચન કરવા પૂર્વક ધાર્મિક જ્ઞાનનું દાન કર્યું, સાધુ-સાધ્વીજી મહારાજાને પણ સ્વાધ્યાયમાં સહાયક થઈને મહાન સુકૃત ઉપાર્જન કર્યું છે તે સર્વ પુણ્ય યશ અને મંગલમય શ્રેયની ભાગીદાર આ સંસ્થા છે.



# श्री तीर्थाधिराज शत्रुंजयमें पधारनेवाले यात्रियोंको खास सूचना

- यहां पर ठहरनेवाले भाग्यशालीओ के लिये निःशुल्क सेवा की जाती है।
- ठहरने के लिये सुंदर प्रबन्ध, हवा एवम् प्रकाश वाले कमरे अलग रसोइघर, स्नानघर, पायखानां आदि सुविधाऐं प्राप्त है।
- साथमें पानीकीं पूरी व्यवस्था है। रुम में फर्निचर, पलंग कपाट, टीपाई, पंखा वगैरह का प्रबन्ध है।
- आनेवाले यात्रियों के लिये भाता एवम् गरम पानी की सुन्दर व्यवस्था है।
- वर्षीतप, नव्वाणु, चौमासा आदि के मौके पर अपना रुम अग्रिम रिजर्वेशन कराकर सेवा का अवसर दिलावें।
- पार्श्वनाथ भगवान के भवो का पट्टो का कार्य शुरु किया है जिस को नकरे से लेना है वो पेढी से पत्र–व्यवहार करें।

विनीत व्यवस्थापक,
श्री सांडेराव जिनेन्द्रभवन जैन धर्मशाला–पालीताना

शाखा मेनेजिंग ट्रस्टी,

(१) चंदनमल भीकमचंदजी
२११/४ शांतिनगर सोसायटी,
पुना नं. २
टे. नं. २६११०

(२) शा हस्तीमल जे. चोपडा
३०/३२ तुलसी भवन १ ला माळे
बाबासाहेब जयकर रोड,
ठाकुरद्वार, बंबई टे. नं. ३५२२९१

# શ્રી જિનાગમ અને જૈન સાહિત્ય

**શ્રી કપૂરચંદ રણછોડદાસ વારૈયા** અધ્યાપક શ્રી જૈન સૂક્ષ્મતત્ત્વબોધ
પાઠશાળા–પાલિતાણા

શ્રી જિનેશ્વર ભગવંતના શાસનમાં જ્ઞાનના પાંચ પ્રકાર કહેલ છે. ૧. મતિજ્ઞાન, ૨. શ્રુતજ્ઞાન, ૩. અવધિજ્ઞાન, ૪. મનઃપર્યવજ્ઞાન અને ૫. કેવલજ્ઞાન.

તે પાંચ જ્ઞાનો પૈકી મતિજ્ઞાન અને શ્રુતજ્ઞાન ઇંદ્રિયો અને મનની મદદથી થાય છે. જ્યારે અવધિ, મનઃપર્યવ અને કેવલજ્ઞાન આત્માથી પ્રત્યક્ષ થાય છે.

જૈનશાસ્ત્રોમાં આ પાંચ જ્ઞાનોનું સવિસ્તર વર્ણન આપવામાં આવેલ છે, વર્તમાનકાળે આ ક્ષેત્રમાં મતિજ્ઞાન અને શ્રુતજ્ઞાન મુખ્યપણે છે.

તેમાં શ્રુતજ્ઞાન મુખ્યપણે બે ભાગમાં વહેંચાયેલું છે. ૧ અંગપ્રવિષ્ટ અને ૨ અંગબાહ્ય.

**૧ અંગપ્રવિષ્ટશ્રુત :** શ્રી તીર્થંકર પરમાત્મા પરમતારક તીર્થની સ્થાપના કરે છે તે વખતે વિશિષ્ટ પ્રકારની બુદ્ધિના ધણી ગણધર ભગવંતો किं तत्तं ? (– તત્ત્વ શું ?) એ પ્રમાણે પ્રભુને પૂછે છે. તેના ઉત્તરમાં તીર્થંકર પરમાત્મા उप्पन्नेइ वा विगमेइ वा, धुवेइ वा (=દરેક પદાર્થ ઉત્પન્ન થાય છે, વિનાશ પામે છે અને સ્થિર રહે છે.) એ ત્રિપદી આપે છે, એ ત્રિપદીના આધારે બીજબુદ્ધિના ધણી ગણધર ભગવંતો તે જ સમયે દ્વાદશાંગીની રચના કરે છે, તે અંગપ્રવિષ્ટ શ્રુત કહેવાય છે.

**૨ અંગબાહ્યશ્રુત :** તીર્થપ્રવર્તન બાદ યથાસમયે ગણધર ભગવંત કે અન્ય સ્થવિર મુનિઓ જે સૂત્રરચના કરે છે તે સર્વ અંગબાહ્યશ્રુત કહેવાય છે.

અંગસૂત્રોમાં આત્મસ્વરૂપની સન્મુખ થવા માટેની યોગ્ય પ્રવૃત્તિઓના પ્રકારોની વિધિ હોય છે. ઉપાંગસૂત્રોમાં અંગસૂત્રોમાં કહેલ આચારની ભૂમિકાને જીવનમાં પરિપક્વ બનાવી વિકાસ કરનાર મહાપુરુષોની ચર્યાનું વર્ણન હોય છે અને અન્ય સૂત્રોમાં બાકીની બીજી વાતોનું વર્ણન હોય છે.

આ રીતે શ્રી તીર્થંકર પરમાત્માની વાણી જે શાસ્ત્રોમાં વ્યવસ્થિત રીતે ગુંથી લેવામાં આવી છે, તે **આગમ** કહેવાય છે. પૂર્વે અનેક આગમો હતા, પરંતુ વર્તમાનકાળે ૪૫ આગમો છે.

**૧ અગિયાર અંગસૂત્રો :** શ્રી તીર્થંકર પ્રભુ પાસેથી ત્રિપદી પ્રાપ્ત કરી ગણધર ભગવંતો વિશિષ્ટ શ્રુતજ્ઞાનના બળથી દ્વાદશાંગીની રચના કરે છે. તેમાંનું ૧૨ મું દૃષ્ટિવાદ અંગ હાલ વિચ્છેદ પામેલ હોવાથી વર્તમાનકાળે અગિયાર અંગો વિદ્યમાન છે. તે આ પ્રમાણે : ૧ આચારાંગ, ૨ સૂત્રકૃતાંગ, ૩ સ્થાનાંગ, ૪ સમવાયાંગ, ૫ વ્યાખ્યા પ્રજ્ઞપ્તિ (ભગવતી સૂત્ર), ૬ જ્ઞાતાધર્મકથાંગ, ઉપાસકદશાંગ, ૮ અંતકૃદ્દશાંગ, ૯ અનુત્તરૌપપાતિક દશાંગ, ૧૦ પ્રશ્નવ્યાકરણ અને ૧૧ વિપાકશ્રુતાંગ.

તીર્થંકર પરમાત્માની એકાંત હિતકર વાણીને સંગ્રહ કરનાર આ અગિયાર અંગોમાં અનુક્રમે ૧ આચાર, ૨ સંયમની નિર્મળતા, ૩ હેય–જ્ઞેય–ઉપાદેયનું સ્વરૂપ, ૪ અનેક પદાર્થોની વિવિધ માહિતી, ૫ ગણધર શ્રી ગૌતમસ્વામીએ પૂછેલા પ્રશ્નો અને પ્રભુએ આપેલા ઉત્તરો. ૬ અનેક ચરિત્રો અને દૃષ્ટાંતો, ૭ દશ મહાશ્રાવકોનાં વિસ્તૃત જીવનચરિત્રો, ૮ કેવલજ્ઞાન પામી તરત જ મોક્ષે જનાર મહામુનિઓનાં ચરિત્રો, ૯ સંયમની આરાધના કરી પાંચ અનુત્તરમાં જનાર મહામુનિઓનાં જીવનચરિત્રો, ૧૦ હિંસા વગેરે પાપના વિપાકો અને ૧૧ કર્મોનાં શુભાશુભ વિપાકો આદિનાં સવિસ્તર વર્ણનો છે,

**૨ બાર ઉપાંગ સૂત્રો :** દ્વાદશાંગીમાં વર્ણવેલ અનેક વિષયોમાંથી અમુક અમુક વિષય ઉપર વિશેષ વિવેચન કરનારાં શાસ્ત્રો તે ઉપાંગ ૧૨ છે. તે આ પ્રમાણે : ૧ ઔપપાતિક, ૨ રાજપ્રશ્નીય, ૩ જીવાજીવાભિગમ ૪ પ્રજ્ઞાપના, ૫ સૂર્યપ્રજ્ઞપ્તિ, ૬ જંબૂદ્વીપ પ્રજ્ઞપ્તિ, ૭ ચંદ્રપ્રજ્ઞપ્તિ ૮ નિરયાવલિકા. ૯ કલ્પાવતંસિકા ૧૦ પુષ્પિકા, ૧૧ પુષ્પચૂલિકા અને ૧૨ વૃષ્ણિદશા.

આ બાર ઉપાંગોમાં અનુક્રમે ૧ દેવોની જુદી જુદી યોનિઓમાં કયા કયા જીવો ઉપજે ? તેની માહિતી, ૨ પ્રદેશી રાજા અને કેશી ગણધરનો સંવાદ તથા સૂર્યાભદેવે ભગવાનની આગળ કરેલ બત્રીશ નાટકોની માહિતી, ૩ જીવ–અજીવનું સ્વરૂપ, ૪ જીવ અને પુદ્‌ગલ સંબંધી ૩૬ પદોનું વર્ણન, ૫ સૂર્ય સંબંધી વર્ણન, ૬ જંબૂદ્વીપ સંબંધી નાનીમોટી અનેક હકીકતો, ૭ ચંદ્ર સંબંધી વર્ણન, ૮ ચેડા મહારાજા અને કોણિક મહારાજાના યુદ્ધમાં શ્રેણિક મહારાજાના કાલ–મહાકાલ વગેરે દશ પુત્રો મરીને નરકમાં ગયા તેનું વર્ણન, ૯ કાલ–મહાકાલ વગેરે દશ ભાઈઓના પદ્મ–મહાપદ્મ વગેરે દશ પુત્રો સંયમની આરાધના કરી દશમા દેવલોકે ગયા તેનું વર્ણન, ૧૦ વર્તમાનકાલે વિદ્યમાન સૂર્ય–ચંદ્ર–શુક્ર વગેરેના પૂર્વભવો તથા બહુપુત્રિકા દેવીની કથા વગેરે ૧૧ જુદી જુદી

દશ દેવીઓના પૂર્વભવોનું વર્ણન અને ૧૨ કૃષ્ણવાસુદેવના મોટાભાઈ બળદેવના નિષધ વગેરે બાર પુત્રોના સંયમની આરાધનાને સમજાવનાર જીવનચરિત્રો આદિ વર્ણન આપવામાં આવેલ છે.

**૩ છ છેદસૂત્રો :** સંયમમાર્ગે પ્રયાણ કરતાં મુનિજીવનમાં થઈ જનાર દોષોની વિશુદ્ધિ માટે પ્રાયશ્ચિત્ત આદિની વ્યવસ્થા દર્શાવનાર સૂત્રો તે છેદસૂત્ર કહેવાય. તે હાલ છ છે. ૧ નિશીથ, ૨ બૃહત્કલ્પ, ૩ વ્યવહાર, ૪ દશાશ્રુતસ્કંધ (હાલ જે પર્યુષણા મહાપર્વમાં કલ્પસૂત્ર બારસાસૂત્ર નિયમિત વંચાય છે તે આ સૂત્રનું આઠમું અધ્યયન છે) ૫ જીતકલ્પ અને મહાનિશીથ. આ સૂત્રોમાં મુખ્યત્વે સાધુજીવનના આચારો, તેમાં લાગતા દોષો, તે દોષોની શુદ્ધિ માટે પ્રાયશ્ચિત્ત આદિના વિધાનો બતાવી સંયમજીવનની આરાધનાની નિર્મળતા. પરિણામશુદ્ધિ, આચારશુદ્ધિ અને પ્રાયશ્ચિત્ત શુદ્ધિ આદિનું સુંદર વર્ણન છે.

**૪ ચાર મૂલસૂત્રો :** શાસનની ઉત્પત્તિ, સ્થિતિ અને રક્ષણના પ્રાણસમા ચારિત્રના પાયાને મજબૂત કરનાર, શ્રુતજ્ઞાનના સાચા અધિકારી બનવાની યોગ્યતાનું ઘડતર કરનાર સંયમી જીવનના મૂલગ્રંથો આ પ્રમાણે ચાર છે : ૧ આવશ્યક સૂત્ર, ૨ દશવૈકાલિકસૂત્ર ૩ ઓઘનિર્યુક્તિ-પિંડનિર્યુક્તિ, ૪ ઉત્તરાધ્યયનસૂત્ર.

આ સૂત્રોમાં અનુક્રમે સામાયિક આદિ છ આવશ્યકનું સ્વરૂપ, ૨ સાધુ-સાધ્વીના મૂલભૂત આચારોનું વર્ણન, ૩ દીક્ષા ગ્રહણ કર્યા પછી કેવી રીતે બોલવું-ચાલવું-ગોચરી કરવી વગેરે સંયમ-જીવનને ઉપયોગી બાબતો અને ૪ પરમાત્મા શ્રી મહાવીરદેવની અંતિમ દેશના આદિનું સુંદર વર્ણન છે.

**૫ દશ પ્રકીર્ણકો** (પયન્ના) : ચિત્તના આરાધકભાવને જાગૃત કરનારા નાના-નાના ગ્રંથો તે પ્રકીર્ણક દશ છે. તે આ પ્રમાણે : ૧ ચતુઃશરણ, ૨ આતુર પ્રત્યાખ્યાન, ૩ મહાપ્રત્યાખ્યાન, ૪ ભક્તપરિજ્ઞા, ૫ તંદુલવૈચારિક, ૬ સંસ્તારક ૭ ગચ્છાચાર, ૮ ગણિવિદ્યા, ૯ દેવેન્દ્રસ્તવ, અને ૧૦ મરણસમાધિ.

આ દશ પ્રકીર્ણકમાં અનુક્રમે ૧ ચાર શરણ, ૨ સમાધિમરણની પૂર્વ તૈયારી રૂપે આરાધના, ૩ અનશન માટેની તૈયારીની માહિતી ૪ ચાર આહારના ત્યાગ માટેની ઉચિત મર્યાદા, ૫ જીવની ગર્ભાવસ્થા પછીની ક્રમિક અવસ્થા વગેરે, ૬ અંતિમ સમયે ચાર આહારનો ત્યાગ કરી સંથારો કેવી રીતે કરવો ? ૭ સાધુઓના આચારની મર્યાદા અને સુવિહિત સમુદાયનું સ્વરૂપ, ૮ આચાર્ય ભગવંતોને જરૂરી એવા જ્યોતિષ-મુહૂર્ત આદિની માહિતી,

૯ તીર્થંકર ભગવંતની ભક્તિ કરી જીવન સફળ બનાવનાર ઇંદ્રોનું વર્ણન અને મરણસમયે સમાધિ જાળવવાની માહિતી આદિનાં વર્ણનો આપેલ છે.

૬ **બે ચૂલિકાસૂત્રો :** ૧ નંદીસૂત્ર, ૨ અનુયોગદ્વારસૂત્ર, આ બંને આગમ દરેક આગમોના અંગભૂત છે. નંદીસૂત્ર દરેક આગમોના આરંભે મંગલરૂપે છે અને અનુયોગદ્વાર સૂત્ર આગમોની વ્યવસ્થિત વ્યાખ્યા માટે સવિસ્તર માહિતી આપનાર વ્યાખ્યા ગ્રંથ છે. આ બે સૂત્રોના વ્યવસ્થિત અભ્યાસ વિના જૈન આગમોનું સાચું રહસ્ય જાણી શકાતું નથી.

આ પ્રમાણે વર્તમાન ૪૫ આગમોનો અભ્યાસ કરવાનો અધિકાર તે તે આગમના યોગોદ્વહન કરનાર પૂજ્ય મુનિ ભગવંતોનો છે. પૂજ્ય સાધ્વીજી મહારાજો પણ યોગોદ્વહન કરી આમાંના કેટલાક આગમોનો અભ્યાસ કરી શકે છે. શ્રાવક–શ્રાવિકાઓ ગુરુમુખેથી સાંભળી તે તે આગમોના અર્થ જાણી શકે છે પણ તેઓને માટે યોગોદ્વહનનું વિધાન ન હોવાથી જાતે અભ્યાસ કરી શકે નહીં.

આ આગમોનાં ૧ મૂળસૂત્રો, ૨ તેની નિર્યુક્તિઓ ૩ ભાષ્યો, ૪ ચૂર્ણિઓ અને ૫ ટીકાઓ–વૃત્તિઓ–અવચૂરિ એમ દરેકનાં પાંચ અંગો છે. તે પંચાંગી તરીકે સુપ્રસિદ્ધ છે અને તે દરેક પ્રમાણભૂત ગણાય છે.

## અન્ય જૈન સાહિત્ય

આગમ સાહિત્યના આધારે પૂર્વના જ્ઞાની મહાપુરૂષોએ જીવોનું એકાંત હિત કરવાની ભાવનાથી પ્રેરાઇ સંસ્કૃત–પ્રાકૃત આદિ ભાષાઓમાં લાખો–ક્રોડો શ્લોક પ્રમાણ દ્રવ્યાનુયોગ, ગણિતાનુયોગ, ચરિત્તાનુયોગ અને ચરણકરણાનુયોગ રૂપે અનેક પ્રકારના સાહિત્યની રચના કરી છે.

અભ્યાસની દૃષ્ટિએ વિચારીએ તો–

અ પંચપ્રતિક્રમણ, જીવવિચાર આદિ ચાર પ્રકરણ, ત્રણ ભાષ્ય, પ્રાચીન તથા નવ્ય કર્મગ્રંથો, પંચસંગ્રહ, કર્મપ્રકૃતિ, તત્ત્વાર્થસૂત્ર, બૃહત્ સંગ્રહણી, ક્ષેત્રસમાસ, વિશેષાવશ્યક ભાષ્ય, સપ્તતિકા ભાષ્ય વગેરે તાત્ત્વિક પ્રકરણો.

(આ) લઘુ હૈમપ્રક્રિયા, સિદ્ધહૈમ લઘુવૃત્તિ--બૃહદ્‌વૃત્તિ વગેરે જૈન વ્યાકરણો.

(ઇ) સ્યાદ્વાદમંજરી, અનેકાંત જયપતાકા, રત્નાકરાવતારિકા, ષડ્ દર્શન સમુચ્ચય, સ્યાદ્વાદરત્નાકર, સ્યાદ્વાદરહસ્ય, સમ્મતિતર્ક, દ્વાદશાર નયચક્ર વગેરે જૈન ન્યાયગ્રંથો.

(ई) વાગ્ભટ્ટાલંકાર, કાવ્યાનુશાસન, નાટ્યદર્પણ વગેરે સાહિત્યશાસ્ત્રના જૈન ગ્રંથો.

(ऊ) જ્ઞાનસાર, અધ્યાત્મસાર, પ્રશમરતિ સંવેગરંગશાળા, ઉપદેશપ્રાસાદ, ઉપદેશ-રત્નાકર, ઉપદેશમાળા, સમ્યક્ત્વ સપ્તતિકા, સૂક્તમુક્તાવલી વગેરે જૈન ઉપદેશના ગ્રંથો.

(ऋ) હીરસૌભાગ્ય, ધર્મસંગ્રહ, ધર્મરત્નપ્રકરણ, વિધિમાર્ગપ્રપા, વિચારસારપ્રકરણ, ઉપદેશપદ, પંચાશક, પ્રવચનપરીક્ષા, ધર્મપરીક્ષા, અધ્યાત્મમત પરીક્ષા, પંચવસ્તુ, ઉપદેશ રહસ્ય, પ્રતિમાશતક, ષોડશક, વીશીઓ, બત્રીશીઓ વગેરે જૈન વિચારણાના ગ્રંથો.

(ॠ) હીરસૌભાગ્ય, દ્વયાશ્રય, શાંતિનાથ મહાકાવ્ય, પાર્શ્વનાથ મહાકાવ્ય, પાંડવ-ચરિત્ર મહાકાવ્ય વગેરે પદ્ય કાવ્યો, કુવલયમાળા, તિલકમંજરી, ઉપમિતિ ભવ પ્રપંચા, વૈરાગ્ય કલ્પલતા વગેરે જૈન કાવ્યો.

(ऌ) પ્રાકૃત પ્રવેશ, પ્રાકૃત વ્યાકરણ વગેરે પ્રાકૃત વ્યાકરણો.

(ॡ) વિજયચંદકેવળીચરિયં, પઉમચરિયં, સુરસુંદરીચરિયં, સુદંસણાચરિયં, વસુદેવ-હિંડી, સમરાઇચ્ચકહા, ચઉપન્ન મહાપુરિસચરિયં વગેરે પ્રાકૃત જૈન કાવ્યો.

(ए) સત્ય હરિશ્ચંદ્ર, મુદ્રિત કુમુદચંદ્ર, નલવિલાસ વગેરે જૈન નાટક ગ્રંથો.

(ऐ) શ્રી વીતરાગસ્તોત્ર, મહાદેવસ્તોત્ર, સિદ્ધસેનકૃત દ્વાત્રિંશિકા, શોભન સ્તુતિ ચોવીશી, ઐન્દ્ર સ્તુતિ ચોવીશી, ધનપાલ કૃત ઋષભપંચાશિકા વગેરે જૈન સ્તુતિ ગ્રંથો.

(ओ) છંદોનુશાસન વગેરે છંદશાસ્ત્રના ગ્રંથો,

(औ) પ્રતિમાલેખ સંગ્રહ, પ્રાચીન લેખ સંગ્રહ વગેરે જૈન સંશોધનના ગ્રંથો.

(अं) વિવિધ તીર્થકલ્પો વગેરે તીર્થોની મહત્તા અને મહત્ત્વનાં સ્થળ દર્શાવનારા ગ્રંથો.

(अः) અર્હન્નીતિ વગેરે જૈન રાજ્યનૈતિક ગ્રંથો.

(क) વાસ્તુશાસ્ત્ર, પ્રાસાદમંડન વગેરે જૈન શિલ્પના ગ્રંથો.

(ख) લગ્નશુદ્ધિ, દિનશુદ્ધિ, જ્યોતિષ્કરંડક, આરંભસિદ્ધિ વગેરે જૈન જ્યોતિષ્કના ગ્રંથો.

(ग) ધ્વજદંડ, પ્રતિષ્ઠાવિધાન, અર્હદભિષેક, અર્હત્પૂજન, સિદ્ધચક્રપૂજન, શાંતિસ્નાત્ર, અષ્ટોત્તરી સ્નાત્ર વગેરે જૈન વિધિ–વિધાનના ગ્રંથો.

(घ) અર્હચ્ચૂડામણિ, અષ્ટાંગ નિમિત્ત, અંગવિદ્યા વગેરે જૈન નિમિત્તશાસ્ત્રના ગ્રંથો.

(ङ) પદ્માવતી કલ્પ, ચક્રેશ્વરી કલ્પ, સૂરિમંત્ર કલ્પ, ઉવસગ્ગહર કલ્પ, નમિઊણ કલ્પ વગેરે જુદા જુદા મંત્ર કલ્પના જૈન ગ્રંથો.

(च) સ્વરશાસ્ત્ર, સ્વપ્નશાસ્ત્ર, સામુદ્રિકશાસ્ત્ર, વિવેક વિલાસ, ભદ્રબાહુસંહિતા વગેરે જુદા જુદા વિજ્ઞાનના ગ્રંથો.

(छ) યોગશાસ્ત્ર, યોગબિંદુ, યોગદૃષ્ટિ સમુચ્ચય, ધ્યાનશતક, જ્ઞાનાર્ણવ, યોગશતક વગેરે જૈન યોગના ગ્રંથો.

(ज) અભિધાન ચિંતામણિ, ધનંજય નામમાળા, દેશી નામમાળા, અભિધાન, રાજેન્દ્ર વગેરે જૈન શબ્દ કોશો તથા અનેકાંત રત્નમંજૂષા (જેમાં અષ્ટલક્ષાર્થીમાં राजा नो ददते सौख्यम् ના આઠ લાખ અર્થ આપેલ છે) શતાર્થવીથી (જેમાં યોગશાસ્ત્રના પ્રથમ શ્લોક नमो दुर्वार–रागादि ના એકસો ચાર અર્થ કર્યા છે) વગેરે શબ્દ ચમત્કૃતિના ગ્રંથો.

(झ) જૈનશૈલીને અનુસરતા સંગીતશાસ્ત્ર, જૈન વૈદક, જૈન આહારવિધિ, ભક્ષ્યાભક્ષ્ય વિવેક, ચૈતન્ય વિજ્ઞાન, કર્મવિજ્ઞાન, સમાજશાસ્ત્ર, અર્થશાસ્ત્ર, માનવશાસ્ત્ર, નીતિશાસ્ત્ર આદિ ગ્રંથો.

આ રીતે દરેક પ્રકારની જુદી જુદી યોગ્યતાઓવાળા આત્માઓ જુદા જુદા પ્રકારનો અભ્યાસ કરી શકે તે માટેનું વિપુલ જૈન સાહિત્ય પૂર્વના મહાપુરુષોએ રચેલ છે.

ગુજરાતી આદિ દેશી ભાષાઓમાં પણ જુદા જુદા રાસો, ૧૨૫–૧૫૦–૩૫૦ ગાથાનાં સ્તવનો, દ્રવ્ય–ગુણ–પર્યાયનો રાસ, સ્તવન–સજઝાયનાં ઢાળીયાંઓ, સ્તવન ચોવીશીઓ, સ્તવન વીશીઓ, સમુદ્ર–વહાણ સંવાદ, ચૈત્યવંદન સ્તુતિ–સ્તવન–સજ્ઝાય આદિ વિપુલ સાહિત્ય પૂર્વના મહાપુરુષોએ રચેલ છે.

વર્તમાનમાં પણ સ્વ. આ. વિજયપ્રેમસૂરીશ્વરજી મ.શ્રીની પ્રેરણાથી તેમના શિષ્ય-પ્રશિષ્યાદિએ લાખો શ્લોક પ્રમાણ કર્મવિષયક જૈન સાહિત્ય સંસ્કૃત–પ્રાકૃત ભાષામાં નિર્માણ કરેલ છે.

ઉપરોક્ત વિવિધ વિષયક ગ્રંથોના અભ્યાસ માટે વ્યવસ્થિત યોજના કરવામાં આવે અને તેમાં રસ લેનાર વિદ્યાર્થીઓની પરીક્ષા લઇ ઉચ્ચ પ્રકારના ઇનામો અને પ્રમાણપત્રો આપવામાં આવે. તે તે ગ્રંથોના વ્યવસ્થિત અભ્યાસ માટે કેન્દ્રો ઉભા કરવામાં આવે તો પૂર્વના મહાપુરુષોએ રચેલ ભિન્ન ભિન્ન વિદ્યાનાં જુદા જુદા શાસ્ત્રોનો અભ્યાસ ચાલુ થવાથી તે તે વિષયના જાણકાર પુરુષો સંઘને મળી રહેશે.

સાત્ત્વિક ધાર્મિક જીવનના ઘડતર માટે ચતુર્વિધ શ્રી સંઘને કલિકાલસર્વજ્ઞ આ. શ્રી હેમચંદ્રસૂરિ મ.ના યોગશાસ્ત્રનું અધ્યયન વિશેષ ઉપકારી છે. સમગ્ર સંઘમાં પાઠ્ય પુસ્તક

તરીકે બની શકે તેવી યોગ્યતા છે. શ્રી કુમારપાળ મહારાજા દરરોજ એ ગ્રંથોનો સ્વાધ્યાય કરીને જ દાતણ કરતા હતા.

આ ગ્રંથોનું પઠન–પાઠન ભવિષ્યમાં ચાલુ રહેશે તો જૈન શૈલી અનુસાર નવા વિવેચનો, સ્પષ્ટીકરણો અને સંશોધનો ઉમેરાશે અને આપણી આ ઉપકારક પ્રાચીન વિદ્યા ચિરકાળ જીવંત રહેશે.

આપણી પાસે હજારો વર્ષોથી પૂર્વાચાર્યોએ રચેલાં જ્ઞાનનાં લાખો પુસ્તકો વિદ્યમાન છે, તે આજ સુધી સચવાઈ પણ રહ્યાં. ખરેખર ! એ પણ આપણું મહાન સદ્‌ભાગ્ય છે.

પૂર્વકાળની અપેક્ષાએ તે પ્રમાણમાં ઓછાં હશે તો પણ આ યુગના આપણા જેવા આત્માઓ માટે તો તે પણ વિપુલ પ્રમાણમાં છે તેમ કહી શકાય.

વિશ્વનું કલ્યાણ કરનાર એ અણમોલ ધન છે, સદ્‌ભાગ્યે સારી રીતે અધ્યયન કરી શકે તેવા શક્તિ–સંપન્ન તેજસ્વી સુયોગ્ય આત્માઓ પણ આજે જૈન સંઘમાં વિદ્યમાન છે. આજે અધ્યયન ચાલે પણ છે, **શ્રી યશોવિજયજી જૈન સંસ્કૃત પાઠશાળા મહેસાણા** તે અંગે આંશિક કાર્ય કરી રહેલ છે. પરંતુ તેમાં વધારે વેગ લાવી તેને ફરીથી વધુ સજીવન કરવાની ખાસ જરૂર છે. ગીતાર્થ પુરુષોની સલાહ અનુસાર તેને યોગ્ય રીતે ચાલુ કરવામાં આવે તો માનવજગતને અત્યંત ઉપકારક નિવડે તેમ છે. શક્તિસંપન્ન આત્માઓ યોગ્ય પ્રયત્ન કરે એજ અભ્યર્થના.



# ગૌરવ લેવા જેવી સંસ્થા

મુમુક્ષુ—નગીનદાસ કેવળદાસ પારડીવાળા

શ્રી યશોવિજયજી જૈન સંસ્કૃત પાઠશાળા—મ્હેસાણાની બાબતમાં સવિશેષ ગૌરવ લેવા જેવી બે બાબતો છે.

૧ ગૃહસ્થે શરૂઆત કરી, જ્યાં ત્યાંથી ટીપ કરી, સહાયતા મેળવી, નિભાવી તેને ઘેઘૂર વડલા સ્વરૂપે બનાવનાર શ્રી વેણીચંદભાઈ અમર બની ગયા.

૨ યાદૃશી ભાવના તાદૃશો સિદ્ધિઃ

જેવું બીજ હોય તેવું જ વૃક્ષ થાય. બીજ પીંપળાનું હોય તો લીંબડો ન થાય. તે રીતે તેમની રગેરગમાં ધર્મ વણાઈ ગયેલો અને તેમના હૈયામાં જે જાતની ઉત્કંઠા હતી તેવી જ ફળીભૂત થઈ. આ ૮૦ વર્ષના ગાળામાં—

૧ અનેક સંયમ પંથે વિચર્યા છે અને આત્મવિકાસની સાથે મહા—પદવીધર પણ થયા છે.

૨ અનેક તે પંથે જવાની ઉત્સુકતાવાળા શ્રદ્ધાળુ બન્યા છે.

૩ અનેક પંડિતો અને વિદ્વાન બન્યા છે,

૪ અનેક ધંધાદારી ગૃહસ્થો પણ ધર્મ પ્રત્યે અડગ શ્રદ્ધાવાન્ થયા છે.

૫ મ્હેસાણા તથા પાલીતાણામાં સાધુ—સાધ્વી કે ગૃહસ્થોને ભણાવવા પંડિતજીની સુંદર વ્યવસ્થા કરી રાખેલ છે.

૬ સાધુ—સાધ્વી વૈયાવચ્ચ ખાતું તથા જૈન ધર્મ સાહિત્ય પ્રકાશન વિભાગ પણ સુંદર કાર્ય કરી રહેલ છે.

આ રીતે જૈન ધર્મના અને જૈનોના પ્રાણસમી આવી કલ્યાણકારી નિઃસ્પૃહ સંસ્થા વિશ્વભરમાં આ એક જ છે. કે જેને વિકસાવવાની બે રીતે જરૂરત છે—

૧ આજે વ્યવહારિક ભણેલાઓ, નોકરી ન મળતાં બેકાર ફરે છે, છેવટે અવળે ધંધે ચડી જાય છે.

૨ જ્યારે આ જ્ઞાનનો અભ્યાસ કરવાથી સંસ્કારી જીવનસહિત આત્મિક વિકાસ થશે અને આજીવિકા માટે નોકરી શોધવા જવું નહિં પડે.

# શ્રીમદ્ યશોવિજયજી જૈન સંસ્કૃત પાઠશાળા-મહેસાણા
## બાહ્ય-આંતરિક વિકાસ યોજનાઓ

લેખક : **શ્રી દલપતભાઈ સી. શાહ**
(પ્રાધ્યાપક-શ્રી જૈન પાઠશાળા-**પાલનપુર**

### બાહ્ય વિકાસ

૧. આર્થિક સદ્ધરતા, ૨. મકાનની અનુકુળતા, ૩. સંસ્થાની પ્રચાર યોજનાઓ, ૪. ભૂતપૂર્વ વિદ્યાર્થી મંડળની સ્થાપના, ૫. પરદેશમાં પણ સંસ્થાનો પ્રચાર, ૬. ભારતની પાઠશાળાઓ સાથે પુનઃ સંબંધ સ્થાપવા તથા સ્થિર કરવા ઉપાયો, ૭. અન્ય પાઠશાળાઓને સારૂં પ્રોત્સાહન આપી શકાય તેવા જનરલ ફંડની યોજના, ૮. તમામ ભૂતપૂર્વ વિદ્યાર્થીઓ સંસ્થા સાથે સંકળાયેલા રહે તે રીતે પરસ્પર હિતની વિચારણા, ૯. સંસ્થાના સંચાલન માટે જરૂરી પુરતા અને યોગ્ય સ્ટાફની નિમણુંક, ૧૦. મુખ્ય સુપ્રિટેન્ડની નિમણુંક, ૧૧. પૂજ્ય આચાર્યાદિ મુનિ ભગવંતો તથા સદ્‌ગૃહસ્થોની પ્રેરણાઓ તથા સુચનાઓ મેળવી તેનો યોગ્ય અમલ તથા તેમની સાથે વ્યવસ્થિત સંબંધ સ્થાપિત કરવાની વિચારણા, ૧૨. સંસ્થાના પરીક્ષક-પ્રચાર ખાતામાં બેથી ત્રણ યોગ્ય વ્યક્તિઓની નિમણુંક કરી વ્યવસ્થિત રૂપમાં દરેક ક્ષેત્રવાર પ્રચારની યોજનાઓ.

### આંતરિક વિકાસ :

૧ વિદ્યાર્થીઓનાં માનસ દબાઈ ન જાય, અને તેનો યોગ્ય દિશામાં વિકાસ થાય તે જાતનું વલણ અપનાવવાની જરૂર.

૨ વિદ્યાર્થીઓને અપાતા ધાર્મિક સંસ્કૃત જ્ઞાનમાં એમના આત્માનો વિકાસ થાય. હૃદય, મન શુદ્ધ બને, નૈતિક બળ વધે. ચારિત્ર વિશુદ્ધ બને-અક્ષુદ્ર-સંતોષી બને તથા કોઇપણ સંજોગોમાં એ પોતાનું તથા પોતાના કુટુંબનું પોષણ કરી શકે તેવી યોગ્યતા પ્રાપ્ત કરે. જિનાજ્ઞાઓ પ્રત્યે વફાદાર રહે. તથા પાઠશાળા કઈ રીતે ચલાવવી ? કેમ ભણાવવું ? બાળકોને કેમ ભણાવવું ? બાળકોને કેમ આકર્ષવા વગેરે તાલીમ પણ મેળવે. આ બધી જ ચીજોનો સમાવેશ થાય તોજ કાર્ય પૂર્ણ થાય,

૩ ચારિત્રશીલ, પ્રેમાળ, આધ્યાત્મિક વૃત્તિવાળા, જ્ઞાનરસિક માનસ શાસ્ત્રના જાણકાર વિવિધ વિષયજ્ઞ અધ્યાપકોની ગોઠવણ.

૪ કોઈપણ સંજોગોમાં વિદ્યાર્થીઓનો તિરસ્કાર અપમાન ન થાય. તેમનું સ્વમાન જળવાય તેની કાળજીની જરૂર.

૫ વિદ્યાર્થીઓને કરાવવામાં આવતી ક્રિયાઓ પ્રત્યે ભાવોલ્લાસ જાગૃત કરવાની જરૂર.

૬ જ્ઞાનાવરણના ક્ષયોપશમ સાથે બાળકોનો મોહનીય અને અંતરાય કર્મોનો પણ ક્ષયોપશમ થાય. એમનું પૂન્યબળ વધે, એ માટે શ્રી પંચપરમેષ્ઠિઓ પ્રત્યે નમસ્કાર ભાવ. શ્રી નવપદ ધ્યાન. ત્રિવિધ પ્રણિધાન પૂર્વકની ભક્તિ પ્રાર્થના આદિની પ્રયોગાત્મક તાલીમ.

૭ સંસ્થામાંથી તૈયાર થઈ ધાર્મિક ક્ષેત્રોમાં પ્રવેશતા શિક્ષકો ચારિત્ર અને નૈતિક, આધ્યાત્મિક બળ વિના કદાપિ સ્થિર રહી શકતા નથી. સંયમ–નિયમ–સદાચારીમાં શિથિલ બનતાં આ ક્ષેત્ર છોડી અન્ય ક્ષેત્રોમાં ચાલ્યા જાય છે. ભૌતિક વિલાસી જીવનની ઘેલછામાં વધુ ને વધુ આર્થિક લાભની તૃષ્ણામાં ફસાઈ, મહાન જ્ઞાન ધનનું ગૌરવ ભૂલી જાય છે. આ માટે અભ્યાસ કાળ દરમ્યાન એ વિદ્યાર્થીઓને અભ્યાસના વિષયો સાથે ચારિત્ર અને શ્રદ્ધા બળ ઉત્પન્ન કરતા ચરિત્ર ગ્રંથોનું વાંચન–આધ્યાત્મિક ગ્રંથોનું પરિશીલન તથા વૈરાગ્ય પોષક સંસ્કાર સિંચનની ખૂબ જરૂર આજના વિષમ કાળમાં છે.

૮ વર્તમાન વૈજ્ઞાનિક યુગની દલીલો અને ભૌતિક મિથ્યાબળો સામે ટકી શકે તેવું વાંચન, લેખન, અનુભવ વિદ્યાર્થીઓને અપાય તે પણ જરૂરી છે.

૯ દર વર્ષે સંસ્થાનો સ્થાપના દિન, સ્વ. વેણીચંદભાઈનો સ્વર્ગ દિન, પ. પૂ. યશોવિજયજી મ. સા.નો સ્વર્ગારોહણ દિન, વિગેરેની જાહેર ઉજવણીઓના કાર્યક્રમો યોજીને તેમાં વિદ્યાર્થીઓને વક્તૃત્વ, નિબંધ આદિ સ્પર્ધાઓ તથા ધાર્મિક સંવાદો, સંગીત આદિ સંસ્કાર કાર્યક્રમોનું આયોજન કરવાની તાલીમ આપવી. જેથી ભવિષ્યમાં તેઓ આવા કાર્યક્રમોનું આયોજન અને સંચાલન કરી શકે. અને પ્રસંગોચિત વક્તવ્યો કરી શકે.

૧૦ વિદ્યાર્થીઓને વિવિધ બધી ભાષાઓનું જ્ઞાન આપવું જોઈએ. તથા જૈન ધર્મની બાહ્ય–આંતરિક રૂપરેખા તેમજ સિદ્ધાંતોનો સ્પષ્ટ ખ્યાલ તેમજ અન્ય મત–મતાંતરો તેમજ સંપ્રદાયોના સિદ્ધાંતો સાથે તુલનાત્મક તેમજ સમન્વયાત્મક જ્ઞાન અને તે બધામાં આપણા સિદ્ધાંતોની વિશિષ્ટતા દર્શાવતી ચર્ચા–વિચારણાનો બોધ.

૧૧ વિવિધ ક્રિયાઓ–અનુષ્ઠાનોનું જ્ઞાન અને એ ક્રિયા અનુષ્ઠાનો નિઃસ્વાર્થ, નિષ્કામ ભક્તિથી કરવાની પ્રેરણા અને શ્રદ્ધાબળ.

૧૨ સંસ્થામાંથી નીકળ્યા પછી માતૃ સંસ્થ પ્રત્યે કૃતજ્ઞતા, ઋણુ સ્વિકાર અને સેવાનો ભાવ પ્રગટાવવો જરૂરી છે.

સંસ્થાના અમૃત મહોત્સવ પ્રસંગે ભૂતપૂર્વ વિદ્યાર્થી બંધુઓએ દાખવેલો અપૂર્વ ઉત્સાહ ખરેખર ! કૃતજ્ઞભાવનું અપૂર્વ ઉદાહરણ પુરૂં પાડે છે. તેમાં પણ ધર્મપ્રેમી શ્રીયુત્ સોમચંદભાઇ ડી. શાહ. શ્રીયુત્ કપુરચંદભાઈ વારૈયા, પંડિત શ્રી મફતલાલભાઇ, પંડિત શ્રી છબીલદાસભાઇ તેમજ બેંગ્લોર; મુંબઈ, અમદાવાદ, મહેસાણા આદિના પંડિતોએ આપેલી સેવાઓ અનુમોદનીય છે.

આવું સુંદર ફંડ થયા પછી હવે એના દ્વારા ભારતભરમાં ધાર્મિક જ્ઞાનની જ્યોત જવલંત કરે એવા તેજસ્વી વિદ્વાનો તૈયાર થાય તેમજ ભારતભરમાં ગામેગામ પાઠશાળાઓનું નવનિર્માણ અને પુનરુદ્ધારનું ભગીરથ કાર્ય પણ સફળ થાય એવી અંતરની મનોકામના તેમજ માતૃસંસ્થાને અંતરના કોટીકોટી નમસ્કાર અને શુભ ભાવોનું સમર્પણ કરી શાસનદેવને પ્રાર્થના કરૂં છું કે માતૃ સંસ્થાની વિવિધ સેવા કરવાનું અમને વિશિષ્ટ બળ આપો. એજ નમ્ર પ્રાર્થના.



## શ્રીમદ્ યશોવિજયજી જૈન સંસ્કૃત પાઠશાળા અને
## શ્રી જૈન શ્રેયસ્કર મંડળ-મહેસાણા

* શ્રી જિનાગમ રૂપી મહાશ્રુત જ્ઞાનની પ્રાપ્તિ માટેનું પ્રથમ પગથીયું.
* બાલ માનસ માટે શ્રી રત્નત્રયીની મંગલ સાધનાનું કેન્દ્ર.
* શ્રી માનવ જીવનના સર્વતોમુખી વિકાસ માટેનું અજોડ વિદ્યાધામ.
* વિદ્યાર્થીઓના જીવનને ઉજાળનાર એક દીપક.
* જ્ઞાનની પરબ ચલાવી સંસ્કારનું સિંચન કરતી માતા.
* અજ્ઞાનરૂપી અંધકારમાં ઉજ્જવળ પથદર્શક ભોમીયો.
* બાલ્ય જીવનમાં મહત્વનો ભાગ ભજવનાર આદર્શ શિક્ષક.
* બાલ માનસને વિકસાવી યુવાવસ્થામાં જાગૃતિની ઉષા પ્રગટાવતી.

આ પાઠશાળા જિનશાસનનો જયજયકાર કરે, એજ અમારી મનોકામના.

* સમ્યગ્જ્ઞાનનો પ્રકાશ જીવનમાં પ્રગટાવવા દાનનાં પવિત્ર ઝરણાં ધાર્મિક શિક્ષણ ક્ષેત્રે વાળો.

લી. પંડિત શ્રી રમણીકલાલ મણીલાલ સંઘવી
મલાડ ઈસ્ટ (ભાભરવાલા)

# હું પાઠશાળામાં કેમ દાખલ થયો ?

પૂ. ઉપાધ્યાયજી શ્રી ભદ્રબાહુસાગરજી મ.

મેં મેટ્રીક સુધી અભ્યાસ કર્યો. સં. ૧૯૯૫ માં ઘણી મહેનત કરી છતાં નપાસ થયો. આટલી બધી તનતોડ મહેનત કરી છતાં નપાસ થવા બદલ વૈરાગ્ય ઉત્પન્ન થયો. તે દરમ્યાન બોરસદ પૂજ્ય મુનિશ્રી દેવેન્દ્રવિજયજી મહારાજ સાહેબ પાસે જવાનું થયું. એક માસ તેમની પાસે અભ્યાસ કરવાથી લઘુશાન્તિ સિવાય બે પ્રતિક્રમણનાં સૂત્રો કંઠસ્થ થઇ ગયાં અને પ. પૂ. મુનિ દેવેન્દ્રવિજયજી મહારાજના ઉપદેશથી ચારિત્રની ભાવના ઉત્પન્ન થઇ. મારે સાધુ સમુદાયનો પરિચય નહિ, તેમજ ચારિત્ર જીવનનો પુરતો અભ્યાસ નહિ જેથી પૂજ્ય ભગવંતને મેં કહ્યું કે, આપણા જૈન સમાજમાં કોઈ એવી સંસ્થા છે કે "જે જૈન દર્શનનું જ્ઞાન વિદ્યાર્થીઓને આપી શકે."

પૂ. મુનિશ્રીએ મારા સંસારી મામા શ્રી ગોરધનદાસને આ પાઠશાલામાં મને દાખલ કરવા ભલામણ કરી. અને શંખેશ્વર ચૈત્ર માસની નવપદની ઓળી કરાવી મને પાઠશાલામાં દાખલ કર્યો. એક વરસના અભ્યાસ દરમ્યાન જીવવિચાર અને નવતત્વનું વિશેષ પ્રકારે જ્ઞાન થયું અને સમજાયું કે સાચું જ્ઞાન નવતત્ત્વનું છે બાકી અત્યાર સુધી જે જ્ઞાન મેળવ્યું તે પાણી વલોવ્યા બરોબર છે.

તે સમયે મેનેજર તરીકે શ્રી પ્રભુદાસ બેચરદાસ વિદ્યાર્થીઓના અભ્યાસની ઘણી કાળજી રાખે, તેમણે મને ઘણી સમજાવટ કરી અંગ્રેજી શિક્ષણના નાસ્તિક વિચારો દૂર કર્યા. રોજ પાઠશાલાના નિયમ પ્રમાણે સામાયિક કરાવે અને ત્રણ કલાક ઉપદેશ આપી આર્ય સંસ્કારો તેમજ પાઠશાળાના જૈન સંબંધી આચાર-વિચારમાં સ્થિર કર્યો.

ખુબીની વાત એ હતી કે મેનેજર સાહેબને ગમે ત્યારે પ્રશ્ન કરીએ તો કંટાળ્યા વિના જવાબ આપે અને બીજા પ્રશ્નોના વગર પૂછે જવાબ મલી જાય અને વાતવાતમાં જાણે કલાકો પૂરા થાય તે પણ ખબર પડે નહિ. આવી રીતે બપોરના પાઠશાળામાં સઘળા વિદ્યાર્થીઓને સમજાવે. તે વખતે અંગ્રેજીનો અભ્યાસ મારે હતો, જેથી પ્રશ્ન પૂછવામાં અને સાંભળવામાં ઘણો જ આનંદ આવતો સાથોસાથ રસ પણ પડતો, આ પ્રમાણે શંકાઓનું નિરાકરણ કરી જૈન દર્શન ઉપર શ્રદ્ધા દૃઢ કરાવી હતી.

પજુસણના પર્વ દરમ્યાન વિદ્યાર્થી નગીનદાસ કેવળસીભાઈની પ્રેરણાથી ૧૬ ઉપવાસ કર્યા. અને તે સમયે શિક્ષક તરીકે શ્રી મણીલાલ નથુભાઈ હતા. તેઓ મારી ભૂલચૂક માફ

કરી અભ્યાસમાં પ્રોત્સાહન આપે. ઉપવાસ સારી રીતે થઇ ગયા, અને મેનેજર સાહેબે કહ્યું કે "તમારામાં રહેલ ગુપ્ત શક્તિના કારણે એક આદર્શ પુરુષ યા સાધુ થશો." અને તેમનો આશીર્વાદ ફળ્યો.

આસો માસની ઓળી આવી તે દરમ્યાન પાટણથી શેઠ નગીનદાસ કરમચંદ હોલમાં બીરજમાન પૂ. આચાર્ય શ્રી ભક્તિસૂરીશ્વરજી મ. તરફથી પાઠશાળાના વિદ્યાર્થીઓને ઉપધાન કરવા માટે મોકલવા જણાવ્યું. જેમાં પાઠશાળાના શિક્ષક શ્રી કુંવરજીભાઈ સાથે અમે ૧૮ વિદ્યાર્થીઓ ઉપધાન તપમાં જોડાયા. લોકો નાના વિદ્યાર્થીઓને જોઈ ઘણા ખુશી થતા. એક અઢારીયું પુરૂં થયું અને બધા વિદ્યાર્થીઓ પોતાને ઘેર ચાલ્યા ગયા. હું એક રહ્યો અને ઉપધાન પૂરાં કર્યાં. પૂ. આ. શ્રી ભક્તિસૂરિજી મ.ની વૈરાગ્યપ્રેરક દેશનાથી ચારિત્ર લેવાની ભાવના દૃઢ થઇ. તેમણે જણાવ્યું કે જેણે દોઢ માસનાં ઉપધાન કર્યાં હોય તેને ચારિત્રનું પાલન કરવું એ એક સોપારીના ટુકડા બરોબર છે. કાંઇ જ કઠીન નથી એટલે ચારિત્રનું પાલન કરવું ઘણું સહેલું છે.

ત્યારબાદ પૂજ્ય પં. તિલકવિજયજી ગણીવર તેમજ પૂજ્ય મુનિશ્રી બુદ્ધિવિજયજીનું ચોમાસુ મહેસાણા થયું. તેમની પાસે પોસહ–સામાયિક ક્રિયાકાંડ કરતો હતો. આ બંધવ બેલડીએ બ્રહ્મચર્યની બાધા તેમજ ધંધો ન કરવો. આ પ્રમાણે અભિગ્રહ કરાવ્યો. અને જ્યાંસુધી દીક્ષા ન લેવાય ત્યાંસુધી છ વિગઈનો ત્યાગ કરાવ્યો. એક વરસ છ વીગઈનો ત્યાગ રહ્યો અને શરીરમાં અશક્તિ આવી. અને ત્યાર બાદ બે ત્રણ વખત દીક્ષા લેવા માટે ઘરથી રજા સિવાય નાસી ગયો. અને ત્રીજી વખતે પૂ. આચાર્યદેવ શ્રી કૈલાસસાગર સૂરીશ્વરજી મ. પાસે મહુડી દીક્ષા લીધી. સં. ૨૦૦૧ ના વૈશાખ સુદ ૩ અને વિજાપુર વડી દીક્ષા થઇ.

હવે જે અભ્યાસ બે વરસમાં થયો તેના સંસ્કારથી દીક્ષાનું પાલન અને ત્યારબાદ વાંચન વ્યાખ્યાન–તે પણ આટલા થોડા અભ્યાસથી અને જે આચાર–વિચારના સંસ્કાર પડ્યા તેનાથી ગોચરી પાણી વગેરે ગુરુદેવની ભક્તિ કરવામાં સહાયક બન્યાં.

જો કે તેમાં ગુરુદેવની પ્રેરણા અને દીશાસૂચન હતું. પણ તાત્કાલીક વાત આવે ત્યારે નવતત્ત્વના જ્ઞાનનો ઉપયોગ થતો, અને તેથી વ્યાખ્યાનમાં ઉત્સૂત્ર પ્રરૂપણા થતી નહી. બે વરસ દરમ્યાન પાઠશાળામાં એવો સુંદર અભ્યાસ કર્યો કે તે પછી તેવો સંગીન અભ્યાસ સાધુ અવસ્થામાં થયો નથી.

ત્યારબાદ લઘુવૃત્તિ, ચાર પ્રકરણ, ત્રણ ભાષ્ય, ચાર કર્મગ્રન્થ, તર્ક સંગ્રહ, તત્ત્વાર્થ સૂત્ર, પ્રમાણ નય તત્ત્વાલોક, રઘુવંશ, પંચ કાવ્ય, સાહીત્ય દર્પણ, યોગશાસ્ત્ર, સંસ્કૃત ચરિત્રોનું વાંચન વગેરે અભ્યાસ સાધુ અવસ્થામાં કર્યો. આ અભ્યાસ દશ વરસ સુધી કર્યો.

સારાંશમાં પાઠશાળા તરફથી અનહદ ઉપકાર મારા જીવનમાં થયો છે. મને દીક્ષા અને સાધુજીવનના સંસ્કાર આ પાઠશાળા તરફથી મળ્યા છે, જેનો ઉપકાર હું ભુલી

## श्री यशोविजय जैन पाठशाला विजयते ॥

ले. पू. मुनिश्री अशोक सागरजी म. सा.



जयति जयति विश्वे पाठशाला गुणाढ्या
हरति हरति दोषान् कर्मजीर्णोद्भवान् या ।
नयति नयति स्वर्गं प्रौढपुण्यप्रसादं
सुखयति भुवि भव्यान् मुक्ति शर्मप्रदानात् ॥१॥ मालिनी ॥

(स्तुत्यष्टकम्)

श्री जिनेन्द्रं नमस्कृत्य गुरुं च संयमप्रदम् ।
यशःकीर्त्या सुविख्याता पाठशाला सुवर्ण्यते ॥१॥ अनुष्टुब् ॥
शोभा जगति जीवानां धर्माराधनतो भवेत् ।
विवेको जायते ज्ञानाद् हेयोपादेयबोधकः ॥२॥
जयति पाठशालेयं सम्यग्ज्ञानप्रदानतः ।
यतन्ते यत्प्रसादेन जीवा कर्मारिसूदने ॥३॥
जैनी सरस्वती जयात् सप्तभङ्गतरङ्गिणी ।
नय-निक्षेपकल्लोला तृष्णातापमलोज्झिका ॥४॥
पाठशाला पुनर्ज्ञेया वैताढ्यगिरिसंनिभा ।
ठ इति खेचरा देवा यत्र तिष्ठन्ति नित्यशः ॥५॥
वानरस्येव स्वान्तस्य वशीकरणकीलिका ।
लाम्पट्यं चञ्चलत्वं च विमोच्य हि मुक्तिदा ॥६॥
विषयभोगभोगेच्छा तस्य न स्यात् कदाचन ।
जन्तुर्यः पाठशालायां पिबति जिनवाक्सुधाम् ॥७॥
यथा गङ्गा तथा पाठ-शाला ज्ञानाम्बुदानतः ।
तेपुषः कर्मतापेन जीवान् शमयति क्षणात् ॥८॥

— स्रग्धरा —

इत्येवं साधुभावोल्लसितसुमनसा वर्णिता पाठशाला
जीयात् सा भूरिभाग्या मनुज हितकरा बोधिबीजप्रदानात् ।
आनन्दाब्धिस्सदास्यात् हिमकरनिकरात चन्द्रतो भाग्यभाजां
धर्माब्धेः सुप्रसादादभयजलनिधिं सेवतेऽशोकवृद्धिः ॥९॥

पू. मुनिश्री रवीन्द्रसागरजी म. सा.

ज्ञानस्य फलं विरतिः

ज्ञानं ज्योतिः परमविशदं वस्तुतत्त्वावबोधे
मोहश्रेणी-विघटनपरं विश्वविद्दिव्यचक्षुः ।
तृष्णाताप-प्रशमनकरं तीर्थतोयं पवित्रं
हृद्यं ज्ञेयं तरलमधुपं जीवपद्मे परागम् ॥१॥ मन्दाक्रान्ता ॥
ज्ञानात् परमसौभाग्यं ज्ञानाद्धि निर्मलं यशः ।
ज्ञानाच्छर्म तथा मुक्तिः ज्ञानं सर्वार्थसाधकम् ॥२॥ अनुष्टुप् ॥
नमस्कुर्वन्ति तान् सर्वे, सुरासुरनरेश्वराः ।
ज्ञानाचारविधानेन सम्यग्ज्ञानं पठन्ति ये ॥३॥
स्यस्त्रिजगति पुण्याढ्यः स भवाम्भोधिपारगः ।
यस्त्रिधा प्रणिधानेन जिनवाचं निषेवते ॥४॥
फलिता पाठशालाऽद्य, पश्यत खलु तात्त्विकाः ।
जीवा विपर्यसंसारात्, निवृत्ताः पापकर्दमात् ॥५॥
लम्पटो विषयासक्तः, साधुजनविडम्बकः ।
पापात्मा जायते पूज्यो, जिनवचनपाठतः ॥६॥
विवेक-विनय-श्रद्धा-क्षमा-सत्त्वादि साधिका ।
पाठशाला पुनर्ज्ञेया सम्यग्ज्ञानजलप्रपा ॥७॥
रमन्ते संयमे भव्या विधिवत् समुपास्य याम् ।
अनादिकर्म सम्भार – मलप्रक्षालनक्षमे ॥८॥
तिर्यग्गतिं न गच्छन्ति, जीवा न नरकाध्वनि ।
किन्तु मनुज-देवत्वं लब्ध्वा यान्ति महोदयम् ॥९॥
इत्थं स्तुता विमलबोधविधायिका या
श्रीमद् यशोविजय पाठकपाठशाला ।
विद्वद्वरेण्य मुनिनेतुरशोकवार्द्धेः
दिव्यप्रसादमधिगम्य रवीन्द्रकेण ॥१०॥ वसन्ततिलका ॥

# સ્વાધ્યાય સરળ ચિંતન

કુમારપાળ વિ. શાહ, મુંબઈ

કોઈ એક મહારોગમાં એક સંતની આંખોનાં નૂર હોલવાઈ ગયા,

આંખો તો હતી, પરંતુ એ આંખોમાં હવે દુન્યવી કોઈપણ તત્ત્વનું પ્રતિબિંબ પડતું ન હતું, આંખે અંધાપો હતો. છતાં સંતની દિનચર્યામાં કોઈ જ ફરક પડયો ન હતો. ગંગા કીનારે બાંધેલી ઝુંપડીમાં તે પોતાની મસ્તીમાં જીવતા હતા.

એક વાર એક ભકતે પૂછ્યું. બાપજી ! આપને કશું જ દુઃખ નથી થતું.

શાનું દુઃખ ભાઈ!

આપની આ આંખો ગઈ અને...

ના રે ના, આંખો ગઈ એમાં વળી દુઃખ શું ? એક દિવસ તો એ બીડાઈ જ જવાની હતી ને ? આ વહેલી બીડાઈ ગઈ.

પણ બાપજી આંખ વગરનું જીવન ?

ભાઇ ! આંખ હતી ત્યારે માત્ર બેજ આંખે જોતો હતો. હવે તો મારા રોમે રોમે આંખ ફૂટી છે. એ આંખો હતી ત્યારે શાસ્ત્રો અને ધર્મગ્રન્થોનું એટલું બધું અધ્યયન કર્યું છે કે હવે બંધ આંખે એ બધું ફરી ફરીને વિચારવામાં, એનું ગહન રહસ્ય અને હાર્દ શોધવા અને સમજવામાં અપૂર્વ આનંદ આવે છે.

અને બીજી એક વાત કહું ભાઇ ! ચર્મચક્ષુ હતા ત્યારે ન જોવાનું ય ઘણું જોવાઈ જતું હતું. હવે તો જ્ઞાનચક્ષુ પ્રગટયા હોવાથી જગત્ ખૂબ જ સુંદર લાગે છે. બધામાં શુભ અને મંગળના જ દર્શન થાય છે. જીવ અને જગતનો એટલો બધો સ્વાધ્યાય થાય છે કે હું કોણ ? હું શા માટે ? હું કયાંથી કયાં જઇશ ? મારૂં શું ? પરાયું શું ? જ્ઞેય શું ? હેય શું ? ઉપાદેય શું ? એ બધાનું સ્પષ્ટ અને સુરેખ આત્મદર્શન થાય છે. સ્વાધ્યાયની આંખથી તો જીવન પહેલાં કરતાં વધુ ભર્યું ભર્યું લાગે છે. કોઈ દુઃખ થતું નથી. કોઇ સંતાપ થતો નથી. ચિત્ત હંમેશાં શાંત અને પ્રસન્ન રહે છે.

મારા કાર્યાલયમાં મને લગભગ એકલો રહેતો જોઈને ઘણા મિત્રો પૂછે છે. તમને એકલા રહેવું કેમ ગમે છે ? એકલતા તમને અકળાવતી નથી ?



મિત્રોને હું કહું છું, હું એકલો હોઉં તો મને એકલતા સાલે ને ? હું હંમેશાં મારી સાથે રહું છું. મારામાં રહું છું. અને માણસોની સોબત એજ શું માત્ર સોબત છે? હું તો સદાય પવિત્ર આગમો, શાસ્ત્રો અને ધર્મગ્રન્થોની સાથે રહું છું. મારા એ ગાઢ મિત્રો છે. તેનો સ્વાધ્યાય કરતાં, તેનું વાંચન-મનન કરતાં હું પ્રાતઃસ્મરણીય વંદનીય ગણધર ભગવંતો, સૂરિપુરંદર પૂર્વાચાર્યો સાથે જ્યારે મન થાય ત્યારે તેમની સાથે રહેતો હોઉં પછી મને એકલતા ક્યાંથી સાલે ?

એક દિવસ પૂજ્યપાદ આચાર્ય ભગવંત શ્રીમદ્ વિજય ભુવનભાનુસૂરિજી મહારાજે મને કહ્યું કુમારપાળ! તત્ત્વાર્થસૂત્ર વાંચજે, વિચારજે. એનો રોજ સ્વાધ્યાય કરજે.

ગુરૂદેવ ! મને એ ખૂબ જ ગહન અને ગૂઢ લાગે છે.

માટે જ કહું છું એ વાંચજે, એનો રોજ સ્વાધ્યાય કરજે. પહેલાં સરળ અને સાદું વાંચુ અને વિચારૂ એવી મારી વૃત્તિને પૂજ્યશ્રીની આ વાત પ્રેરક આંચકો આપી ગઈ.

પૂજ્યશ્રીએ તેમની વાત વિગતે સમજાવી, ત્યારે મને થયું કે કેવી બાલિશ અને સસ્તી મનોવૃત્તિ છે, આપણી! ખરેખર ! જે ગહન અને કઠિન છે તે નાળિયેર જેવું છે એના કોચલા તોડતાં હાથને જોર પડે, સમય પણ લાગે. પરંતુ એકવાર એનું કોચલું તોડી શકાય પછી તેમાંથીજ પાણી મળે છે. એ પાણીનો સ્વાદ કોઈ ઓર જ હોય છે. ગહન અને ગૂઢ તેમજ ભારેખમ લાગતાં શાસ્ત્રો અને ધર્મગ્રન્થો પણ આ નાળીયેર જેવાં છે, તેને સમજવામાં મુશ્કેલી પડે, બુદ્ધીને કસવી પડે. ફરી ફરીને વાંચવું અને સમજવું પડે. અર્થમાંથી અર્થ નીકળે. અને જયારે તેનું હાર્દ સમજાય ત્યારે જે આનંદ મળે છે. તેની આગળ દુનિયાના તમામ આનંદ ફિક્કા પડી જાય છે.

શાસ્ત્રો અને ધર્મગ્રન્થોના સ્વાધ્યાયથી આમ આનંદ જ નથી મળતો, જીવન જીવવાની એક દિવ્ય દૃષ્ટિ પણ મળે છે. આત્મા તેથી વધુ ઉજળો બને છે. જીવન વ્યવહાર તેથી વધુ વિશુદ્ધ બને છે. મૌન હોઈએ તો એ મૌન પણ પોતાને અને બીજાને મધુર લાગે છે, અને વાણી પણ વિમળ બને છે.

આજે મોટા ભાગે સ્વાધ્યાય અને સદ્‌વાચનનો અભાવ જણાય છે, "આસપાસ"ની આસપાસ આંટા મારવાવાળા "ચિત્રલેખા" અને "ફ્લેશ" જેવા રાજકીય ગંદવાડથી ભર્યા સામયિકોની રાહ જોનારા અને તેનું રસથી વાંચન કરનારની સંખ્યા ઝાઝી છે.

"તત્ત્વાર્થસૂત્ર" શાંત સુધારસ "આધ્યાત્મ કલ્પદ્રુમ" જેવા સંસ્કાર પોષક ધર્મ ગ્રન્થો વાંચવાનો કંટાળો છે. અરે ! ઉપમિતિ ભવપ્રપંચ કથા, કુવલયમાળા જેવા પ્રેરક કથાનક ગ્રંથો વાંચવા તરફ દુર્લક્ષ છે.

એક મનોવૈજ્ઞાનિકે કહ્યું છે, તમે મને માત્ર આટલી જ પૂરી માહિતી આપો કે તે કયા પુસ્તકો અને સામયિકો વાંચે છે. અને હું તમને તેનો સ્વભાવ. વૃત્તિ અને ભવિષ્ય કહી આપીશ.

સુજ્ઞ અને વિવેકી જન અસદ્ વાંચન કરે જ નહિ, રાજકીય કૌભાંડો વાંચીએ અને તેથી મનમાં દ્વેષ અને ખાર પેદા થયા વિના રહે જ નહિ. વિલાસી અને બીભત્સ સાહિત્ય વાંચીએ તો તેથી મન વિકૃત બન્યા વિના રહેજ નહિ. શ્રી નોટઆીની બંદુકથી કઇ ગણી વધુ તાકાત કલમમાં છે. સર્જક સાહિત્યકાર પોતાની કલમમાંથી જે લખે છે તેથી સારી માઠી અસર વાચકના મન ઉપર પડે જ.

કન્ફ્યુશ્યસનો એક શિષ્ય વિશ્વના પ્રવાસે જતો હતો. એણે કહ્યું મને ભાથું આપો. એના કરતાં હું તને એક ગ્રંથ આપું છું. તે ગ્રંથ તને ખાવાનું આપશે અને તને માર્ગ પણ બતાવશે. ગ્રંથ તો કંઈ ખાવાનું આપતો હશે ! હા વત્સ ? આ ગ્રંથમાં જીવન કેમ જીવવું તેની ચાવીઓ છે. એ તને જીવતાં અને જમતાં બન્ને શીખવશે. આ ગ્રંથ જ તારા જીવનનું સાચું પાથેય-ભાથું બની રહેશે.

ગ્રન્થો, પુસ્તકો, સામયિકો એ બધા જ જીવનનો વિકાસ જ કરે છે. એવું માનવાની ઉતાવળ કરશો નહિ. તેમાંય વિવેક રાખવો અનિવાર્ય છે. લેખકની કલમથી સર્જાતું બધું જ સાહિત્ય સત્ સાહિત્ય નથી હોતું. તે બધું જ સંસ્કારપોષક નથી હોતું.

આજ તો એટલું બધું અસદ્ સાહિત્ય બજારમાં ખડકાય છે કે તેના ટાઇટલો સુખપૃષ્ઠ પણ પિતા-પુત્રી સાથે બેસીને જોઇ ન શકે તો વાંચવાની તો વાત જ ક્યાં ? આથી જ વાંચન પણ વિવેકપૂર્વક કરવાનું છે.

એક બહેન ટી. બી. નાં દર્દી હતાં. ઉપચાર સતત ચાલુ હતા. છતાં દર્દ મટતું ન હતું. સંભવ છે દર્દી માનસિક રોગથી પણ પીડાતો હોય એમ વિચારી મનોવૈજ્ઞાનિક તબીબોએ તેની ચિકિત્સા અને પરીક્ષણ કર્યાં. તેમ કરતાં તેમને રોગનું મૂળ જડી આવ્યું. એ દર્દી બહેન, દૈનિકમાં આવતી એક સળંગ કથા રસથી વાંચતાં. નવલકથાનું મુખ્ય પાત્ર ટી. બી. ના દર્દથી પીડાય છે. દર્દી એ પાત્રની વેદનાથી પોતાના દર્દનો વિચાર કર્યા

કરે છે. આમ દર્દી પોતે જ દવા અને ડોકટરોને સહાયક નથી બનતો. પછી ડોકટરો અને સગાં–સંબંધીઓની વિનંતિથી પેલા નવલકથાકારે તેના પાત્રને ટી. બી.ના દર્દમાંથી ઉગારી લીધું. એ પેલા બેને વાંચતાં તેનું દર્દ પણ દૂર થઈ ગયું.

વાંચન અને સ્વાધ્યાયથી જીવનનું ઘડતર થાય છે. જેવું વાંચન અને જેવો સ્વાધ્યાય તેવું જીવન બને છે. આ બંને જેના જીવનમાં વણાઈ ગયા છે, જેઓ સદ્‌વાંચન કરે છે અને સ્વાધ્યાયમાં મસ્ત રહે છે. તેઓને ક્યારેય એકલું લાગતું તથી.

આપણે જ્ઞાન પૂજન કરીએ છીએ. જ્ઞાનની પૂજા ભણાવીએ છીએ. જ્ઞાનપંચમી પર્વની આરાધના કરીએ છીએ શા માટે ? જ્ઞાન પ્રત્યે કૃતજ્ઞતાનો ભાવ વ્યક્ત કરવા માટે. શાસ્ત્રો, આગમો અને ધર્મગ્રન્થોનો ખૂબ ખૂબ આભાર માણસને મહાત્મા બનાવવા માટે અને મહાત્માને પરમાત્મા બનાવવા માટે આ જ્ઞાન ગ્રન્થો જાદુઈ કામ કરે છે. પૂજામાં પણ કહ્યું છે કે–

વિષમકાળ જિનબિંબ જિન આગમ ભવિયણ કો આધારા. જિણંદા તોરી ભવિયણ કો આધારા....

આજના ભૌતિકપરસ્ત સમયમાં આપણા જીવનને, આત્માને ટકાવી રાખનાર આ જિનાગમો છે. તેનું આપણે વાચન કરીએ. સતત તેનો સ્વાધ્યાય કરીએ. સત્ય વાંચનથી ધર્મવીર બનીએ. સ્વાધ્યાયથી સંસારનો અંત આણીએ.

---

# જીવનમાં પરમ પ્રકાશ પાથરનારી જ્ઞાનદીપિકા

પં. ધીરજલાલ ડાહ્યાલાલ મહેતા

આ જગતમાં જુદાં જુદાં કાર્યો કરનારી અનેક સંસ્થાઓ છે. કોઈ સંસ્થા રાષ્ટ્રસેવા કરનાર, કોઈ દેશની સેવા કરનાર, કોઇ સમાજની સેવા કરનાર, કોઈ ભૌતિક સેવા કરનાર, આવી આવી સંસ્થાઓની સંખ્યા જગતમાં અપાર છે.

પરંતુ આપણું જીવન પવિત્ર બને, સંસ્કારી બને, ધાર્મિક વાતાવરણથી રંગાયેલું બને, ગમે તેવા તડકા-છાંયડાવાળા જીવનમાં પણ કષાયો ઉપર કાબુ રખાવનાર બને, એવા પરમ જ્ઞાન પ્રકાશને જીવનમાં પાથરવાનું કામ કરનારી કલિયુગમાં જો કોઈ સંસ્થા હોય તો એક જ છે. તે **શ્રીમદ્ યશોવિજયજી જૈન સંસ્કૃત પાઠશાળા–મહેસાણા.**

આ સંસ્થામાં એકવાર પણ દાખલ થનાર વિદ્યાર્થીની આ સંસ્થા પ્રત્યે એટલી અનહદ મમતા જાગે છે કે તે વિદ્યાર્થી જીવનભર આ સંસ્થાના ઉપકારને સ્વીકારે છે. તેનું કારણ એ છે કે આ પાઠશાળામાં પરમોપકારી તીર્થંકર ભગવન્તોએ ભાષિત ત્રિકાલાબાધિત પૂર્વાપરાવિરૂદ્ધ, જગતના યથાર્થસ્વરૂપને પ્રકાશ કરનારૂં, સમ્યગ્દર્શન અને ચારિત્રની પ્રાપ્તિનું અનન્યકારણ, અને મોક્ષ પ્રાપ્તિના પરમસાધનભૂત એવું જ્ઞાન ભણાવવામાં આવે છે. વિદ્યાર્થીઓને આવું જ્ઞાન બીજે ક્યાંય મળતું નથી. અને આ જ કારણથી આ સંસ્થામાં ભણેલા વિદ્યાર્થીઓ કદાચ ભણાવવાનો વ્યવસાય છોડી બીજા કોઈ પણ વ્યવસાયમાં જોડાય તો પણ તેના જીવનના મૂળભૂત સંસ્કારો પ્રાયઃ બદલાતા નથી. એટલા ઊંડા સંસ્કારોનુ સિંચન કરનારી આ એક જ સંસ્થા છે.

વળી વ્યવહારિક કેળવણીની પાછળ પુસ્તકોનો, બોર્ડીંગમાં તથા હોસ્ટેલોમાં વસવાટ કરવાનો, ટ્યુશનોનો અને તેને અનુરૂપ ફેશનોનો એટલો બધો અઢળક ખર્ચો હોય છે. જ્યારે આ સંસ્થામાં ભણનારને કોઈ પણ પ્રકારનો ખર્ચ કરવાનો હોતો જ નથી. બધું જ સંસ્થા તરફથી ફ્રી, એટલું જ નહી બલ્કે જેનો સારો અભ્યાસ હોય તેને સ્કોલરશીપ પણ મળે છે. જે સાધારણ માણસને ઘણી રાહતરૂપ પણ બને છે. એટલે જ વિદ્યાર્થીઓ આ સંસ્થા પ્રત્યે પરમ મમતા ધરાવે છે અને પોતાનથી બની શકે તે કરી છુટવા કાયમ તૈયાર હોય છે.

આ સંસ્થાની સુવાસ દેશભરમાં પથરાયેલી છે. તેનુ કારણુ એ છે કે ગામે ગામ ગામની, બાળકોની અને સંઘની સેવા કરે તેવા શિક્ષકો તૈયાર કરવાનું આ મૂળસ્થાન છે. વળી આ સંસ્થા ધાર્મિક શિક્ષણુ દાનની સાથે સાથે બીજા પણુ અગણિત અનેક ધાર્મિક ખાતાંઓ ચલાવે છે કે જેથી તેની પ્રતિષ્ઠા સર્વ ઠેકાણે પથરાયેલી છે. પુસ્તક પ્રકાશન ખાતું, પરીક્ષક ખાતું અને બીજી પાઠશાળાઓને સહાયક થવાપણાનું ખાતું આ સંસ્થાની સુવાસનાં કારણો છે.

એંશી એંશી વર્ષનો સમય વ્યતીત થયો, કાળપ્રભાવે બીજા અનેકસ્થાને અનેકવિધ પરાવર્તનો થયાં, અનેક સંસ્થાના સિદ્ધાન્તો બદલાયા, રાહ બદલાયા, આવક-જાવકનાં પાસાં બદલાયાં, વહીવટદારો પણુ જુદા જુદા વિચારક રૂપે બદલાયા. પરંતુ આ સંસ્થાના સિદ્ધાન્તો, રાહ, વિચારો તેના તે જ, જેને અનાર્ય સંસ્કૃતિનો કોઇ ડાઘ સ્પર્શ્યો નથી. વહીવટ પણુ અણુી શુદ્ધ, વહીવટદારો પણુ ઘરનો ખર્ચ ભોગવીને સેવા કરનારા. સમાજની અને પોતાના ધંધાની મહાન્ જવાબદારીઓ માથે હોવા છતાં સમયસર સંસ્થાનું કામકાજ અને મીટીંગો સંભાળનારો ટ્રસ્ટી વર્ગ, રાત્રિ-દિવસ અને સમયમર્યાદાને બીલકુલ ધ્યાનમાં નહી લેનારો શિક્ષકવર્ગ તથા અન્ય સ્ટાફ ચોવીસે કલાક સતત્ સંસ્થાનું કામ કરવાની જ કેવળ સદ્બુદ્ધિ, લાંચ-રૂશ્વત કે નૈતિક ચોરીના કોઇ ડાઘ નહી. આ જ છે આ સંસ્થાના યશોગાનનાં કારણો :-

અનંત ઉપકારી પરમાત્મા વીતરાગ દેવો સાચા જ્ઞાનનો પ્રકાશ પાથરીને ગયા બાદ તે જ્ઞાન-પ્રકાશ આચાર્યોની પરંપરાથી આજ સુધી અવિહતપણે ચાલ્યો આવ્યો છે. અમારા જીવનમાં યત્કિંચિત્ પણુ જ્ઞાન પ્રકાશ આ સંસ્થા દ્વારા જ મળ્યો છે. તેનો ઉપકાર કેમ ભૂલી જવાય.

આ સંસ્થાએ મોક્ષમાર્ગના કારણુભૂત સમ્યગ્જ્ઞાન, સમ્યગ્દર્શન અને સમ્યગ્ચારિત્રનું સિંચન કર્યું છે. બાહ્યધન લોકભોગ્ય હોવાથી રાજા, ચોરો અને દુશ્મનો વડે છીનવાઇ જાય છે. જ્યારે આ સમ્યગ્જ્ઞાન કોઇથી ચોરાતું તો નથી જ, બલ્કે આપણે આપણી ઇચ્છા-પૂર્વક બીજાને તેનુ પ્રદાન કરીએ તો વૃદ્ધિ પામે છે. સાથે સાથે આ સંસારમાં આજીવિકાની બીજી કોઇ આર્થિક લાઇન સારી ન હોય ત્યારે, અથવા આપણા પૂર્વકૃત કોઈ કર્મોદયથી આપણી આર્થિક આજીવિકાની લાઈન કપાઈ ગઈ હોય ત્યારે, અર્થોપાર્જનનું અને મનને સમતાભાવમાં રાખવાનું આ જ્ઞાન પરમ કારણુ બને છે.

આવા બાહ્ય અને આન્તરિક સુખસંપત્તિને આપનારા એવા જ્ઞાનરૂપી દીપકને પ્રકાશિત કરનારી આ સંસ્થાના જેટલા ઉપકારો કહીએ તેટલા ઓછા છે. અંતમાં આ સંસ્થા યાવચ્ચંદ્રદિવાકરૌ જગતના તમામ જીવોના આત્મિક ઉપકારને કરનારી રહ્યા જ કરે.

એ જ અભિલાષ..

❋

# શ્રીમદ્ યોગનિષ્ઠ પૂજ્ય આચાર્ય શ્રી બુદ્ધિસાગર સૂરીશ્વરજી મહારાજ

卐卐卐卐卐卐卐卐卐卐卐卐卐卐卐卐卐卐卐卐卐卐卐卐卐卐卐卐卐

સંસ્કારની સૌરભથી સદાય જયવંતી ગુર્જર ભૂમિ ઉપર એક દિવસ તેજપુંજ પ્રગટયો.

વિક્રમ સંવત ૧૯૩૦ મહા વદ ૧૪ની એ રાત્રિ. મહાશિવરાત્રીની લૌકિક ઉજવણીનો એ દિવસ.

ઉત્સવપ્રિય જનસમુદાય અને પાટીદાર કોમના નાના-મોટા બાળકો: સહુ એજ આનંદમાં મસ્ત હતાં.

તે વખતે વિજાપુરમાં દયા-દાન પરોપકારાદિ અનેક ગુણોએ શોભતા પટેલ શિવાભાઈના ઘેર અધિકતમ આનંદ વર્તાઈ રહ્યો. કારણ સુલક્ષણી નારીરત્ન અંબાબેને પુત્રનો જન્મ આપ્યો.

ઝળઝળ ઝળકારા મારતું ભવ્ય લલાટ, હસતો કુદતો બાળક વૃદ્ધિ પામ્યો, ફોઈએ નામ પાડયું બહેચર.

છ વર્ષ ઉંમરે વડલા નીચે ધૂળીયા શાળામાં શિક્ષણના પગરણે ક્રમશ: ધો. ૫ પસાર કર્યાં.

**પાઠશાળા ગમન—**

સરખે સરખા વણિક ગોઠીયાઓને પાઠશાળામાં પેંડાની પ્રભાવના મળી. મિત્રો પાસેથી ધાર્મિક અભ્યાસની હરખભેર વાતો સાંભળી, બીજે જ દિવસે પાઠશાળા જવાનું શરુ કર્યું. લગની લાગી વિશેષ અધ્યયનની, ઉત્કંઠા જાગી.

શેઠ વેણીચંદભાઇ એ સમયે મહેસાણામાં કાશી જેવું જ્ઞાનતીર્થ કરવાના સ્વપ્નાં સેવતા હતા. અને આ સપૂતને સંસ્થાના સ્થાપના કાળમાં સૌ પ્રથમ દાખલ કરી તલસ્પર્શી અધ્યયન માટે યશોવિજયજી પાઠશાળામાં પ્રબંધ કરાવી આપ્યો.

પૂ. મુનિરાજશ્રી સુખસાગરજી મ. સા. ની પુનિત નિશ્રા પુણ્યોદયે મળી ગઇ; અને ગુરુદેવના ચરણોમાં જીવન સમર્પિત કરી દીધું. એ દિવસ હતો વિ. સં. ૧૯૫૭ માગશર સુદ ૬.

પાલનપુરમાં નવાબે વરસીદાનમાં હાથી-ઘોડાની સગવડ કરી આપી. "બુદ્ધિસાગર" નામ જાહેર થયું.

સ્થા. સંપ્રદાયના અમીઋષિને શ્રીમદ્ બુદ્ધિસાગરજી મ. ના જ્ઞાન દીપકની જ્યોતિએ આકર્ષ્યા. અને તેઓ "અજિતસાગર" નામે શિષ્ય થયા.

વિ. સં. ૧૯૭૦ મહા સુદ ૧૫ પેથાપુરના આંગણે આચાર્યપદ પ્રદાન મહોત્સવ થયો. અને પૂ. શ્રી બુદ્ધિસાગરસૂરિજી બન્યા.

પૂજ્ય ગુરુદેવના પાવન હસ્તે અનેક પ્રાણ પ્રતિષ્ઠાઓ-ઉદ્યાપનો-ઉપધાનો યાત્રા સંઘો વિ. શાસન પ્રભાવનાઓ થઇ. વિજાપુરમાં ભવ્ય જ્ઞાન મંદિર થયું. તેઓશ્રીએ જૈન ધર્મ વિષયક ૧૦૮ ગ્રન્થોનું સર્જન કર્યું છે.

મહુડીથી વિહાર કરી વિજાપુર આવી ગયા. શિષ્ય પરિવાર સાથે હતો. સંવત ૧૯૮૧ જેઠ વદ ૩ સવારે જાપ સાથે ધ્યાનસ્થ થઈ ગયા. અને નશ્વર દેહનો ત્યાગ કરી સ્વર્ગગમન કર્યું.

વિજળી વેગે સમાચાર ફેલાતાં અંતિમ દર્શને અગણિત માનવ સમુદાય ઉમટી પડયો.

ફુલ ખરી પડયું—ફોરમ રહી ગઈ ! ! !

શ્રીમદ્ યશોવિજયજી જૈન સંસ્કૃત પાઠશાળા

## પૂજ્ય આચાર્ય શ્રી વિજયમહેન્દ્ર સૂરીશ્વરજી મહારાજ

સંસારી નામ—મિશ્રિમલજી

જન્મ સંવત ૧૯૫૩ કારતક વદ ૩ રતલામ (માળવા). નાની ઉંમરે માત-પિતાનો સ્વર્ગવાસ થયો.

સદ્ગુરુઓના વૈરાગ્યમય ઉપદેશ અને સમાગમથી જીવન નિર્વેદશીલ બન્યું.

જ્ઞાન પિપાસા જાગી, અને વિ. સં. ૧૯૬૬ માં મહેસાણાની શ્રીમદ્ યશોવિજયજી પાઠશાળામાં ધાર્મિક અભ્યાસ માટે દાખલ થયા.

મન સંસારમાંથી મુક્તિ ઝંખતું હતું.

સંવત ૧૯૬૯ કારતક વદ ૪ ના દિવસે પૂ. આ. શ્રી વિજયહર્ષ સૂરિજી મહારાજ સાહેબ પાસે સંયમનો સ્વીકાર કર્યો. અને જ્ઞાન-ધ્યાનનાં સોપાનો ક્રમે ક્રમે ચઢવા લાગ્યા.

ગુણ-જન્ય યોગ્યતા કોઈની છાની રહી શકે ખરી ? એ ન્યાયે અનુક્રમે ગણિ-પંન્યાસ-આચાર્ય પદથી વિભૂષિત થયા.

સં. ૨૦૧૬ માં આ. શ્રી હર્ષસૂરિજી મ. ના કાલધર્મ બાદ પૂ. આચાર્ય શ્રી વિજય-નીતિસૂરીશ્વરજી મ. સા.ના સમુદાયની સઘળી ય જવાબદારી ચરિત્રનાયકશ્રીના શિરે આવી.

સં. ૨૦૨૨ વૈશાખ વદ ૧૦ ના દિવસે આયુષ્ય પૂર્ણ થતાં સ્વર્ગે સિધાવ્યા.

અમદાવાદની સાબરમતીના કાંઠે સાંજે ૭ વાગે તેમનો પુનિત દેહ વિલય થયો.

શાસનનો ચમકતો સિતારો ખરી ગયો !



## પૂજ્ય આચાર્ય શ્રી વિજયદેવેન્દ્ર સૂરીશ્વરજી મહારાજ

જન્મ ભૂમિ—કચ્છ વાગડનું પ્રખ્યાત ગામ લાકડીયા.

જન્મ તિથિ—સંવત ૧૯૪૮ મહા વદ એકાદશી.

માતા : મૂળીબેન, પિતા : લીલાધરભાઈ પોતાનું નામ : ગોપાલજીભાઈ

ગોપાલજીને બાલ્ય વયથી ધર્મ પ્રત્યે અતૂટ શ્રદ્ધા. પૂજા–પ્રતિક્રમણ–પચ્ચક્ખાણ, તપ-જપના ઉત્સાહી.

ધાર્મિક જ્ઞાન પ્રાપ્ત કરવાની તીવ્ર રુચિ વાળા હોઈ ૩/૪ વર્ષ સુધી મહેસાણા પાઠશાળામાં રહી પ્રકરણ–કર્મગ્રંથનો સુંદર અભ્યાસ કર્યો. સહપાઠીઓમાં આદર્શ વિદ્યાર્થી તરીકે નામના મેળવી.

પૂજ્ય દાદા જિતવિજયજી અને આચાર્યદેવશ્રી કનકસૂરીશ્વરજી મહારાજના પુનિત પરિચયે સર્વત્યાગના પંથે વિહરવાના મનોરથ થતાં નાની ઉંમરે કરાયેલી વાગ્દત્તાને ચુંદડી ઓઢાડી ધર્મ-ભગિની બનાવી. ૨૨ વર્ષે આજીવન બ્રહ્મચર્ય સ્વીકાર્યું.

માત–પિતાના આગ્રહ વશ પછી પણ ૧૦ વર્ષ સંસારમાં રહેવું પડ્યું, પણ જલકમલવત્.

સંવત ૧૯૮૩ પોષ વદ ૫ ના મંગલ દિને સંસારી મટી મુનિશ્રી દીપવિજયજી બન્યા. વિનય, નમ્રતા ઔચિત્યાદિ ગુણોમાં એક્કા હતા. સુંદર આગમિક બોધ પ્રાપ્ત કર્યો.

ગેય પદ્ધતિમય પ્રવચન શૈલિ અદ્ભુત હતી.

સંવત ૨૦૦૪ માં ગણિ–પંન્યાસ પદ, અને સંવત ૨૦૧૯ ના વૈ. સુદ ૧૧ કટારિયા તીર્થે સૂરિપદ સમારોહ ઉજવાયો. અને આચાર્ય વિજયદેવેન્દ્ર સૂરીશ્વરજી નૂતન નામથી જગ વિખ્યાત થયા.

શારીરિક અસ્વસ્થતામાં પણ ચૌદશના ઉપવાસનો નિયમ જાળવી રાખ્યો. વર્ધમાન તપની ૮૫ ઓળી અને અન્ય તપશ્ચર્યાઓ કરી હતી.

સંવત ૨૦૨૮ માં માગશર સુદ ૩ ના મંગલદિને પૂ. પં. શ્રી કલાપૂર્ણવિજયજીને પોતાના હસ્તે આચાર્યપદપ્રદાન કર્યું. અને આવા અનુગામી મળવા બદલ સંતોષ અનુભવ્યો. ૮૨ વર્ષે વ્યાધિની વેદનાઓ વધી. સંવત ૨૦૨૯ ચૈત્ર સુદ ૧૪ ના ઉપવાસ સહિત અંતિમ આરાધના દત્તચિત્તે સાંભળી–સાંજના ૫ વાગે સમાધિ પૂર્વક કાલધર્મ પામ્યા.

આઘોઈ જય જય નંદાના સ્વરોથી ગુંજી ઉઠયું !

*

શ્રીમદ્ યશોવિજયજી જૈન સંસ્કૃત પાઠશાળા

## પૂ. પાદ આચાર્યદેવ શ્રી વિજય મંગલપ્રભ સૂરીશ્વરજી મહારાજ

તેઓશ્રીનો જન્મ વિ. સં. ૧૯૫૧ વૈશાખ સુદિ ૧૦ લીંબડી (સૌરાષ્ટ્ર)માં થયેલ. તેઓશ્રીનું સંસારી નામ મણીલાલ ઉજમશી.

મહેસાણા પાઠશાળામાં ૨।। વર્ષ અભ્યાસ કરી વિ. સં. ૧૯૭૩ ફા. વ. ૭ ના રોજ ભોયણી મુકામે દીક્ષા લીધેલ. પૂ. આ. શ્રી વિજય નીતિસૂરીશ્વરજી મ. સા.ના શિષ્ય પૂ. આ. શ્રી વિજય હર્ષસૂરીશ્વરજી મ. સા.ના શિષ્ય થયા.

તેઓશ્રીને વિ. સં. ૧૯૮૮ મા. સુ. ૫ જાવાલ (રાજસ્થાન)માં ગણિપદ અને વિ. સં. ૧૯૯૨ વૈ. સુ. ૧૦ રાધનપુર પંન્યાસપદ આપવામાં આવેલ.

તેઓશ્રીની અનિચ્છા છતાં અનેક સંઘોના આગ્રહથી વિ. સં. ૨૦૩૦ અમદાવાદ મુકામે વિશા શ્રીમાળી વાડીમાં લુવારની પોળ ઉપાશ્રય તથા ડેલાના ઉપાશ્રય આદિ તરફથી પૂ. આ. શ્રી વિજયનંદનસૂરીશ્વરજી મ. સા. ના શુભ હસ્તે વિશાળ ચતુર્વિધ સંઘની હાજરીમાં આચાર્યપદ આપવામાં આપેલ.

તેઓશ્રીની શુભ નિશ્રામાં પ્રાયઃ દર વર્ષે ઉપધાન તપ, ઉદ્યાપન મહોત્સવ, દીક્ષા મહોત્સવ આદિ ઉજવાય છે.

તેઓશ્રીએ માળવામાં રતલામ પાસે કરમદી તીર્થનો ઉદ્ધાર કરાવી શ્રી સિદ્ધાચલ તીર્થની સ્થાપના કરાવી. અનેક પ્રતિમાજીઓની પ્રતિષ્ઠા કરી છે. કવલા તીર્થ, રતલામ, સેવાડી વિગેરે અનેક સ્થળોએ પ્રતિષ્ઠા કરાવી છે. હાલ તેઓશ્રીની આજ્ઞામાં ૨૫૦ પૂ. સાધુ-સાધ્વીજી મહારાજોની સંખ્યા છે.

તેઓશ્રીની શુભ નિશ્રામાં તેઓશ્રીના શુભ હસ્તે શ્રી સિદ્ધાચલ તીર્થમાં ઘેટી પાગ ઉપર શ્રી સિદ્ધાચલ-શણગાર ટુંકમાં ૪૦૦ ઉપરાંત જિનબિંબોની પ્રતિષ્ઠા ધામધૂમ પૂર્વક થયેલ છે.

## હાલાર દેશોદ્ધારક પૂ. આચાર્યશ્રી વિજય અમૃતસૂરીજી મહારાજ

જન્મસ્થળ–સોજીત્રા, જન્મદિવસ વિ. સંવત ૧૯૫૫ ના આસો સુદ ૨

પિતા માણેકચંદભાઇ, માતા પરશનબેન. પોતાનું નામ અંબાલાલ.

સંસ્કારો બાલ્યવયથી હતા એકવાર ભારે તૃષાને કારણે ઉતાવળથી પાણી પીતાં કીડીઓ આવી ગઇ અને વિરાધનાથી જાગૃત બન્યા. જયણા જાગી ઉઠી. સં. ૧૯૭૯માં પૂજ્યપાદ અમીવિજયજી મ. સા. સાથે વિહારમાં રહી વેરાવળ તથા જુનાગઢની યાત્રાઓ કરી.

ઘેર પાછા જવું નહોતું, એટલે વધુ જ્ઞાન લેવા મહેસાણા પાઠશાળામાં દાખલ થયા. ૧૯૮૦ માં મહેસાણામાં પૂજ્ય હર્ષવિજયજી દાદા અને પૂ. પાદ કર્પૂરવિજયજી મ. સા. ચાતુર્માસ રહ્યા અને તેઓની પાસે ચારે માસ અધ્યયન સાથે પૌષધ કર્યા.

દીક્ષામાટે ગુરૂદેવને વિનવણી કરતાં કા. સુ. ૧૫ ના રોજ દીક્ષા લીધી અને કર્પૂરવિજયજી મ. સા. ના શિષ્ય અમૃત વિજયજી થયા. અધ્યયન અને જોગ બાદ ૧૯૯૧ ના અષાડ સુદ ૯ ના ગણિપદ અને ૧૯૯૧ના અસાડ સુદી ૧૦ ના પંન્યાસપદ અપાયું. જ્યારે ૧૯૯૯ ના ફાગણ સુદી ૩ ના ઉપાધ્યાય પદવી અને ૧૯૯૯ ના ફાગણ સુદી ૧૦ ના આચાર્ય પદવી થઇ. જૈન વિદ્યાશાળાએ એ વખતે ભવ્યમહોત્સવ ઉજવ્યો. ચરિત્રનાયકશ્રી કવિપણ હતા અને તેથી ચાલુ વિહારમાં પ્રસંગોપાત પૂજા ભણાવવા વિગેરેમાં રસ જમાવતા; અને જનસમાજમાં આનંદની ઉર્મિઓ પ્રસરતી. તેઓશ્રીની રચિત પૂજાઓ પણ છે.

તેમજ જૈનશાસનના પ્રચાર અને રક્ષા માટે તેઓશ્રીના ઉપદેશથી લાખાબાવલથી શ્રી મહાવીરશાસન પત્ર શરૂ થયું. જે આજે પણ તેઓશ્રીના વિદ્વાન્ શિષ્ય રત્ન પૂ. પં. શ્રી જિનેન્દ્રવિજયજી ગણિ સાહેબે ચાલુ રખાવ્યું છે.

તેઓશ્રીના ઉપદેશથી સં. ૧૯૮૯ માં શ્રી હર્ષ પુષ્પામૃત જૈન ગ્રંથમાલાનું પ્રકાશન થયું. જેમાં આજે ૪૫ આગમ મૂલ સંશોધન કરીને આ સંસ્થા પ્રગટ કરી રહી છે.

હાલારમાં વિચરી તેઓશ્રીએ સવિશેષ ધર્મજાગૃતિ લાવી હોઈ હાલાર દેશોદ્ધારક ગણાતા. પુજ્યશ્રીના વરદ હસ્તે–૧૪ દીક્ષાઓ થઇ હતી. ૪૩ વર્ષના દીક્ષા પર્યાયમાં લીલું શાક કદી વાપર્યું નથી. તપશ્ચર્યા નિરંતર રહેતી. સાચોર દેરાસરજીના જીર્ણોદ્ધાર માટે ૧૫ વર્ષ તો ઘીનો ત્યાગ કરેલ.

છેલ્લુ ચોમાસું લીંબડી કર્યું અને સુખ સમાધિ પૂર્વક સં. ૨૦૨૨ ફાગણ સુદ ૧૦ ના સાંજે ૭ વાગે ના ૨–૩–૬૬ ના વીંછીયા ગામે કાળધર્મ પામ્યા. સુદ ૧૧ ના બપોરે બે વાગે ભવ્ય પાલખી સાથે સ્મશાન યાત્રા થઇ અને અગ્નિ સંસ્કાર અપાયો.

## "પૂજ્ય આચાર્યશ્રી વિજય રામસૂરીશ્વરજી મહારાજ"

બોટાદ મુકામે વિ. સંવત્ ૧૯૪૮ માં રાસ્કારી કુટુંબમાં જન્મ, માતા અંબાબેન, પિતા દલીચંદભાઇ, હુલામણું નામ ત્રિભોવન.

પાંચ થી ૧૧ વર્ષ પ્રા. શાળામાં અભ્યાસ કર્યા બાદ મહેસાણા–પાઠશાળામાં ધાર્મિક અભ્યાસ કાજે આવ્યા; કુશાગ્ર બુદ્ધિ અને શ્રમને લઈ ટૂંક સમયમાં પંડિતના કોર્સ સુધીનો અભ્યાસ કર્યો. દ્રવ્યાનુયોગના વિષયમાં એ નિષ્ણાત બન્યા.

ઘણાં વર્ષો સુધી અભ્યાસ કરી તેમણે કોંઢ, ચાણસ્મા ધાર્મિક શિક્ષક તરીકે જીવનનો પ્રારંભ કર્યો.

સ્વાધ્યાયનો રંગ અને રસ એવા છે કે આત્મા જાગૃત હોય તો સંયમના ભાવ જાગે જ. એમાં પૂ. શાસન સમ્રાટ આ. શ્રી વિજયનેમિસૂરીશ્વરજી મ. સા.નો પરિચય થયો. વ્યાખ્યાનો શ્રવણ કર્યાં. સંયમની ભાવના જાગી.

પૂ. આ. શ્રી વિજય અમૃતસૂરિજી મ. સા.ને વાત કરી. પ્રોત્સાહન મળ્યું અને કેટલાંક અનુષ્ઠાનો શીખી લીધાં અને પૂ. ગુરુદેવ પાસે તળાજા મુકામે ભર યુવાવસ્થામાં ૩૨ વર્ષની ઉંમરે ચારિત્ર અંગીકાર કર્યું. પૂ. મુનિ રામવિજયજી થયા. દીક્ષા વિ. સં. ૧૯૮૨ માં થઇ. તેમનું જીવન ગુરુપ્રત્યે સંપૂર્ણ સમર્પણ ભાવવાળું હતું. પ્રેમથી દરેકનું કાર્ય કરતા. અજાતશત્રુ તરીકે તેમની ખ્યાતિ થઇ.

અમદાવાદ મુકામે તેઓના ગુણોથી આકર્ષાઈ સંઘે તેઓને ગણી, પંન્યાસ પદવી આપવા વિનંતિ કરી. મહોત્સવપૂર્વક સંવત ૨૦૦૬ માં ગણિ સં. ૨૦૦૭ માં પંન્યાસ પદવી થઇ.

મુંબઇ સંવત ૨૦૧૫ માં ઘાટકોપર મુકામે તેમની ઉપાધ્યાય પદવી થઇ. અને સંવત ૨૦૧૯ માં ભાયંદરમાં આચાર્ય પદવી થઈ.

વૃદ્ધાવસ્થામાં એકદા અમદાવાદ તરફ વિહાર હતો. ત્યારે રાતના પડી જવાથી તેમના શરીરનાં અંગો સંકોચાઈ ગયાં. ઘણી દવા છતાં દશ વર્ષ વેદનીય કર્મોદય રહ્યો. તે સર્વ સમભાવે સહન કર્યો. રોગગ્રસ્ત શરીર છતાં વ્યાખ્યાન અને બોધ આપવામાં તત્પર હતા અને ત્યારે તે બધાં દર્દ ભૂલી જતા.

સંવત્ ૨૦૨૭ ચૈત્ર સુદ ૫, પાલીતાણા મુકામે તેઓ સમાધિ પૂર્વક કાલધર્મ પામ્યા.





## પૂજ્ય આચાર્યશ્રી વિજયસુબોધસૂરીશ્વરજી મહારાજ

તેઓશ્રીનો જન્મ વિ. સં. ૧૯૭૨ માં સનવાડ મુકામે થયો હતો. માત-પિતાની શુભ પ્રેરણાના યોગે વૈરાગ્ય ભાવના જાગૃત થઈ. મહેસાણા પાઠશાળામાં અભ્યાસ કરી પૂજ્ય આચાર્યદેવ શ્રી વિજયભક્તિસૂરીશ્વરજી મહારાજ સા. પાસે વિરમગામ મુકામે વિ. સં. ૧૯૮૮ માં સંયમ ગ્રહણ કર્યું. તેઓશ્રી પૂજ્ય આ. શ્રી વિજયપ્રેમસૂરીશ્વજી મહારાજના સંસારી બંધુ થાય. તેઓશ્રીની ગણિ તથા પંન્યાસ પદવી અમદાવાદ મુકામે વિ. સં. ૨૦૧૦ માં થઈ. આચાર્ય પદવી ગોરેગામ-મુંબઈ વિ. સં. ૨૦૨૮ માં થઇ. તેઓશ્રીએ શાસન-પ્રભાવનાનાં અનેક કાર્યો મારવાડ, ખાનદેશ, મહારાષ્ટ્ર, મુંબઇ વિગેરે સ્થળોએ કરાવ્યાં છે.



## પૂ. આ. વિજય અરિહંત સિદ્ધસૂરિજી મહારાજ

તેઓશ્રીનું સંસારી નામ ગુણશી મુળજી, જન્મભૂમિ આધોઈ (વાગડ) જન્મ સં. ૧૯૮૨.

મહેસાણા જૈન પાઠશાળામાં ૧૯૯૬-૧૯૯૭ બે વર્ષ અભ્યાસ કર્યો. બિમાર પડવાથી ઘરે ગયા. મહેસાણા પાઠશાળામાં ભાષ્યનો અભ્યાસ કરતાં. મુઠસી પચ્ચક્ખાણ કરવાની શરૂઆત કરી તે હજુ સુધી કરેલ છે. ભયંકર બિમારીમાં પણ અભક્ષ્ય દવાઓથી બને તેટલા દૂર રહ્યા. મહેસાણા પાઠશાળામાં ધાર્મિક સંસ્કારો પડવાથી ગૃહસ્થાવાસમાં પણ રાત્રિભોજન, કંદમૂળ આદિનો સદંતર ત્યાગ કરેલ. બિમારીમાં પણ કાયમ જિનપૂજા કરતા હતા. તેઓશ્રીએ વિ. સં. ૧૯૯૯ ફા. સુ. ૧૧ પાલિતાણામાં દીક્ષા લીધી. વિ. સં. ૨૦૨૬ કા. વ. ૫ ડેલાના ઉપાશ્રયે ગણિપદ અને ૨૦૨૬ મા. સુ ૬ ના રોજ પંન્યાસ પદ અને આચાર્ય પદ વિ. સં. ૨૦૩૧ વૈ. સુ. ૧૧ પાલિતાણામાં આપવામાં આવેલ.

તેઓશ્રીના ગુરૂદેવ અને તેઓશ્રીના સદુપદેશથી શ્રી શત્રુંજય તીર્થે ઘેટી પાગ ઉપર શ્રી સિદ્ધાચલ શણગાર ટુંકનું નિર્માણ થયેલ છે. વિશાળ ગગનચુંબી જિનમંદિરની પ્રતિષ્ઠા ધામધૂમ પૂર્વક થયેલ છે.



## શ્રીમદ્ યશોવિજયજી જૈન સંસ્કૃત પાઠશાળા

## પૂ. આચાર્ય શ્રી વિજય અશોકચન્દ્રસૂરીશ્વરજી મહારાજ

યાત્રાધામ સિદ્ધપુર–પાટણની માર્ગ–રેખામાં આવેલ ગામ સરીયદમાં શ્રદ્ધેય વીરચંદ-ભાઇની ધર્મપત્ની ઝબલબેનની કુક્ષીએ વિ. સં. ૧૯૬૯ મહાવીર જન્મવાંચનના યાદગાર દિવસ ભા. સુદ ૧ ના રોજ તેઓશ્રીનો જન્મ થયો. નામ પાડ્યું અમૃતલાલ.

સંસ્કારો લઈને જ જાણે જન્મ્યા ન હોય તેમ બાલપણમાં પાટણમાં ઉપધાન કર્યું. એ અરસામાં જ્ઞાન પ્રાપ્તિ માટેનું સ્થળ મહેસાણાની પાઠશાળા અજાણ્યું ન હોતું. અમૃતલાલે આ સંસ્કાર ભૂમિ રૂપ શ્રીમદ્ યશોવિજયજી જૈન સંસ્કૃત પાઠશાળામાં અભ્યાસ કરી જીવનને ઊર્ધ્વગામી બનાવવાના ઉમદા સંસ્કાર પ્રાપ્ત કર્યા.

નિર્વેદ ઉત્પન્ન થતાં સ. ૧૯૮૭ કાર્તક વદ ૧૧ ના દિને પૂ. આ. શ્રી વિજય-સુરેન્દ્રસૂરીશ્વરજી મહારાજા પાસે સંયમ લઈ પૂ. મુનિ શ્રી અશોકવિજયજી મ. સા. નામથી પ્રસિદ્ધ થયા. કુટુંબની અનુજ્ઞા વિના દીક્ષિત થયા હોવાથી સંયમ માર્ગમાં ટકી રહેવા માટે પૂજ્યશ્રીને અનેક પ્રકારની અગ્નિ–પરીક્ષામાંથી પસાર થવું પડ્યું હતું.

ભાવુકોના જીવનમાં ધર્મામૃતનું સિંચન વર્ષો સુધી કર્યાની ગુણાનુરાગીઓને પ્રતીતિ થતાં સં. ૨૦૨૩ વૈ. સુદ ૬ નાં જોટાણામાં આચાર્ય પદ પ્રદાન થયું અને 'પૂ. અશોક-ચન્દ્રસૂરિજી' નામે પ્રસિદ્ધ થયા. પૂજ્યશ્રીનાં ચાતુર્માસ મુંબઇ, પૂના, અમદાવાદ, સુરત, ખંભાત વગેરે નાના મોટા શહેરોમાં પણ વિવિધ મહોત્સવો પૂર્વક થયાં છે.

કલ્પસૂત્ર ખેમશાહી જેવો ગ્રન્થ અલભ્ય હતો. તેના માટે સારો પરિશ્રમ ઉઠાવી તેઓશ્રીએ તૈયાર કરેલ છે. સ્વભાવે શાંત–સરલ છે. તેઓશ્રી અનેકવિધ શાસનની પ્રભાવના કરી રહ્યા છે.

卐

## પૂ. આ. શ્રી વિજયદેવસૂરિજી મહારાજ

પાળીયાદ મુકામે વિ. સં. ૧૯૩૬ ફા. સુ. ૧૧ના શુભ દિવસે પિતા માધવજીભાઈ, અને માતુશ્રી પાનબાઈને ત્યાં જન્મ થયો. નામ હીરાચંદ રાખવામાં આવ્યું. બાલ્યવયમાં જ માતા-પિતાનો એક જ વર્ષમાં ૧૯૪૯ માં દેહવિલય થયો. દૂરના કાકાએ નાના પુત્રોની જવાબદારી લીધી.

ચરિત્રનાયકશ્રીના મોટાભાઈ કેશવજીને પોતાને મોસાળ પાલીતાણા યાત્રા કરવા જવાની ભાવના થઈ. સાધુઓના સમાગમની ઝંખના તેમજ વૈરાગ્ય-પોષક-વાંચનથી દીક્ષાનો દ્રઢ સંકલ્પ કર્યો. તેઓએ પૂ. આ.શ્રી કમલસૂરિજી પાસે દીક્ષા લઈ આગમના જ્ઞાતા બની આ. કેશરસૂરિજી થયા. તે ચરિત્રનાયકના મોટાભાઈ થાય.

લઘુભ્રાતા હીરાચંદને ધર્મકાર્યમાં જોડવા આમંત્રણ સાથે વિહારમાં લીધા. ત્યારબાદ હીરાચંદને પણ જ્ઞાન મેળવવાની ઈચ્છા થતાં સં. ૧૯૫૫માં મહેસાણા યશોવિજયજી જૈન પાઠશાળામાં જોડાયા અને ત્યાં રહી ઘણો અભ્યાસ વધાર્યો. ભાવવૃદ્ધિ થતાં પાટણમાં ૧૯૫૬ જેઠ સુ. ૧૦ના શુભ દિવસે દીક્ષા થઈ. મુનિ દેવવિજયજી નામ રાખ્યું. તેમની તથા બીજા ૧૫ નવદીક્ષિતોની વડી દિક્ષા સં. ૧૯૫૭ પોષ વદ ૧૧ ના મહેસાણામાં થઈ.

ભગવતી સૂત્રના યોગ પછી ગણિ, પંન્યાસ, ઉપાધ્યાય તથા આચાર્યપદ પ્રાપ્ત કર્યું. તેઓશ્રીએ ૧૯ પુસ્તકો લખ્યાં છે.

✻

## પૂજ્ય આચાર્ય શ્રી પરમપ્રભસૂરીશ્વરજી મહારાજ

તેઓશ્રીનો જન્મ સંવત ૧૯૫૨ માં લીમડી મુકામે થયો.

સંવત ૧૯૯૧ માં કરવામાં આવેલ દશ વિદ્યાર્થીઓની સ્કોલરશીપ યોજનામાં સૌથી પહેલા વિદ્યાર્થી પ્રેમચંદભાઈ ચુનીલાલ લીમડીવાળા ૩૩ વર્ષની વયે તા. ૧-૯-૩૫ ના રોજ દાખલ થયા.

તેઓ નોનમેટ્રિક સુધી અભ્યાસ કરી આવેલા ને સંસ્થામાં રહી લઘુવૃત્તિ વિ. સંસ્કૃત વ્યાકરણનો અભ્યાસ કર્યો.

તેઓ સ્કોલરશીપ તો લેતા ન હતા, પરંતુ સંસ્થામાં રહેતા પણ પોતાના ખર્ચે જ.

તિથિના દિવસે એકાસણું, પૌષધ, ઉપવાસ વિ. તથા દરરોજની આવશ્યક ક્રિયાઓ ભાવપૂર્વક તેઓ કરતા.

વિ. સં. ૧૯૯૨ માં પૂજ્ય આચાર્ય દેવશ્રી વિજય અમૃતસૂરીશ્વરજી મ. સા. પાસે પુત્ર સહ દીક્ષા ગ્રહણ કરી.

સંયમ માર્ગે આગળ વધી વિ. સંવત ૨૦૨૯ માં આચાર્યપદથી વિભૂષિત થયા.

આજે શાસન પ્રભાવનાનાં અનેક કાર્યો તેઓશ્રી કરી રહ્યા છે.



## પૂજ્ય આચાર્ય શ્રી વિજય જયાનંદસૂરીશ્વરજી મ.

ચૂડા [ સૌરાષ્ટ્ર ] નિવાસી કપાસી મણીભાઈને ત્યાં વિક્રમ સંવત્ ૧૯૭૨ કારતક સુદ ૭ ના રોજ કરાંચી મુકામે પુત્રજન્મ થયો. તેમનું નામ જયંતિલાલ રાખવામાં આવ્યું.

વ્યાવહારિક શિક્ષણ લીધા પછી ધાર્મિક અભ્યાસ માટે મહેસાણાની જૈન પાઠશાળામાં દાખલ થયા.

પૂ. મુનિભગવંતોનાં વ્યાખ્યાન શ્રવણથી વૈરાગ્ય-ભાવ જાગૃત થયો અને શાસન સમ્રાટ્ પૂજ્ય આચાર્ય શ્રી વિજય નેમિસૂરીશ્વરજી મહારાજ સાહેબના પટ્ટધર પૂજ્ય આચાર્ય શ્રી વિજય દર્શન સૂરીશ્વરજી મહારાજ સાહેબ પાસે સંયમ ગ્રહણ કર્યું અને પૂ. મુનિ શ્રી જયાનંદવિજયજી નામ રાખવામાં આવ્યું.

શાસ્ત્ર અભ્યાસમાં આગળ વધતાં વિક્રમ સં. ૨૦૦૭ માં ગણિપદ તથા પન્યાસપદથી વિભૂષિત થયા.

વિક્રમ સંવત ૨૦૨૧ માં વરતેજ મુકામે ઉપાધ્યાય પદ તથા આચાર્ય પદથી વિભૂષિત થયા.

તેઓશ્રી શાસન પ્રભાવનાનાં અનેકવિધ કાર્યો આજે પણ કરી રહ્યા છે.



## પૂ. આચાર્ય શ્રી વિજયરત્નશેખરસૂરિજી મહારાજ

રાજસ્થાનના માલવાડા નગરમાં તેમનો જન્મ થયો. તેમના પિતાનું નામ હતું ચીમનભાઈ અને માતાનું નામ હતું નવલબેન. તેમનું નામ રતનચંદ રાખવામાં આવ્યું.

રતનચંદભાઈએ વ્યવહારિક અભ્યાસ સ્કુલમાં સાત ધોરણ (અંગ્રેજી ચાર) સુધી કર્યો.

ધાર્મિક અભ્યાસ માટે આજ સુધી અજોડ રહેલી શ્રીમદ્ વિજય યશોવિજયજી જૈન સંસ્કૃત પાઠશાળા (મહેસાણા) માં રતનચંદભાઈ જોડાયા. અને ત્યાં દોઢ વર્ષ દરમ્યાન સંસ્કૃત બે બૂક તથા છ કર્મગ્રંથ સુધી અર્થ સહિત અભ્યાસ કર્યો.

સંસારના ક્ષણિક પદાર્થો જોઈને રતનચંદભાઈનું હૃદય પણ વૈરાગ્ય વાસિત થયું. અને પોતાના વિદ્યાક્ષેત્ર મહેસાણાને ભાઈશ્રીએ દીક્ષાક્ષેત્રમાં ફેરવ્યું.

પરમ પૂજ્ય પન્યાસ પ્રવર શ્રી તિલકવિજયજી ગણિવર પાસે ચારિત્ર સ્વીકારી તેમના શિષ્ય મુનિશ્રી રંજનવિજયજી તરીકે પ્રસિદ્ધ થયા.

પૂજ્યશ્રી ચારિત્ર સ્વીકાર્યા બાદ રત્નત્રયીની આરાધનામાં સદા અપ્રમત્ત ભાવે રહેતા તેઓશ્રીએ વ્યાકરણ કાવ્ય, ન્યાય વગેરેનો પણ અપ્રમત્તપણે અભ્યાસ કર્યો.

તેઓશ્રીની યોગ્યતા જોઈને ૨૦૧૫ ના મહા સુદ ૧૦ ના દિવસે આચાર્ય ભગવંત શ્રીમદ્ વિજય શાંતિચંદ્ર સૂરીશ્વરજી મ. સાહેબે યોગોદ્વહન પૂર્વક ગણિ તથા પંન્યાસ પદાર્પણ કર્યું.

તેઓશ્રીએ મારવાડ–મહારાષ્ટ્ર આદિ પ્રદેશોમાં શાસન–પ્રભાવનાનાં અનેક કાર્યો કર્યા છે.

સં. ૨૦૨૯ ફા. વદ ૧૦ ના દિવસે પૂ. પન્યાસ શ્રી રંજન વિજયજી મ. સા. ની યોગ્યતા જોઈને પૂ. આ. શ્રી વિજય શાંતિચન્દ્ર સૂરીશ્વરજી મ. સા. ની આજ્ઞાથી પૂજ્યશ્રીને આચાર્યપદ પ્રદાન કરવામાં આવ્યું. તેઓશ્રીનું નામ આ. વિ. રત્નશેખર સૂરીશ્વરજી રાખવામાં આવ્યું.

તેઓશ્રી અપ્રમત્ત ભાવે સંયમની આરાધના કરવા પૂર્વક અનેક પ્રકારે શાસન પ્રભાવના કરી રહ્યા છે.

## શ્રીમદ્ યશોવિજયજી જૈન સંસ્કૃત પાઠશાળા

મોટા ભાગના ધર્મી જીવોને પૂછવામાં આવે કે :–"ધર્મ શા માટે કરો છો ?"

"રાગાદિ દુશ્મનો બહુ પીડે છે, એને દૂર કરવા માટે ધર્મ કરું છું."

આવો જવાબ કેટલાનો મળે ?

ધર્મ કરવાથી સુખ મળે – અને સુખમાં આનંદ મંગલ થાય છે; એટલે ધર્મ કરે છે.

## એક સદ્ગૃહસ્થ

હા. લાલભાઈ
મલાડ ઈસ્ટ,
મુંબઈ–૬૪.

અમૃત મહોત્સવ પ્રસંગે હાર્દિક
**શુભ કામનાઓ**
દેહ ભલે થાકે, મનથી ન થાકવું.

## મે. ટોલીયા બ્રધર્સ

| | ટે. નંબર |
|---|---|
| નગીનદાસ કે. ટોલીયા | ૩૪૭૬૧ |
| સેવંતીલાલ કે. ટોલીયા | ૩૦૧૯૪ |
| નંદલાલ કે. ટોલીયા | ૨૬૧૩૦ |

૩, સન્મુગા થીએટર રોડ,
કોઈમ્બતુર.

**શુભેચ્છા સાથે**

સાચી કરુણા હંમેશાં ભક્તિથી ભરપુર હોય છે.



## મચુભાઈ હીરાલાલ શાહ

**રામલીંગમ રામદાસ લેઆઉટ**
મેટ્ટુપાલીયમ રોડ,
કોઈમ્બતુર–૨.

અમૃત મહોત્સવ પ્રસંગે અમારી
**શુભ કામનાઓ**

લક્ષ્મી દાનથી શોભે છે.



## સુમનલાલ જે. શાહ

૩૨, પલની ગાઉન્ડર સ્ટ્રીટ,
કોઈમ્બતુર–૬૪૦૦૦૯.

## હાર્દિક અભિનંદન

સંસારમાં સાધર્મિકનો સંબંધ મળવો
અતિદુર્લભ છે.

## કાંતિલાલ એન્ડ કું.

કોટન વેસ્ટ મરચન્ટ
સીરીયન ચર્ચ રોડ નં. ૨
કોઈમ્બતુર.

ફોન નં. ૩૪૭૬૦

અમૃત મહોત્સવ પ્રસંગે
**શુભેચ્છા....**

ચોવીસ કલાક ધન ખર્ચી શકાય તેવું સ્થાન જો કોઈ હોય તો તે સાધર્મિક ભક્તિ છે.

## મેસર્સ કસ્તુરી ઈન્ડસ્ટ્રીઝ

૨૧૮, અવનાશી રોડ,
કોઈમ્બતુર-૬૪૧ ૦૧૮.

---

મહેસાણા પાઠશાળાના અમૃત મહોત્સવ પ્રસંગે
શુભેચ્છા પાઠવીએ છીએ.

વર્તણુંકથી માણસની કિંમત અંકાય છે.

## મહેન્દ્ર જે. શાહ

**ટેક્ષટાઈલ મશીનરી પાર્ટ્સ**

૧૦/૩, પલની ગાઉન્ડર સ્ટ્રીટ,
કોઈમ્બતુર-૯.

**શુભેચ્છાઓ સાથે....**

શ્રદ્ધા, વિવેક અને ક્રિયા વડે
જે યુક્ત હોય તે શ્રાવક

## બકુલ એમ. પટેલ

C/o. કોમ સેલ્સ ઈન્ડસ્ટ્રીઝ

સી-૫, ઈન્ડસ્ટ્રીયલ એસ્ટેટ,
અરમ્બટ્ટુર, મદ્રાસ-૫૮.

શુભેચ્છક

"જ્ઞાન એ પ્રકાશ છે.
અને અજ્ઞાન એ અંધકાર છે."



## વિનોદચન્દ્ર મૂલચંદ પરીખ

ખાનપુર,
સાબર હોટલની બાજુમાં,
૨૪, અભિસજની સોસાયટી,
ત્રીજે માળે, અમદાવાદ.

હાર્દિક અભિનંદન

પૂછીને કામ કરનાર પંડિત બને છે.

ગ્રામ : ટે. નં; ૩૨૭૮૫
Cot Fine " ૩૫૯૦૬



## શરદકુમાર શાહ એન્ડ બ્રધર્સ

૫૧, ઇસ્ટ પેરીયા સ્વામિ રોડ,
કોટન મરચન્ટસ,
કોઈમ્બટુર.

---

**અમૃત મહોત્સવ પ્રસંગે હાર્દિક શુભેચ્છાઓ**

સાધર્મિકોને પૂજ્ય માનીને – આદર પાત્ર માનીને –
બહુમાન યોગ્ય સમજીને – એમની ઇજ્જત આબરૂ સાચવીને
એમના સહયોગી બનવાનું છે. એમની ભક્તિ કરવાની છે.

## શ્રી કોઈમ્બટુર શ્વેતામ્બર મૂર્તિપૂજક જૈન સંઘની શ્રાવિકા બહેનો

આર. એસ. પુરમ
શ્રી શંખેશ્વર પાર્શ્વનાથ જૈન દેરાસર,
કોઈમ્બટુર.

# પાઠશાળા સમસ્ત જૈન સંઘોનું અમૂલું નજરાણું બની રહો !

卐卐卐卐卐卐卐卐卐卐卐卐卐卐卐卐卐卐卐卐卐卐卐卐卐卐卐卐卐卐卐


શ્રી દિનેશચંદ્ર ખુશાલચંદ ભાયાણી

શ્રી યશોવિજયજી જૈન પાઠશાળા મહેસાણા


વ્યક્તિના જીવનમાં ૮૧ વર્ષ એ વયોવૃદ્ધપણાનું સીમા ચિન્હ છે. પરંતુ સંસ્થાને માટે તો એ અમૃત તુલ્ય મહોત્સવ જ ગણાય.

શ્રીમદ્ યશોવિજયજી જૈન સંસ્કૃત પાઠશાળા એ કાંઈ આ સંસ્થાના અસ્તિત્ત્વનો એકયાસી વર્ષનો સરવાળો નથી, પણ સમગ્ર ભારત વર્ષના જૈન ચતુર્વિધ સંઘમાં જ્ઞાનાદર્શન અને ચારિત્રના મહામૂલા સંસ્કારો પ્રસ્થાપિત રહ્યા કરે એ માટેની ઊર્ધ્વગામી અને ઓજસ્વી પ્રવૃત્તિની જીવન્ત યશોગાથા છે. એના પાયામાં સંવત ૧૯૫૪ કારતક સુદ ૩નાં શુભ માંગલિક દિને ધર્મવીર શેઠ વેણીચંદભાઈએ પ્રાણ પૂર્યા છે. એ પ્રાણ પુરવા માટે તેઓના આત્માને ઢંઢોળનાર પૂજ્ય મુનિરાજ શ્રી રવિસાગર મ.શ્રી અને પૂજ્ય મુનિરાજ શ્રી દાનવિજયજી મ.શ્રીની જીવંત પ્રેરણા આજે સુપ્રસિદ્ધ બની ચૂકી છે.

પાઠશાળા માત્ર જૈન ધાર્મિક જ્ઞાન આપવા પુરતી સીમિત દૃષ્ટિવાળી નથી. તેને અહીં આવનાર વિદ્યાર્થીઓમાં સત્ત્વનો સ્પર્શ થાય તેવા આચારોનું ઠોસ ટોનીક ક્રિયાઓમાંથી મેળવવાનું છે. જે અનુભૂતિ કરનારાઓએ જાણ્યું છે! માણ્યું છે ! વિદ્યાના નામે વિલાસ કેળવાઇ રહ્યો હોવાનું પ્રત્યક્ષ ઠામોઠામ નજરે જોવાય છે, ત્યારે આવતી કાલ ભણી દૃષ્ટિ રાખ્યા છતાંય ગઇ કાલના સત્ત્વશીલ તત્ત્વોનું અહીં વિલોપન નથી થયું. આવા કટોકટી કાળમાં જમાનાની કરવટે અહીં સ્પર્શ નથી કર્યો. જે ટકોરે અગાઉ કાર્યક્રમ ગુંજતો એજ આજે છે ! ! !

પાઠશાળા–શ્રેયસ્કર મંડળ એ નિરભિમાની શ્રેષ્ઠીવર્ય વેણીચંદભાઈના પુણ્ય પ્રતાપે ઉત્પન્ન થયેલ છે. પંડિતવર્ય અમૃત પ્રભુદાસભાઇ જેવાએ વર્ષો સુધી અહીં રહી એનું સિંચન કર્યું છે. પ્રત્યક્ષ કે પરોક્ષ અલ્પ કે અનન્ય કક્ષાએ તન, મન, ધન અને જીવનનું નૈવેદ્ય ધરનાર કર્મવીરો એને સાંપડ્યા છે. એ સહુ અભિનંદનના અધિકારી છે. આજે એ સંસ્થા અમૃત મહોત્સવ ઉજવવા ઉમળકો સેવી રહ્યા છે. ત્યારે આ માતૃ સંસ્થાના સ્વજીવનમાં અમાપ ઉપકારોને યાદ કરી ભૂતપૂર્વ વિદ્યાર્થીઓએ સંસ્થાનો કોષ અક્ષયપાત્ર બની રહે એ હાકલને વધાવી લીધી છે.

બેંગ્લોર, મુંબઈ, મદ્રાસ, પાટણ, ચાણસ્મા તથા મહેસાણા વગેરેના અર્થનો અર્થપૂર્ણ અને સમર્થ ઉપયોગ કરી જાણનારા દાતાઓએ રંગ રાખ્યો છે. અભિવંદનીય પૂજ્યપાદ આચાર્ય ભગવંતો અને મુનિવર્યોના એને અમીમય હાર્દિક આશીર્વાદ સાંપડ્યા છે. આ તકે આ સંસ્થા લક્ષ્યાંક પાર કરી જશે એ નિઃશંક છે.

આ પાઠશાળા સમસ્ત જૈન સંઘોનું અમૂલું નજરાણું બની રહે એજ અભ્યર્થના.

✿

# શ્રી યશોવિજયજી જૈન સંસ્કૃત પાઠશાળાનો મારા જીવનમાં ઉપકાર

પંડિત મફતલાલ ઝવેરચંદ ગાંધી

### પાઠશાળા સાથેનો સંબંધ

શ્રી યશોવિજયજી જૈન સંસ્કૃત પાઠશાળાનો મારા જીવન સાથે ચાર જાતનો સંબંધ છે. મને યાદ છે ત્યાં સુધી આ સંસ્થામાં હું વિ. સં. ૧૯૭૮ માં વિદ્યાર્થી તરીકે જોડાયો. વિ. સં. ૧૯૮૫ માં પરીક્ષક અને તેજ સાલમાં સૂક્ષ્મતત્ત્વબોધ પાઠશાળા પાલીતાણામાં અધ્યાપક અને વિ. સં. ૧૯૮૬ સંસ્થાનો મુખ્ય અધ્યાપક.

### સંસ્થામાં વિદ્યાર્થી તરીકે પ્રવેશ

વિ. સં. ૧૯૭૪ માં હાલ પૂ. આ મંગળપ્રભસૂરીશ્વરજી મ. દીક્ષા પછી પ્રથમ ચાતુર્માસ મારા ગામ રણુંજમાં રહ્યા. તે વખતે મારી ઉંમર નવ વર્ષની હતી. પરંતુ માતાના સંસ્કારથી રોજ સામાયિક કરવું પ્રતિક્રમણ કરવું વિ. ક્રિયાનુષ્ઠાન ઉપાશ્રયમાં કરતાં પૂ. મહારાજશ્રી પ્રત્યે આકર્ષણ વધ્યું.

વિ. સં. ૧૯૭૫ માં મારા માતા ગુજરી ગયાં. સુરતમાં હું છઠ્ઠી ગુજરાતી અને બીજી અંગ્રેજી ભણી માંદગીના કારણે મારે ઘેર રણુંજ આવી રખડતો હતો. તે અરસામાં મહેસાણા ભણવા રોકાયેલા પૂર્વ પરિચિત તે વખતના પૂ. મુનિરાજશ્રી મંગલવિજયજીએ મને મહેસાણા સંસ્થામાં ભણવા જણાવ્યું.

કોઈને પુછ્યા સિવાય હું સંસ્થામાં દાખલ થયો. અહિં ચાર છ મહિના રહ્યો હોઈશ. અને ત્યાં મેં અજિતશાંતિ સુધી અભ્યાસ કર્યો.

આજે પણ તે વખતના અમારા માસ્તર લાલચંદ ગણેશ, મેનેજર દુર્લભદાસ કાળીદાસ નામાદાર જમનાદાસ જેસીંગભાઈ, ઉંઝાવાળા ચીમનલાલ જેચંદ, કાઠીઆવાડ વંડા પીઆવાના વતની કોઠારી પ્રેમચંદ અને તે વખતના સંસ્થામાં રસ લેતા શેઠ શ્રી ભીખાભાઇ, શેઠ શ્રી પ્રભુદાસ જેસંગ વિ. બરાબર યાદ છે.

બપોરના ઉનાળાના દિવસે ગમે તે બાનું કાઢી નાસી જઈ હાલના સ્ટેશનના પુલ

પાસે એક તલાવડી હતી. જ્યાં રેલ્વેનું ગંદુ પાણી ઠલવાતું. તે પાણીમાં શ્રી મણીલાલ ગુલાબચંદ સાથે ન્હાવાની મઝા માણતાં ખસ ખુજલી થઇ. અમે ખસવાળા તરીકે હાલની ઓફીસની સામેનો જ્યાં હાલ સાધ્વીજી મ. ભણે છે તે રૂમ મને અલાયદો આપવામાં આવ્યો.

તે વખતે પાલીતાણાની કરેલી યાત્રા, યાત્રામાં ખાધેલાં દહીં ને ઢેબરાં અને કોટાવાળી ધર્મશાળામાં ઉતર્યા હતા. તે બધું આજે જેવું ને તેવું સાંભરે છે.

એ વખતના મારા સહાધ્યાયીઓમાં શ્રી પોપટલાલ કેશવલાલ પાછળથી શ્રી પાર્શ્વ-વિજયજી મ. હરગોવનદાસ સંપ્રીતચંદ, મણીલાલ ગુલાબચંદ ભાવસાર. માસ્તર બુલાખીદાસ લલ્લુભાઇ વિ. હતા.

મારા જીવનમાં દૃષ્ટિકોણ બદલવાનું શ્રેયઃ કોઈને પણ ફાળે જાય તો આ સંસ્થાને ફાળે જાય છે, ભલે આ સંસ્થામાં હું ચાર-માસ ભણ્યો પરંતુ ધાર્મિક શિક્ષણનો દૃષ્ટિકોણ તો આ સંસ્થા જ છે.

## શ્રી વેણીચંદભાઈનો પરિચય :

ચારેક મહિના અભ્યાસ કર્યો હશે ત્યાં મારા નાના ભાઈ મણિલાલને બાલાશ્રમમાં મુકવા જવાનો પ્રસંગ આવ્યો. તે વખતના મેનેજર શ્રી દુર્લભદાસભાઈને મેં વિનંતિ કરી કે 'મને બે દીવસની રજા આપો હું મારા ભાઇને પાટણ મુકી તુર્ત પાછો આવીશ.' મારા વચન ઉપર મેનેજરશ્રીને વિશ્વાસ ન બેઠો અને કહ્યું કે 'રજા વગર જશો તો ફરી દાખલ કરવામાં નહિ આવે.' તેમની આજ્ઞા ઉલંઘી રજા વગર હું પાટણ ગયો. નાના ભાઈને બાલાશ્રમમાં મૂક્યો.

હું પાટણ જોગીવાડે શામળાજીના દર્શન કરવા ગયો. રસ્તામાં પૂર્વ પરિચિત પાઠ શાળાના કોઠારીનો પુત્ર રતીલાલ મળ્યો. જે શ્રી પ્રભુદાસભાઈએ શરૂ કરેલ વિદ્યાભુવન સંસ્થાનો વિદ્યાર્થી હતો. મનમાં મેનેજરશ્રીના શબ્દો યાદ આવ્યા. હું વિદ્યાભુવનમાં ગયો. શ્રી પ્રભુદાસભાઈને મળ્યો અને કહ્યું કે હું અહીં રહી ભણવા માગું છું. મેં તેમને કહ્યું કે હું પાઠશાળામાં રહ્યો છું પણ રજા વગર આવ્યો હોવાથી કદાચ નહિ રાખે. તેમણે કહ્યું. તમે મહેસાણા જાઓ વિનંતિ કરો રાખી લેશે, અને અમારાથી મહેસાણા સંસ્થાની સંમતિ સિવાય રખાય નહિ વધુમાં તેમણે કહ્યું કે શ્રી વેણીચંદભાઇ હાલ અહિં નીશાળના પાડે છે તેમને મળો.

સીધો હું રાજકાવાડે નિશાળના પાડે શ્રી વેણીચંદભાઇ પાસે ગયો.

પગમાં મોજા, અંગરખું અને લાલ પાઘડી પહેરેલ આ બુઝર્ગ પુરુષ બહાર જવાની તૈયારીમાં હતા. એટલા ઉપર હું તેમને મળ્યો અને કહ્યું કે હું આપની સાથે મહેસાણા પાઠશાળા સંબંધી વાત કરવા આવ્યો છું. તે તુર્ત પાછા વળ્યા. મકાનની પરસાળમાં પાટ હતી તે ઉપર બેઠા. તેમને મન મહેસાણા પાઠશાળા સર્વસ્વ હતી. અને મહેસાણા પાઠશાળામાં ભણવા આવતા બાળકો પ્રત્યે પોતાના બાળકો જેટલો જ પ્રેમ હતો. મારી વાત સાંભળી તુર્ત બોલ્યા. 'કાલે તું મહેસાણા આવ. હું કાલે મહેસાણા છું તને રાખી લઈશું પણ ફરી રજા વગર જવાનું નહિ રાખવાનું.'

આ આશ્વાસન છતાં મારા મનમાં 'રજા વગર જશો તો ફરી દાખલ કરવામાં નહિ આવે' આ શબ્દો ગુંજતા હતા. આથી મેં તેમને વિનંતી કરી કે, અહિં શ્રી પ્રભુદાસભાઈના વિદ્યાભુવનમાં દાખલ થવા માગું છું આપ જો સંમતિ આપો તો જ તે દાખલ કરે તેમ છે.'

તેમણે બહુ જ વ્હાલસોયા શબ્દમાં કહ્યું 'ગાંડા! તું નાનો છે. સમજ, આ સંસ્થા નવી છે કેટલો વખત ચાલે તે કહેવાય નહિ. પ્રભુદાસભાઈ વિગેરે સંસ્થાના જ વિદ્યાર્થી છે પણ તું પાઠશાળામાં રહે તે તારે માટે સારૂં છે.'

હું દ્વિધામાં પડ્યો. 'મહેસાણા રહેવું કે પાટણ' બીજે દિવસે જે ગાડીમાં શ્રી વેણીચંદભાઈ જવા નીકળ્યા તેજ ગાડીમાં હું મારે ગામ રણુંજ જવા નીકળ્યો. અને જે ડબામાં તે બેઠા તેજ ડબામાં હું ચડ્યો. આ બુઝર્ગ લબ્ધપ્રતિષ્ઠ મોટા પુરુષે મારા જેવા નાના બાળક સાથે ખુબ પ્રેમથી વાત કરી અને મહેસાણા આવવા જણાવ્યું.

હું બીજા દિવસે મહેસાણા ગયો. પૂ. મુનિરાજ શ્રી મંગળવિજયજી મ. ને મળ્યો, તેમણે પણ મહેસાણા રહેવા જણાવ્યું. ફરી શ્રી વેણીચંદભાઈને મળ્યો, તેમણે કહ્યું 'અહિં રહી જા અભ્યાસ સારી રીતે કર' પણ બાળકબુદ્ધિ કહો કે નાનપણના શ્રી રતીલાલ પ્રેમચંદની મિત્રતાના કારણે મેં હઠ લીધી. 'આપ મને પાટણ વિદ્યાભુવનની સંમતિ આપો.'

હું બીજા દિવસે મારા પિતાને લઈ મ્હેસાણા નગરશેઠ જોઈતારામને મળ્યો અને તેમણે શ્રી વેણીચંદભાઈ પાસે સંમતિ અપાવી.

મેં સંસ્થા છોડી: પણ મારા ઉપર તેમનું વ્હાલ એટલું જ રહ્યું. જ્યારે જ્યારે પાટણ આવ્યા કે શ્રી પ્રભુદાસભાઈને મળ્યા ત્યારે ત્યારે તેમણે મારા ખબર પુછ્યા છે તે

છોકરો શું કરે છે. કેમ છે? અભ્યાસ કરે છે કે રખડે છે? આનું પરિણામ શ્રી પ્રભુદાસભાઈની પણ મારા પર પ્રીતિ વધી.

વિ. સં. ૧૯૭૯ માં હું વિદ્યાભુવનમાં દાખલ થયો. શ્રી વેણીચંદભાઇ વિ. સં. ૧૯૮૩ માં સ્વર્ગવાસી થયા તે દરમિયાન શ્રી સંઘવી નગીનદાસ કરમચંદના ઉજમણામાં અને બીજા બે એક પ્રસંગે જ્યારે જ્યારે મળ્યા ત્યારે ખુબ જ વ્હાલ અને પ્રેમથી મને બોલાવ્યો છે. ખરૂં કહીએ તો મારી પ્રગતિના મૂળમાં શ્રી વેણીચંદભાઇ જેવા પવિત્ર ધર્મનિષ્ઠ શાસનરાગી પુરુષના પ્રસન્નતાપૂર્વકના આશીર્વાદ છે.

આ સંસ્થામાંનું મારૂં વિદ્યાર્થીજીવન અને શ્રી વેણીચંદભાઇનો પરિચય.

**સંસ્થામાં પરીક્ષક :**

વિ. સં. ૧૯૭૯ થી વિ સં. ૧૯૮૪ સુધી વિદ્યાભુવનમાં રહ્યો. વિ. સ. ૧૯૮૪ માં મારાં લગ્ન થયાં.

આ બાજુ વિદ્યાભુવનના આર્થિક સંજોગો બરાબર ન રહ્યા. સદ્‌ગુણાનુરાગી કર્પુરવિજયજીની પ્રેરણાથી રૂા. ૧૬૦૦૦ ગોધાવીવાળા શ્રી ત્રિભોવનદાસે આપેલી રકમ અને પૂ. આ. નીતિસૂરીશ્વરજી મ. દ્વારા મળેલી છૂટક છૂટક રકમ ખલાસ થઇ. નવી મદદો મળતી ન હતી. તે કાળે ધાર્મિક અભ્યાસ માટે આવતા વિદ્યાર્થીઓ મોટે ભાગે સ્કીશીપમાં આવતા. નવી આવક હતી નહિ.

ગમે તેવા આદર્શ અને તમન્ના હોય પણ આર્થિક સંજોગો વિપરીત થાય ત્યારે ભલભલાને અટકવું પડે.

શ્રી વેણીચંદભાઈને કુટુંબની જવાબદારી ન હતી. માન અપમાન ગળી જવાની સહનશીલતા હતી. વર્ષો સુધીની સમાજમાં સેવાભાવી કાર્યકરની પ્રતિષ્ઠા હતી. જ્યારે શ્રી પ્રભુદાસભાઈ કુટુંબકબીલાવાળા હતા. માન અપમાન વ્હોરીને પણ સમાજ પાસે પૈસા લેવા જવાની તૈયારી ન હતી. વિદ્વાન આદર્શવાદી હોવા છતાં સમાજ માટે તે નવા હતા. પૂર્વ પરિચિત હોવાને કારણે પૂ. આ. નીતિસૂરીશ્વરજી મહારાજે તેમનો હાથ પકડ્યો અને એકદમ સંસ્થા બંધ કરવી અને ભણતા વિદ્યાર્થીઓ રખડી પડે તે સ્થિતિ થાય તે નિવારવા તેમણે રાધનપુર સંસ્થા બોલાવી. રાધનપુરના વતની કેળવણીપ્રેમી શ્રી હરગોનદાસ હરજીવનદાસ ભાભેરાએ સંસ્થાને આર્થિક મદદ ઉભી કરવાની જવાબદારી લીધી. વિદ્યાભુવન પાટણથી રાધનપુર ગયું. શ્રી પ્રભુદાસભાઇ પણ રાધનપુર આવ્યા. અને હું પણ રાધનપુર આવ્યો.

શ્રીમદ્ યશોવિજયજી જૈન સંસ્કૃત પાઠશાળા

થોડા સમયમાં એમની તબીયત બગડી. રાધનપુર છોડી રાજકોટ ગયા અને હંમેશ માટે તે સંસ્થામાંથી વિદાય થયા.

મહેસાણા પાઠશાળાના અનુકરણ રૂપે તેના ઉદ્દેશને સન્મુખ રાખી સમાજમાં શ્રી જૈન ગુરૂકુળ, ભગવાનદાસભાઇનું વિદ્યાર્થી ભુવન, શિવપુરીની સંસ્થા, શિવગંજમાં ઉભી થયેલ સંસ્થા વિ. ઘણી સંસ્થાઓ ઉભી થઇ અને જતા દિવસે બોર્ડિંગ રૂપે પરિવર્તિત થઈ તેમ આ વિદ્યાભુવન સંસ્થા જે રાધનપુર પરામાં શ્રી લહેરચંદ ગાંધીના ડહેલામાં હતી તે શ્રી કાંતીલાલ ઇશ્વરલાલ મોરખીયા વિદ્યાર્થી ભુવન તરીકે પરાવર્તિત થઇ.

લગ્ન થયા પછી શ્રી પ્રભુદાસભાઇના આદર્શને અનુસરી મેં એકાદ વર્ષ દરજીકામ શિખવા તથા તર્કસંગ્રહ મુક્તાવલી વિ. ના અભ્યાસમાં ગાળ્યું.

શ્રી વિ. સં. ૧૯૮૩ માં શ્રી વેણીચંદભાઈ સ્વર્ગવાસી થયા. ત્યારબાદ તેમના ભાઇ કિશોરભાઇ સુરચંદ સ્થાનિક વહીવટ સંભાળતા અને મુંબઇમાં તેમના ભત્રીજા બબલદાસ નગીનદાસ સંસ્થામાં સારો રસ લઇ કામકાજ સંભાળતા.

પ્રભુદાસભાઈની પ્રેરણા અને ભલામણે મને કિશોરભાઇએ સંસ્થામાં પરીક્ષક તરીકે રોકયો. તે વખતે 'વંદો પદ ત્રિશલાનંદના' પદના બનાવનાર ઉજમશીભાઇના ભાઇ ખીમચંદ ભૂદરભાઇ પરીક્ષક હતા.

મારી વીસ વર્ષની ઉંમરે મેં પહેલવહેલી નોકરી મહેસાણા પાઠશાળાની પરીક્ષક પદની સ્વીકારી. આ પરીક્ષા કેમ લેવી તેની તાલીમ માટે મને શ્રી ખીમચંદભાઈ પાસે મોકલવામાં આવ્યો. હું શ્રી ખીમચંદભાઇને સુરેન્દ્રનગરમાં મળ્યો. પણ મને લાગ્યું કે આમાં કાંઈ ખાસ શીખવા જેવું નથી.

હું વીરમગામ ગયો. પાઠશાળાની પરીક્ષા લીધી. ત્યારબાદ પાટડી, ઝિંઝુવાડા, આદરીયાણા વિ. પાઠશાળાઓની પરીક્ષા લીધી. આ ત્રણે ગામમાં મારા ઘનિષ્ટ સંબંધો બંધાયા. વીરમગામમાં પોપટલાલ ઝવેરી કુટુંબ સાથે, પાટડીમાં સકરચંદ ખેમચંદ સાથે અને ઝિંઝુવાડામાં તે વખતે પ્રજ્ઞાચક્ષુ માસ્તર સુખલાલ હતા. તેમની સાથે.

આદરિયાણા પરીક્ષા લઇ હું સીધો પાટણ આવ્યો અને મહેસાણા જણાવ્યું કે 'મને પરીક્ષાનું કામ ગામ ગામ ફરવાનું હોવાથી ફાવશે નહિ. બીજું કામ હોય તો આપો. નહિતર છૂટો કરો.' મેં વગર રાજીનામે પરીક્ષક પદ છોડયું.

## પાલીતાણામાં સૂક્ષ્મ તત્ત્વબોધ પાઠશાળામાં અધ્યાપક :

શ્રી કિશોરભાઈ, શ્રી વેણીચંદભાઈ જેવા જ ભદ્રિક હતા. મારી પ્રત્યે તેમનો કુદરતી સ્નેહ હતો. તેમણે મને મહેસાણા બોલાવ્યો અને કહ્યું કે 'આમ તું ગભરાઇ શું કામ જાય છે, તને છોડવાનો નથી. તું હમણાં પાલીતાણા જા, ત્યાં અભ્યાસ કરાવ. પછી યોગ્ય વ્યવસ્થા કરશું, પાલીતાણા અમે ચોમાસું કરવાના છીએ તને કોઇ મુશ્કેલી નહિ રહે'

મેં તેમની વાત સ્વીકારી અને હું વિ. સં. ૧૯૮૫ માં પાલીતાણા સૂક્ષ્મ તત્ત્વ-બોધ શાળામાં શિક્ષક તરીકે રોકાયો.

હાલ આપણી સંસ્થાની ઓફીસ છે તેની સામે આજે જે સિંધીની દુકાન છે ત્યાં બે દુકાનો હતી. એકમાં ઓફીસ બેસતી અને બીજીમાં હું ભણાવતો.

પાલીતાણામાં ભણાવતાં ભણાવતાં મેં પ્રમાણ નયતત્ત્વ લોકાલંકારની પરીક્ષા આપી અને તે વખતે મારી પાસે ભણવા આવવામાં પ્રથમ સંસ્થામાં રહેલા અને પાછળથી દીક્ષિત બનેલા શંભુભાઇ ઉર્ફે શ્રી તત્ત્વજ્ઞવિજયજી મ. અને શ્રી મંગળપ્રભસૂરીશ્વરજી મ. ના મોટાભાઈ અમૃતલાલ, પૂ. આ. ધર્મધુરંધરસૂરિજીના પિતા પીતાંબરદાસભાઇ, મોહનસૂરિજીના સમુદાયના સાધ્વી શ્રી વિમળાશ્રીજી વિ વિ. હતાં.

અહિં પાલીતાણામાં કોટાવાળી ધર્મશાળામાં શ્રી વેણીચંદભાઇના ભાઇ શ્રી ચકાભાઈ સુરચંદ અને તેમના બેન મેનાબેન રસોડું ચલાવતાં હતાં. તેઓ દીકરાની જેમ મારી સંભાળ રાખતા. આમ હું પાલીતાણા દરમિયાન શ્રી વેણીચંદભાઈના કુટુંબના એક સભ્ય જેવો બની ગયો હતો.

પાલીતાણામાં અધ્યાપકપણામાં મને ઘણા સારા પરિચયો થયા. શ્રી શામજીભાઇ, શ્રી વીરચંદભાઈ માસ્તર, મોટી ટોળીવાળા કુંવરજી માસ્તર અને કેટલીક ધર્મશાળાના મુનીમો તેમજ ખરતરગચ્છના ગણાધીશ હરિસાગરજી મ. વીરપુત્ર આનંદસાગરજી મ. વિ. વિ.

## મહેસાણા પાઠશાળામાં મુખ્ય અધ્યાપક :

ચાતુર્માસ પૂર્ણ થયા બાદ થોડા વખત પછી મને મહેસાણા મુખ્ય અધ્યાપક તરીકે બોલાવવામાં આવ્યો.

મહેસાણામાં તે વખતે મુખ્ય શિક્ષક તરીકે શ્રી ભગવાનદાસ મીઠાભાઇ કામ કરતા હતા. તે પીઢ ગંભીર અને લબ્ધપ્રતિષ્ઠ હતા. તે તબીયતના કારણે કે વધુ લાભના કારણે જુન્નર ગયા.

શ્રીમદ્ યશોવિજયજી જૈન સંસ્કૃત પાઠશાળા

મારી ઉંમર ૨૦–૨૧ વર્ષની હતી. મારા કરતાં મોટી ઉંમરના વિદ્યાર્થીઓ ત્યાં ભણતા હતા. કેટલાક વિદ્યાર્થીઓ છ કર્મગ્રંથ, લઘુ સંગ્રહણી અને બૃહત્ સંગ્રહણી કરી ચૂકેલા હતા. જ્યારે હું શિક્ષક તરીકે મહેસાણા પાઠશાળામાં આવ્યો ત્યારે હું મહેસાણા પાઠશાળામાં ભણતો હતો તે વખતે જે વિદ્યાર્થીઓ મારી સાથે ભણતા હતા તે પણ તેમાં હતા. શરૂઆતમાં મને ક્ષોભ થયો. હું આમને શું ભણાવીશ? આ વિદ્યાર્થીઓ જે ભણે છે તે તો હું ભણ્યો નથી. પરંતુ હંમેશાં મારા સુખ–દુઃખના સલાહકાર શ્રી પ્રભુદાસભાઈ હતા તે ગમે ત્યાં હોય પણ મને તેમનો સંપર્ક તેમના જીવનના અંત સુધી રહ્યો છે. તે વારેઘડી મને પ્રેરણા કરતા. 'ગભરાઓ નહિં, મહેનત કરો, તૈયાર થાઓ.'

આ ગભરામણ હતી તેમાં એક પ્રસંગે વધારો કર્યો અને મારી ફજેતી કરી.

મહેસાણા પાઠશાળામાં વિદ્યાર્થીઓ દર ચૌદસે પોસહ કરે છે. હું વિદ્યાભુવનમાં ભણેલો. ત્યાં મોટા પર્વદીને પૌષધ કરવાનો રિવાજ ખરો, પણ દર ચૌદશે તો નહિ, તેમાં પણ સંસ્થા છોડે દોઢ–બે વર્ષ થયેલાં એટલે પૌષધ વિગેરેથી ટેવાયેલો નહિ, સંસ્થાના નિયમ મુજબ બધા વિદ્યાર્થીઓ સાથે મેં પણ સંસ્થામાં રહ્યા પછી આવતી ચૌદશે પૌષધ કર્યો.

સાંજે પકખી પ્રતિક્રમણ શરૂ થયું. હાલના ઉપાશ્રયના નીચેના હોલમાં તે પ્રતિક્રમણ ચાલતું હતું. થોડી રાત પડી હતી, અંધારૂં હતું. મહેસાણામાં ગામની પાઠશાળા ચાલતી હતી. તેના શિક્ષક શ્રી સોમાભાઈ પટેલ હતા. તેમણે મોટી શાંતિનો આદેશ માંગ્યો. કોણે આદેશ માગ્યો? માસ્તર સોમાભાઇએ. તેવો સભામાંથી જવાબ આવ્યો પણ શ્રી કિશોરભાઇએ સોમાભાઈ શબ્દ નહિ સાંભળ્યો અને કહ્યું કે 'માસ્તર મફતલાલ મોટી શાંતિ બોલજો' મેં તહત્તિ કહી આદેશ સ્વીકાર્યો. હું મોટી શાંતિ બોલ્યો પણ તેમાં છ સાત ભૂલો પડી. પ્રતિક્રમણ ઉઠ્યું. મારે માટે શ્રી કિશોરભાઈ અને બીજાને વસવસો થયો.

શ્રી કિશોરભાઇને પાઠશાળાના દરવાજા પાસેના પત્થર ઉપર બેસી ખુલ્લામાં સ્નાન કરી પૂજા કરવા જવાની ટેવ હતી. બીજા દિવસે ત્યાં સ્નાન કરતાં મને બોલાવી તેમણે કહ્યું તમે અહિં મુખ્ય અધ્યાપક છો અહિં વિદ્યાર્થીઓ કર્મગ્રંથ વિગેરે ભણે છે અને તમારી મોટી શાંતિમાં આટલી ભૂલો? મેં કાંઈ પ્રત્યુત્તર આપ્યો નહિ પણ મેં મનોમન વિચાર્યું કે મારે વહેલામાં વહેલી તકે નિત્ય અનુષ્ઠાનોનાં સૂત્રો પાકાં કરી લેવાં જોઈએ.

દર ચૌદશે પૌષધ કરવાની પરિપાટી હતી. બીજી ચૌદશ આવે તે પહેલાં મેં અજિતશાંતિ મોટીશાંતિ જ નહિ પણ મોટા અતિચાર ખુબ પાકા કરી લીધા, અને જાણે મારે પરીક્ષા આપવી હોય તે રીતે તૈયારી કરી લીધી.

બીજી ચૌદશે વિદ્યાર્થીઓ સાથે મેં પૌષધ લીધો. શ્રી કિશોરભાઈની નજીક પ્રતિક્રમણમાં બેઠો અને મોટા અતિચારનો આદેશ માગ્યો. ભદ્રિક કિશોરભાઈએ કહ્યું 'માસ્તર ! રહેવા દો. મોટી શાંતિમાં આટલી ભૂલો પડી તો અતિચારમાં કેટલી ભૂલો પડશે ? પ્રતિક્રમણ ડોળાશે. મેં કહ્યું ' નહિ ડોળાય આદેશ આપો ' તેમણે આદેશ આપ્યો. એક પણ ભૂલ વગર મોટા અતિચાર બોલી ગયો. મારી જુની ભૂલ સુધરી ગઈ અને શ્રી કિશોરભાઈ બોલ્યા ' તે વખતે માસ્તરની તબીયત ઠીક નહિ હોય. '

શ્રી પ્રભુદાસભાઈના વિદ્યાભુવનમાં ધાર્મિકનો અભ્યાસક્રમ જુદો હતો. અને મહેસાણા પાઠશાળામાં :અભ્યાસક્રમ જુદો હતો.

તેમણે અમને જીવવિચાર; નવતત્ત્વ દંડક, અને કર્મગ્રંથ વિગેરે કરાવેલા ખરા પણ તેના છૂટા બોલથી. ગાથાઓ કરાવેલી નહિ. મોઢે આંગળીના વેઢે જીવના પાંચસો ત્રેસઠ ભેદો તેના દ્વારો, નવતત્ત્વના નામ તેના ભેદો, ચોવીસ દંડકો તેના દ્વારો, અને કર્મગ્રંથની બધી વિગતો ગણી શકીએ તે રીતે કરાવેલ. જ્યારે અહિં ભણનાર વિદ્યાર્થીઓ ગાથાબદ્ધ અભ્યાસ કરતા હતા.

વધુમાં જ્યારે હું પાઠ લઉં અને પાઠ આપું ત્યારે મારી જોડે તે વખતના મેનેજર શ્રી દુર્લભદાસભાઇ બેસતા. એક બે દીવસ તો મેં જેમ તેમ ચલાવ્યું પણ પછી લાગ્યું કે મારે અહીં મૂખ્ય શિક્ષકપણાની સારી પ્રગતિ ઉભી કરવી હોય તો પુરા તૈયાર થવું જોઈએ.

તે વખતે મોટી સંગ્રહણી આજે મુંબઇમાં શિક્ષક છે તે નરોતમદાસ નગીનદાસ ભણતા હતા. બીજા પણ પંડિત અમૃતલાલ મોહનલાલ ભોજક વિગેરે આગળની કક્ષાના વિદ્યાર્થી હતા.

હું તે વખતે મ્હેસાણા શુકલવાઢામાં રહેતો હતો. સવારે ચારવાગે ઉઠવાનું રાખ્યું. જેટલા મોટા વિદ્યાર્થી અભ્યાસ કરતા હતા તે બધાની હું ગાથાઓ અર્થસાથે મોઢે કરી લેતો અને પાઠ આપતી વખતે પુસ્તક લીધા વિના ગાથા આપવાની અને અર્થ સમજાવવાની ટેવ રાખી. પણ પછી થોડાજ વખતમાં પાઠશાળાના અધ્યાપકપણાના કાળમાં મેં ચારે પ્રકરણ અને છએ કર્મગ્રંથ કંઠસ્થ કરી લીધા. પંચસંગ્રહ તો મને વિદ્યાભુવનમાંથી કંઠસ્થ હતો. આમ મારૂં 'મૂખ્ય અધ્યાપકપણાનું નાવ રીતસર ચાલ્યું. અને મેનેજર દુર્લભદાસભાઇને પણ મારા ઉપર વિશ્વાસ બેઠો.

આમ મારા ક્રમસર અભ્યાસ કરવાનું શ્રેય કોઇને પણ ફાળે જાય તો આ સંસ્થાને ફાળે જાય છે.

હું મહેસાણામાં રહ્યો ત્યારે મારી ૨૧-૨૨ વર્ષની યુવાન ઉંમર હતી. કામ કરવાની તમન્ના હતી મને યાદ છે કે મેં તે વખતે વિદ્યાર્થીઓમાં એક હસ્તલિખિત

માસિક શરૂ કર્યું હતું. જેમાં વિદ્યાર્થીઓ જુદા જુદા લેખો લખે. આ માસિકનું નામ 'રશ્મિ' રાખ્યું હતું. તેમાં પ્રથમ મંગળાચરણની શ્રી નેમિનાથ ભગવાનની ઉપજાતિ છંદમાં સંસ્કૃતમાં સ્તુતિ રચી હતી એ સ્તુતિનો પહેલો શ્લોક.

अनुग्रहं कुरु बालक! नेमि! हे तव वधूवदनं मम दर्शय
तव प्रसूरभिलापप्रपूर्तये रूपवतीललनां परिणीयताम् ॥१॥

આ પ્રમાણે હતો. તે ઉપરાંત દર પંદરદિવસે જુદા જુદા વિષયની વકતૃત્વ સભાઓ યોજાતી હતી. પણ મારો અધ્યાપકપણાનો કાળ અહિં લાંબો ન ચાલ્યો. મારે માથે આવતી આગામિ કુટુંબની જવાબદારીઓનો ખ્યાલ રાખી મેં મ્હેસાણા છોડયું અને હું પાલીતાણા બ્રહ્મચર્યાશ્રમમાં ગયો.

પાલીતાણામાં એકાદ વર્ષ ગાળ્યા બાદ આજે અડતાલીસ વર્ષથી અમદાવાદમાં છું. અને છેલ્લા વીસવર્ષથી તો ધાર્મિક પઠનપાઠનની પ્રવૃત્તિથી પણ છૂટી ગયો છું. છતાં આ સંસ્થા સાથે પચાસ વર્ષથી એક સરખો સંબંધ રહ્યો છે. સંસ્થાના નાના મોટા તમામ પ્રસંગે મેં હાજરી આપી છે. શ્રી ભગુભાઈ સુતરીયાના પ્રમુખપણા નીચે વર્ષો પહેલાં યોજાયેલા ભવ્ય મેળાવડામાં સક્રિય ભાગ લીધો છે. શ્રી પ્રભુદાસ-ભાઈના મેનેજરપણાના કાળમાં અવારનવાર હું અહિં આવતો રહ્યો છું. પંડિત છબીલદાસ, પં. શિવલાલ, વિગેરેની લઘુવૃત્તિની પરીક્ષાઓ લીધી છે. સંસ્થાના પ્રાણસમા શ્રી ડો. મગનલાલ, અને શ્રી વકીલ ચીમનલાલ બન્ને મારા અંગત સંબંધી રહ્યા છે, તે બન્નેના કાર્યકાળમાં સંસ્થામાં ઘણીવાર મારી અવરજવર રહી છે.

શ્રી યશોવિજયજી જૈન સંસ્કૃત પાઠશાળાના મૂખ્ય ચાર કાર્ય પ્રદેશ. વિદ્યાર્થી પરીક્ષક, પાલીતાણાની સૂક્ષ્મતત્ત્વબોધ પાઠશાળા. સંસ્થાનું અધ્યાપકપણું આ ચારે સ્થાનોમાં હું થોડો થોડો વખત રહ્યો છું. મેં અહિ શુકલવાડામાં મારા ગૃહસંસારની પ્રથમ શરૂઆત કરી છે અને વર્ષો સુધી પાડોશી તરીકે સ્વ. શ્રી ઉત્તમલાલ પારેખ, સ્વ. તેમનાં પત્ની વીજીબેન તેમના પુત્ર શ્રી જમનાદાસ પારેખ અને ડોડા કુટુંબ સાથે સંબંધ રહ્યો છે. મહેસાણા સંસ્થાને મેં અવિભક્ત અંગ ગણ્યું છે અને સંસ્થાએ પણ હંમેશાં મને પોતાનો ગણ્યો છે.

સંસ્થાના સ્થાપક સદ્‌ગત શ્રી વેણીચંદભાઈ સાથે અંગત સંબંધ ધરાવનારા આજે ઘણા ઓછા માણસો છે, જ્યારે મને બાલ્યકાળમાં તેમની સાથે સંબંધ બાંધવાનો, વાતચીત કરવાનો અને તેમના આશીર્વાદ મેળવવાનો મોકો મળ્યો છે જે મારૂં પરમ સદ્‌ભાગ્ય છે.

સંસ્થા ચિરંજીવ રહો. ખુબ ફાલે ફુલે તે ભાવના સાથે તેનું ઋણ મસ્તકે ચડાવી વિરમું છું.



# ધર્મની પુનઃ પ્રતિષ્ઠા

પૂ. મુનિરાજશ્રી ચન્દ્રશેખરવિજયજી મહારાજ

ધર્મની વ્યાખ્યા કરતાં ધર્મજ્ઞોએ કહ્યું છે કે–દુર્ગતિમાં પડતા જીવને જે પકડી રાખે તે ધર્મ છે. "દુર્ગતિપ્રપતજ્જન્તૂધારણાત્ ધર્મ ઉચ્યતે."

અનાદિકાલીન વાસનાઓનું જોર; વર્તમાનકાળમાં પુણ્યનો વિચિત્ર ઉદય અને બાહ્ય અશુભ નિમિત્તોનો સંપર્ક––આ ત્રણનો સંગમ થાય એટલે અચ્છા અચ્છા આત્માઓ પણ દુર્ગતિમાં પડવા લાગે. ઉપરોક્ત ત્રણમાંના કોઈપણ એકનો સ્પર્શ જો ભયાનક છે તો ત્રણેયનો સંગમ તો કેટલો ભયાનક બની જતો હશે? તેમાં ય એકલું વાસનાનું જોર હોય તો પણ જો તેની સાથે પુણ્યનો ઉદયકાળ ન ભળે તો તે જોર કદાચ શાન્ત પડી પણ જાય. વળી પુણ્યનો ઉદયકાળ જોડે મળે તો ય જો અશુભ નિમિત્તોનો સંપર્ક ન થાય તો ય ઉગરી જવાના ઘણા 'ચાન્સીસ' રહે છે. પણ જેને અશુભ નિમિત્તનો સંગ થાય છે એ તો મોટો ધર્માત્મા હોય તો ય એક વાર તો – રહનેમિ, નંદિષેણ કે અષાઢાભૂતિ આદિની જેમ-ગબડી પડે છે.

આમ દુર્ગતિમાં જીવોને ગબડતા અટકાવવાનું તેમને પકડી રાખવાનું – તેમની 'ધારણા' કરવાનું કામ જે કરે છે તેનું નામ ધર્મ છે.

ધર્મ બે બાજુથી જીવની ધારણા કરે છે. તે અશુભ–નિમિત્તોમાં ન ફસાય તે માટે બાહ્ય શુભ નિમિત્તોના ઢગલા [ક્રિયાકાંડો વગેરે] ઊભા કરી દે છે, જેને વ્યવહાર–ધર્મ કહેવાય છે.

અને આંતરિક દુનિયામાં વાસનાઓ જોર ન મારે; સાવ નષ્ઠ થઈ જાય તે માટે ચિત્તશુદ્ધિને સાધી આપતા ધ્યાનાદિને રજૂ કરે છે; જેને નિશ્ચયધર્મ કહેવાય છે.

ધર્મ એ દરેક જીવ–જીવની ધારણા કરે છે. પ્રત્યેક જીવને દુર્ગતિમાં પડતો અટકાવવાનું કામ તે કરે છે પછી તે એકેકા જીવ દ્વારા અનેકાનેક જીવોની ધારણા કરે છે.

એક જીવનું એવા પ્રકારનું જીવન બને કે જેથી તેની દુર્ગતિ–પતનમાંથી ધારણા થાય તો તે ઉચ્ચ પ્રકારનું જીવન બીજા અનેક જીવો ઉપર જોરદાર ચોટ મારવા લાગી જાય છે. એથી તે બધા જીવો પણ ઉચ્ચ પ્રકારનું જીવન જીવવા લાગે છે. આમ ધર્મ એક દ્વારા અનેકોની પણ ધારણા કરે છે. જો એક જીવનું ધર્મી જીવન અનેકોની યથા-

યોગ્ય ધારણા ન કરી શકે તો સમજી રાખવું કે તેના પોતાનામાં વસ્તુતઃ ધર્મ-પ્રવેશ થયો નથી.

સ્વમાં પ્રવેશેલો ધર્મ તે જ ખરો ધર્મ છે જે સર્વમાં ધર્મ-પ્રવેશની મૂંગી પણ પ્રેરણા કરવા લાગી જાય છે. છેવટે સર્વમાં અધર્મનો સંચાર તો નથી જ કરતો.

જો સ્વીય ધર્મ બીજાઓમાં અંશતઃ પણ અધર્મ-સંચાર કરે તો તે સ્વીય ધર્મનું પુનઃ નિરીક્ષણ જરૂરી બની જાય છે.

એક આત્માના જીવનમાં ઉન્નતતા લાવવા માટે તેને દયાળુ, પરગજુ, પ્રામાણિક, ત્યાગી, વિરાગી, વિરતિધર વગેરે બનાવવો જોઈએ. તેને સ્વાર્થી, લુચ્ચો, હિંસક, વિષયી વગેરે બનવા દેવો ન જોઈએ. આ બેય બાબતોને હાંસલ કરવા માટે બાળકક્ષાના જીવોને દંડ અને પ્રલોભન બેય તત્ત્વોની યથાયોગ્ય જરૂર રહે. સરકારમાં દંડ છે અને પ્રલોભનો પણ છે. પરન્તુ આ હકીકત કુદરતમાં ખુબ વ્યવસ્થિત રીતે પડેલી છે. કુદરતમાં નરક વગેરે દુર્ગતિઓ છે. અને સ્વર્ગ, અપવર્ગ વગેરે સદ્ગતિ અને પરમગતિઓ પણ છે. જયારે આ વસ્તુસ્થિતિ જ છે ત્યારે ધર્મે તેને જગત સમક્ષ મૂકયા. 'હિંસા, જૂઠ, ચોરી આદિ કરવાથી દુઃખી થવું પડશે; દયા પ્રેમ, પ્રમાણિકતા આદિથી સુખ મળશે' આ વાત ધર્મે પ્રગટ કરી. આથી પોતાના દુઃખને તિરસ્કારતો જીવ દયાદિને સેવવા લાગે; હિંસાદિને ત્યાગવા લાગે એ સહજ વાત છે. નરકાદિ પદાર્થો અતીન્દ્રિય છે એટલે તેમાં શ્રદ્ધા તો મૂકવી જ રહી. પરન્તુ ધર્મજ્ઞોની અતિ ઉચ્ચ કોટિની સત્યવાદિતા, વીતરાગતા અને સર્વજ્ઞતાને લીધે તેમના દ્વારા કહેવાતી આ બધી બાબતો ઉપર ન દેખાય તો પણ-શ્રદ્ધા મૂકી દેવાનું કામ અત્યન્ત સરળ બની જાય છે.

હવે આ રીતે જ્યારે એક જીવ પોતે દયાળુ વગેરે બને અને હિંસક વગેરે ન બને.... એટલે તેની સીધી અસર તેના સ્વજનો ઉપર થાય પછી મિત્રજનો ઉપર થાય... એમ ક્રમશઃ અસર વ્યાપક થતી જાય. જીવનમાં ઊતરી ગએલા ઉપદેશોને જોઇને કયા માણસને તેની અસર ન થાય! આમ બીજા પણ અનેક આત્માઓ દયાદિનો સ્વીકાર કરે અને હિંસાદિનો ત્યાગ કરે તે સહજ છે.

આ રીતે ધર્મ એ એક જીવને દુર્ગતિમાંથી પડતો ધારી રાખીને-પકડી રાખીને-તેના દ્વારા અગણિત જીવોની ધારણા કરે છે.

ભારતીય પ્રજાના મૂળમાં આવો એકાન્તે મોક્ષલક્ષી ધર્મ પડેલો હતો. રે! ધર્મ-સેવન અને અધર્મત્યાગ તો તે પ્રજાના શ્વાસપ્રાણ બની ગયો હતો.

આ જ કારણે આ પ્રજાનું જીવનધોરણ ખૂબ જ ઉન્નત બની રહેતું. પરદેશી લોકો પણ ભારતીય પ્રજાના મન અને જીવનની ઉચ્ચ ગુણવત્તા જોઈને દંગ બની જતા. સ્વાર્થના સ્થાને પરાર્થ; અન્યાય-અનીતિના સ્થાને પ્રામાણિકતા; વિકારોની સામે સંસ્કાર; ભોગની સામે ત્યાગ, રાગની સામે વિરાગ; વગેરે તત્ત્વો તેમને અત્યન્ત આશ્ચર્યમુગ્ધ કરી દેનારા બનતાં.

પણ અફસોસ! આવા ધર્મને આજે ગૂંગળાવીને મારી નાંખવાના પ્રયત્નો થઈ રહ્યા છે. ધર્મને મારશું તો આપણે જ મરશું. આપણે મરવું હોય તો જ ધર્મને મારી શકાય. આપણી જીવાદોરીને આપણે જ કાપી નાંખીએ તો આપઘાત છે. આજનો બુદ્ધિજીવી વર્ગ કેટલું બધું ખોટું કામ કરી રહ્યો છે! આમાં બુદ્ધિ શું હશે? વળી પ્રજામાં દયા વગેરેની જરૂરીઆત તો આજે ય જણાય છે; અને હિંસા આદિનો ત્યાગ આજે પણ આવશ્યક છે. માટે હવે સરકારી દંડ અને સરકારી પ્રલોભનો રજૂ કરાયાં છે. પરન્તુ આ બધું બૂઠ્ઠું બની ચૂક્યું છે. કેમકે 'સરકારી'માં કોઈને કશી શ્રદ્ધા રહી નથી. એ તન્ત્ર આખુંય સ્વાર્થી; ધનલોલુપ, બુરશીલંપટ; દુરાચારી, અનીતિખોર છે એવી લાગણી પ્રજાકીય સ્તરમાં ખૂબ વ્યાપક બની ચૂકી છે અને ખૂબ ઊંડી જડ ઘાલી ગઈ છે. વાત પણ મહદંશે સાચી જ છે; કેમકે તે તન્ત્રના લોકોમાં પણ 'ધર્મ' તો લગભગ નથી જ.

આ દેશ ઉપર દાયકાઓ સુધી રાજ કરીને ચાલ્યા ગએલા ગોરાઓ—જતાં પહેલાં—આપણી જીવાદોરી – ધર્મ – કપાઈ જાય તે માટે ઝેરી શિક્ષણ અને માત્ર દેશહિતકર [પ્રજાહિતકર નહિ] બંધારણ મૂકી ગયા છે. જેના ફાંસલા ભારતીય પ્રજાના ગળે બરોબર ભીડાયા છે. શિક્ષિત ભારતીય દેશી–અંગ્રેજો જ છે; એટલે તેમણે પણ પરદેશી–અંગ્રેજોના આદર્યાં–અધૂરાં કામ–ફાંસલો પૂરો ભીડાવી દેવાનાં–જાણતાં કે અજાણતાં પણ ચાલુ જ રાખ્યાં છે.

આના પરિણામે પ્રજામાં ખાસ કરીને નગરવાસી, શ્રીમંત અને શિક્ષિત ગણાતી પ્રજામાં–કારમી નાસ્તિકતા, હિંસા અને દુરાચાર ભયાનક વેગથી ફેલાઈ ચૂક્યાં છે. પરલોકદષ્ટિ; આત્મલક્ષિતા અને પરાર્થપ્રધાનતા નષ્ટ થાય અને તેના સ્થાને આલોકદષ્ટિ, દેહલક્ષિતા અને સ્વાર્થપ્રધાનતા ગોઠવાય પછી નાસ્તિકતા અને તેમાંથી પેદા થતા હિંસા અને દુરાચાર ન વ્યાપે તો બીજું શું વ્યાપે?

એમાં ય વિશેષતઃ આજના શિક્ષણે નાસ્તિકતાને બહેકાવી છે. રાજસત્તાએ હિંસાને પ્રસરાવી છે.



શ્રીમંતાઈએ દુરાચારને ઉગ્ર બનાવ્યો છે. જો શિક્ષણમાં ધર્મ પેસે તો નાસ્તિકતા કાબૂમાં આવે. જો રાજસત્તા જ હિંસાને ઉત્તેજન ન આપે તો હિંસાનું અઘોર તાંડવ ઘણું શમી જાય. શ્રીમંતો ધર્મી બને તો દુરાચાર ઘણોખરો કાબૂમાં આવી જાય. એક ચિંતકની બે કલ્પના અહીં રજૂ કરું છું.

[૧] માનવોના પૂર્વજો વાનર હતા એવા ડાર્વિનના વાદને સમજાવતા શિક્ષક ઉપર વાંદરાઓ ગુસ્સે થઈ ગયા. તેમણે કહ્યું કે "ખબરદાર! જો આવું ફરી બોલ્યા છો તો.... તમારા જેવા દુરાચારી, દુષ્ટ અને અધમ 'અમારા પૂર્વજ' વાનરો કદી ન હતા. તમે શી રીતે તેમના વંશજ કહેવાઈ શકો. ?"

[૨] પત્નીએ પ્રોફેસર–પતિને પૂછયું કે શસ્ત્રોનો વધતો જતો સરંજામ એક દી વિશ્વયુદ્ધને સળગાવી નાંખશે તો માનવજાતિનો નાશ નહિ થઇ જાય ?"

પ્રોફેસરે જવાબ આપ્યો કે, આપણી સામે રહેલા ઝાડ ઉપર જો. ત્યાં વાનર–વાનરીનું યુગલ બેઠું છે. જો માનવ–જાતિનો સંહાર થઈ જશે તો આ યુગલ નવી માનવજાત પેદા કરી દેશે. હવે શીદ ચિંતા કરે ?

આ બેય કલ્પનાઓમાં કેટલો બોધપાઠ પડયો છે; કેવી લપડાક પડી છે ? તે વિચારજો.

હિંસાથી વાજ આવી જઇને આઈન્સ્ટાઈને એકવાર કહ્યું હતું કે, "જો પુનર્જન્મ જેવી કોઈ વસ્તુ હોય તો હવે નવા જન્મમાં હું વૈજ્ઞાનિક કદી નહિ બનું. હું 'પ્લંબર' બનવાનું પસંદ કરીશ."

જો મહાન્ વિશ્વનું નિર્માણ કરવું હશે તો પુનઃ ધર્મપ્રતિષ્ઠા- કરવી જ પડશે. ઘર-ઘરમાં; અને ઘટઘટમાં શુદ્ધ મોક્ષલક્ષિતાને વરેલો કોઈ પણ ધર્મ હોય; રે! કદાચ ક્રિયા-કાંડ–વિભાગમાં ફેરફાર (ભેદ) હોય તેનો ય હાલની સ્થિતિમાં કશો વાંધો નથી. અર્થ–કામ લંપટતાના ખુનામરકીભર્યા સ્વાર્થભર્યા આ યુગમાં તો જે તે મોક્ષલક્ષી અન્ય આર્ય–ધર્મો પણ ખૂબ જ ઉપયોગી બની રહેશે તેમ કહેવામાં કોઈ દોષ જણાતો નથી. એક વાર અધર્મનું વાયુમંડળ તો ખસી જાય; પછી બીજી વાતો કયાં નથી વિચારી શકાતી ?

બેશક. છેલ્લા સૈકાઓમાં પાશ્ચાત્ય પદ્ધતિના શિક્ષણને લીધે 'ધર્મ' એ નામ ઉપર પણ પ્રજામાં નફરત પેદા થઈ છે; પરન્તુ હારીને, થાકીને પણ છેવટે પ્રજાને 'ધર્મ'ના શરણે ગયા વિના છૂટકો નથી એ નિશ્ચિત હકીકત છે. આ હકીકતનો સ્વીકાર જેટલો વહેલો થાય તેટલું સારું.



સંસ્થાના ભૂતપૂર્વ મેનેજર

# શ્રી દુર્લભદાસ કાલીદાસ મહેતા

વંથલી (જુનાગઢ)

卐卐卐卐卐卐卐卐卐卐卐卐卐卐卐卐卐卐卐卐卐卐卐卐卐卐卐卐卐

સ્વ. દુર્લભદાસ કાલીદાસ મહેતાએ આ સંસ્થામાં રહી સુંદર કાર્યવાહી કરી છે.

સ્વ. શેઠ વેણીચંદ સુરચંદભાઈએ જુદાજુદા ગામમાં ચાલતી પાઠશાળાઓ વ્યવસ્થિત ચાલે તેમાં ઉત્સાહ પ્રેરાય તે ગણત્રીએ પરીક્ષકખાતાની શરૂઆત કરી. આ પરીક્ષકખાતામાં સૌથી પહેલા દુર્લભદાસ કાળીદાસ મહેતાની વરણી કરવામાં આવી.

પરીક્ષક ખાતું ખુબજ મહત્ત્વનું ખાતું છે. કે જે સંસ્થાની પ્રતિભાને વધારનાર અને ગામેગામના સંઘો સાથે સંબંધ જોડી આપનાર છે.

શ્રી દુર્લભદાસ કાલીદાસ મહેતા પહેલાં સંસ્થાના વિદ્યાર્થી હતા. તેઓએ સંસ્થામાં રહી પંચપ્રતિક્રમણ, નવસ્મરણ, જીવવિચાર, નવતત્ત્વ, દંડક, સંગ્રહણી, છ કર્મગ્રંથ, તત્ત્વાર્થ; લઘુ સંગ્રહણી અર્થ સહિત તથા સંસ્કૃત બે બુક તથા પ્રાકૃતનો સારો અભ્યાસ કર્યો હતો.

પરીક્ષક તરીકે તેમણે ૧૧ વર્ષ કાર્ય કર્યું હતું. અને ત્યારપછી મેનેજર તરીકે શેઠશ્રી વેણીચંદભાઈની હયાતી સુધી રહ્યા હતા.

સ્વ. શેઠ વેણીચંદ સુરચંદભાઈના જીવનચરિત્રની મોટા ભાગની બધી સામગ્રી પુરી પાડવામાં તેમનો હિસ્સો હતો.

તેઓ ધાર્મિક અભ્યાસ ઉપરાંત સંગીતના પણ સારા અભ્યાસી હતા.

તેઓએ સંસ્થા તરફથી પ્રકાશિત થતા ગ્રંથોનું તેમના મેનેજર કાળમાં સંશોધન કર્યું હતું.

આમ આ સંસ્થાની સુંદર કાર્યવાહીમાં શ્રી દુર્લભદાસ કાળીદાસ મહેતાનો પણ ઘણો સારો ફાળો હતો. જે સંસ્થા સાથે અવિસ્મરણીય રહેશે.



શ્રીમદ્ યશોવિજયજી જૈન સંસ્કૃત પાઠશાળાના ભૂતપૂર્વ
વિદ્યાર્થીઓ દ્વારા યોજાયેલ અમૃતમહોત્સવ પ્રસંગે
દાનવીર ગૃહસ્થો દ્વારા પ્રાપ્ત થયેલ
ઋણનિધિ ફંડની શુભ નામાવલી

# બેંગ્લોર

**પ્રેરક : શ્રી તિલકભાઈ એમ. શાહ, શ્રી સુરેન્દ્રભાઈ સી. શાહ**
**શ્રી અરવિંદભાઈ જે. શાહ, શ્રી સુરેશભાઈ જે. શાહ**

| રૂા. | નામ | ગામ | ગામ |
|---|---|---|---|
| ૫૦૦૧ | મે. શાહ દેવીચંદજી મિશ્રીમલજી એન્ડ કું. | બેંગ્લોર | લેટા |
| ૫૦૦૧ | ,, હજારીમલજી એન્ડ સન્સ | ,, | બાંકલી |
| ૫૦૦૧ | સંઘવી શ્રી કુંદનમલજી | ,, | લાપોદ |
| ૫૦૦૧ | મે. સંઘવી માનમલજી રાજાજી એન્ડ કું. માનબ્રધર્સ | ,, | ગોદન |
| ૫૦૦૧ | શાહ ડુંગરમલજી પુનમચંદજી ( હા. ગુલાબીબાઈ) | ,, | તવાવ |
| ૫૦૦૧ | ,, ઘેવરચંદજી ચુનીલાલજી સુરાણા | ,, | બાલરાઈ |
| ૫૦૦૧ | ,, વાલચંદજી કુલાજી | ,, | સીરોહી |
| ૫૦૦૧ | ,, મોતીલાલજી ધનરાજજી જરીવાલા | ,, | લાપોદ |
| ૩૦૦૧ | શાહ માંગીલાલજી સાગરમલજી જરીવાલા હા. ભુરીબાઈ | ,, | લાપોદ |
| ૩૦૦૧ | ,, ચંદનમલજી દીપચંદજી | ,, | ઉમેદાબાદ |
| ૩૦૦૧ | ,, ભંવરલાલજી દૂધમલજી કાંતિલાલજી | ,, | સરત |
| ૩૦૦૧ | ,, કપૂરચંદજી હનાજી | ,, | પુરણ |
| ૩૦૦૧ | ,, સરેમલજી મિશ્રીમલજી ચૌપડા | ,, | આહોર |
| ૩૦૦૧ | ,, રીખવચંદજી જેઠાજી બંદામુથા (હા. મિશ્રીમલજી મોહનલાલજી) | ,, | કોસેલાવ |
| ૩૦૦૩ | ,, પ્રેમચંદજી લુંબાજી | ,, | ધનલા |
| ૧૫૦૧ | શેઠ હંસરાજજી નેનમલજી C/o રાજેન્દ્ર સ્ટીલ સેન્ટર | ,, | ભીનમાલ |
| ૧૦૦૧ | સોની ચોથાલાલ જેઠાલાલ થરાવાળાનાં સ્મરણાર્થે, હા. મધુબેન ચોથાલાલ તરફથી | ,, | થરા |

| | | | | |
|---|---|---|---|---|
| ૧૦૦૧ | ,, | ગુણેશમલજી દીપચંદજી એન્ડ કું. | ,, | લેટા |
| ૧૦૦૧ | ,, | લાલચંદજી જીવરાજજી | ,, | ઓંતા |
| ૧૦૦૧ | ,, | ચંદનમલજી નવાજી | ,, | આહોર |
| ૧૦૦૧ | ,, | હસ્તીમલજી રંગરાજજી | ,, | આઊવા |
| ૧૦૦૧ | ,, | ચંપાલાલજી ગુણેશમલજી | ,, | રાનીગાંવ |
| ૧૦૦૧ | શ્રી | હિંમાલય સાડી સેન્ટર | ,, | આઊવા |
| ૧૦૦૧ | શાહ | વરદીચંદજી ધૂલચંદજી | ,, | ,, |
| ૧૦૦૧ | ,, | પુખરાજજી પૃથ્વીરાજજી બલદોટા | ,, | ,, |
| ૧૦૦૧ | ,, | મિશ્રીમલજી નવરતનમલજી, સુંદેશા મહેતા | ,, | ,, |
| ૧૦૦૧ | શાહ | પુખરાજજી વાલચંદજી બાફના | બેંગ્લોર | સાદડી |
| ૧૦૦૧ | ,, | મહેશચંદ્ર મણીલાલ જરીવાલા (એમ. એલ. જરીવાલા—સુરત) | ,, | માલવાડા |
| ૧૦૦૧ | ,, | એસ. કિશોરકુમાર એન્ડ કું. | ,, | પુરણ |
| ૧૦૦૧ | ,, | હસ્તીમલજી એન્ડ કું. | ,, | લાપોદ |
| ૧૦૦૧ | ,, | પુનમચંદજી રાજાજી C/o. ભાગ્ય લક્ષ્મી સિલ્ક હાઉસ | | સાંથુ |
| ૧૦૦૧ | | શ્રી જૈન ટેક્ષટાઈલ્સ | ,, | બેંગ્લોર |
| ૧૦૦૧ | ,, | કુંદનમલજી તલાજી | ,, | માંડવલા |
| ૧૦૦૧ | ,, | મિશ્રીમલજી ઈન્દ્રમલજી | ,, | ઉમેદાબાદ |
| ૧૦૦૧ | ,, | હજારીમલજી કેશાજી ગાંધીમુથા | ,, | ,, |
| ૧૦૦૧ | ,, | ગણેશમલજી તેજરાજજી એન્ડ કું. | ,, | આહોર |
| ૧૦૦૧ | ,, | જુહારમલજી જવાનજી C/o શા. જે. રાયચંદજી | | દયાલપુરા |
| ૧૦૦૧ | ,, | કુંદનમલજી સાંકલચંદજી | ,, | રેવતડા |
| ૧૦૦૧ | ,, | મિશ્રીમલજી ભબૂતમલજી એન્ડ બ્રધર્સ | ,, | આહોર |
| ૧૦૦૧ | ,, | વસ્તીમલજી ભાનાજી એન્ડ કું. | ,, | ,, |
| ૧૦૦૧ | ,, | કુંદનમલજી (ગટમલજી) છોગાજી ગાદીયા (હા. જે. નેમકુમાર એન્ડ કું.) | ,, | ,, |
| ૧૦૦૧ | ,, | ભુરમલજી ફુલચંદજી | ,, | આઈપુરા |
| ૧૦૦૧ | ,, | જુહમલજી લાલચંદજી | ,, | ઉમેદાબાદ |
| ૧૦૦૧ | ,, | ધૂલચંદજી હરખચંદજી દોશી | ,, | ખારીયા મીઠાપુર |
| ૧૦૦૧ | | શ્રીમતી પ્યારીબાઈ ભૂરમલજી ચમનાજી | ,, | આહોર |
| ૧૦૦૧ | ,, | ચુનીલાલજી વીશાજી એન્ડ કું. | ,, | થાંવલા |
| ૧૦૦૧ | ,, | નવરતનમલ બાગમલજી જરીવાલા | ,, | લાપોદ |

| | | | | |
|---|---|---|---|---|
| ૧૦૦૧ | ,, | મોહનલાલજી મુથા | ,, | માંડવલા |
| ૧૦૦૧ | | શ્રીમતી મેતીબાઇ પન્નાલાલજી મુથા | ,, | ,, |
| ૧૦૦૧ | | શ્રીમતી પાવુબાઈ દેવીચંદજી જોગાણી હા. શા. જામતરાજ વસ્તીમલ એન્ડ કું. | ,, | વાંચેરી |
| ૧૦૦૧ | ,, | મૂળચંદજી ખીમાજી જૈન કાસમગોત્ર ચૌહાણ | ,, | થાંવલા |
| ૧૦૦૧ | | શ્રીમતી સોનીબાઇ ખેમરાજજી | બેંગ્લોર | બાંતા |
| ૧૦૦૧ | | શાહ પુખરાજજી માંગીલાલજી | ,, | ઉમેદાબાદ |
| ૧૦૦૧ | ,, | ઇન્દ્રમલજી પ્રાગજી હા. મંગલ ટેક્ષ્ટોરીયમ. | ,, | સરત |
| ૧૦૦૧ | ,, | કાનમલજી થાનાજી C/O. મોટમલ મંગલચંદ | ,, | ,, |
| ૧૦૦૧ | ,, | શ્રી પુનમ ટેક્ષ્ટાઇલ્સ | ,, | |
| ૧૦૦૧ | ,, | બાબુ સોનમલજી મોતીજી | ,, | માંડવલા |
| ૧૦૦૧ | | સિંઘવી ચંપાલાલજી વસ્તીમલજી હસ્તીમલજી સોહનરાજજી | | બેંગ્લોર |
| ૧૦૦૧ | | શ્રીમતી સુવાબાઈ દલીચંદજી | ,, | એલાના |
| ૧૦૦૧ | | શાહ મેવરચંદજી ટીકમચંદજી | ,, | ઉમેદાબાદ |
| ૧૦૦૧ | ,, | મિશ્રીમલજી આઇદાનજી ભણસાલી | ,, | સિવાના |
| ૧૦૦૧ | ,, | શ્રીમતી સુંદરબાઈ પુનમચંદજી | ,, | રામસીણ |
| ૧૦૦૧ | | આ૦ શ્રી નવિનસૂરિ સાધર્મિક ઉત્કર્ષ ફંડ | ,, | બેંગ્લોર |
| ૧૦૦૧ | | શ્રીમતી પાવુબાઈ ધર્મપત્ની શા. લીલાજી | ,, | બોરટા |
| ૧૦૦૧ | | શાહ ખેતાજી સજાજી | ,, | પાદરૂ |
| ૧૦૦૧ | | શ્રી હિંદુસ્તાન વોચ હાઉસ | ,, | બેંગ્લોર |
| ૧૦૦૧ | | શાહ પુખરાજજી જવાનમલજી એન્ડ સન્સ | ,, | ,, |
| ૧૦૦૧ | ,, | જસરાજજી કેસરીમલજી બેટાપોતા શા. ધુઠાજી | ,, | મજલ |
| ૧૦૦૧ | ,, | શ્રી પવનટેક્ષ એન્ડ મોડર્ન કટપીસ સેન્ટર | ,, | બેંગ્લોર |
| ૧૦૦૧ | ,, | શ્રી પક્ષાલ કોર્પોરેશન હા. શાહ ભબુતમલજી ચંપાલાલજી | ,, | સાયલા |
| ૧૦૦૧ | ,, | મોણસી હીરજી હા. તેમના સુપુત્ર અધ્યાપક તિલક એમ. શાહ | ,, | મોટા લાયજા કચ્છ |
| ૫૦૧ | | શાહ હિંમતમલજી પ્રેમાજી | ,, | |
| ૫૦૧ | ,, | ફતેહચંદજી વીરચંદજી સાડીવાલા | ,, | સાદડી |
| ૫૦૧ | ,, | એમ. ચંપાલાલજી | ,, | વાદનવાડી |
| ૫૦૧ | ,, | પ્રતાપમલજી જયંતિલાલજી | ,, | |
| ૫૦૧ | ,, | છગનરાજજી બાબુલાલજી | ,, | આહોર |

| | | | | |
|---|---|---|---|---|
| ૫૦૧ | ,, | સુકુનચંદજી પારસમલજી એન્ડ કું. | ,, | ,, |
| ૫૦૧ | ,, | સરદારમલજી ઓખાજી | ,, | સેલવાસ |
| ૫૦૧ | ,, | શ્રી વર્ધમાન પ્રિન્ટર્સ | ,, | બેંગ્લોર |
| ૫૦૧ | ,, | મિશ્રીમલજી ઉત્તમચંદજી શ્રીશ્રીમાલ | ,, | મારવાડ જંકસન |
| ૫૦૧ | ,, | મિશ્રીમલજી ઉત્તમચંદજી શ્રીશ્રીમાલ | ,, | ,, |
| ૫૦૧ | ,, | સુકનરાજજી S/o. સુરજમલજી | ,, | પાંચેટીયા |
| ૫૦૧ | ,, | શ્રી પોપ્યુલર જવેલર્સ | ,, | બેંગ્લોર |
| ૫૦૧ | ,, | શ્રી હેમંતકુમાર સિલ્ક હાઉસ | ,, | ,, |
| ૫૦૧ | ,, | પુખરાજજી એન્ડ સન્સ | ,, | ,, |
| ૫૦૧ | ,, | શ્રીમતી સોનીદેવી વચ્છરાજજી | ,, | કર્માવાસ |
| ૫૦૧ | ,, | શ્રી મહેન્દ્ર એન્ડ કું. | ,, | બેંગ્લોર |
| ૧૦૧ | ,, | જયંતિલાલ નેમચંદભાઇના સુપુત્ર સુરેશકુમારના લગ્ન નિમિત્તે હા. અધ્યાપક સુરેશ. જે. શાહ | ,, | ઉંદરા |
| ૧૦૧ | ,, | જયંતિલાલ રતિલાલ | ,, | આંગણવાડા |
| ૧૦૧ | ,, | શ્રીમતી તારાબેન જયંતિલાલ | ,, | ,, |
| ૧૦૧ | ,, | અધ્યાપક અમૃતલાલ કપૂરચંદ વસા | ,, | ,, |

૧,૨૫,૯૯૩
૫૬૧૫ જાહેરાતમાં લખાયેલ નામોની કુલ રકમ.

૧,૩૧,૬૦૮

## બેંગ્લોર : પ્રેરક : શ્રી પાનાચંદભાઈ ઝુંઝાભાઈ શાહ

| | | |
|---|---|---|
| ૧૦૦૧ | શ્રી પારસ અગરબત્તી કંપની | બેંગ્લોર |
| ૧૦૦૧ | ,, સરેમલજી શિવલાલજી શાહ | ,, |
| ૧૦૦૧ | ,, ચંપાલાલજી મંગળચંદજી શાહ | ,, |
| ૧૦૦૧ | ,, રીખવચંદજી શાહ | ,, |
| ૫૦૧ | શ્રી પુખરાજજી ચંપાલાલજી શાહ | ,, |
| ૫૦૧ | ,, મહેતા કેમીકલ્સ | ,, |
| ૨૫૧ | શ્રી સુથા મોડર્ન સ્ટોર્સ | ,, |
| ૨૫૧ | ,, હંસા પિકચર્સ | ,, |
| ૨૦૧ | શ્રી શાન્તા સિલ્ક હાઉસ | ,, |

| | | |
|---|---|---|
| ૧૫૧ | શ્રીમતી હીરાલક્ષ્મીબેન વિનયચંદ શાહ | ,, |
| ૧૦૧ | શ્રી મણીલાલ કપૂરચંદ શાહ | ,, |
| ૧૦૧ | ,, અમૃતલાલ મણીલાલ મહેતા | ,, |
| ૧૦૧ | ,, મધુસુદન સાંકળચંદ (ભુજવાળા) | ,, |
| ૧૦૧ | ,, માંગીલાલજી સાગરમલજી શાહ | ,, |
| ૧૦૧ | ,, મેઠીકેમ હા. વેલજીભાઈ | ,, |
| ૧૦૧ | ,, બેંગ્લોર સર્જીકલ | ,, |
| ૧૦૧ | ,, કુંવરજીભાઇ વનમાળીદાસ શાહ | ,, |
| ૧૦૧ | ,, સુપર કેમીકલ કંપની | ,, |
| ૧૦૧ | શ્રીમતી સમરતબેન કેશવલાલ ( બોરસદવાલા ) | ,, |
| ૧૦૧ | શ્રી સેવંતીલાલ કે. શેઠ | ,, |
| ૧૦૧ | " પાનાચંદભાઈ ઝુંઝાભાઇ માસ્તર | ,, |
| ૧૦૧ | " સ્વસ્તીક ડ્રેસ મેન્યુફેકચરીંગ કંપની | ,, |
| ૧૦૧ | શ્રીમતી જયાબેન પોપટલાલ શાહ | ,, |
| ૧૦૧ | શ્રી પાનાચંદ ઝવેરચંદ શાહ | ,, |
| ૧૦૧ | શ્રી કે. એસ. ગાડીયા | બેંગલોર |
| ૧૦૧ | " અમૃતલાલ નાનચંદ શાહ C/o કલ્પના સ્ટોર્સ | ,, |
| ૧૦૧ | " અમૃતલાલ લક્ષ્મીચંદ C/o કલ્પના સ્ટોર્સ | ,, |
| ૧૦૧ | " કિરણ મેટલ હાઉસ | ,, |
| ૧૦૧ | " સીનીયર સાયકલ કંપની | ,, |
| ૧૦૧ | " લક્કી સાયકલ કંપની | ,, |
| ૧૦૧ | " ચત્રભુજ બેચરદાસ | ,, |
| ૧૦૧ | " નવનીતલાલ કાંતિલાલ સંઘવી | ,, |
| ૧૦૧ | " વૃજલાલ પ્રાગજીભાઈ | ,, |
| ૧૦૧ | " કર્ણાટક પેપર એજન્સી | ,, |
| ૧૦૧ | " આર. નાગરદાસ એન્ડ કું. | ,, |
| ૧૦૧ | " મનહરલાલ નેણુસીભાઈ શાહ | ,, |
| ૧૦૧ | " રવિલાલ લવજીભાઇ પારેખ | ,, |
| ૧૦૧ | " રતનશી કલ્યાણજી પારેખ | ,, |
| ૧૦૧ | " પ્રતાપરાય માણેકચંદ શાહ | ,, |
| ૧૦૧ | " ડીલક્ષ રોઠ લાઇન્સ | ,, |

૧૦૧ ” શોના શા. શાહ ”
૧૦૧ ” રજનીકાંત એન્ડ કું. ”

૯૦૯૨
૨૫૦ રૂપિયા એકસોથી ઓછી રકમની મદદનાં.
૧૫૦ જાહેર ખબરનાં.

૯,૪૯૨

## પુના (કેમ્પ) પ્રેરકઃ શ્રી નેમચંદ સોમચંદભાઇ

૧૦૧ શ્રી ચીનુભાઇ ચીમનલાલ હા. સુમતિભાઇ પુના
૧૦૧ ,, રમણલાલ મનસુખલાલ ખેરવાવાળા ,,
૧૦૧ ,, ચંદુલાલ તારાચંદ પરમાર ,,
૧૦૧ ,, પુખરાજજી કિશનમલજી જૈન ,,
૧૦૧ ,, મોહનલાલ ચતુરદાસ કારપેટવાલા ,,
૧૦૧ ,, મોહનલાલ આત્મારામ શાહ ,,
૧૦૧ ,, સુમતિલાલ બેચરદાસ ખેમચંદ શાહ C/o પુના હોલસેલ એજન્સી ,,
૧૦૧ ,, પુનમચંદ માણેકચંદ સંઘવી ,,
૧૦૧ ,, ચુનીલાલ કસ્તુરચંદ શાહ ,,
૧૦૧ સ્વ. શ્રી ચુનીલાલ ગુલાબજીના સ્મરણાર્થે હા. ઝવેરભાઈ ,,
૧૦૧ ,, ઇશ્વિરલાલ સોમચંદ હા. વસુબહેન ,,
૧૦૧ ,, એક ગૃહસ્થ ,,
૧૦૧ ,, પુનમચંદ દેવાજી ,,

૧૩૧૩
૫૦૧ જાહેરાતમાં લેવાયેલ નામોની કુલ રકમ
૫૫૦ એકસોથી ઓછી રકમની મદદનાં

૨,૩૬૪

## પ્રેરકઃ ધીરેન્દ્રકુમાર આર. મહેતા વિસનગરવાળા-મલકાપુર

૫૦૧ શ્રી નરસિંહભાઇ જેઠાભાઈ દંડ મલકાપુર
૩૦૧ ,, ઝવેરચંદ માણેકજીભાઇ હા. હરીશભાઈ મેસેરી ,,

| | | |
|---|---|---|
| ૧૫૧ | ,, કાંતિલાલ લાલચંદજી કોરડીયા | ,, |
| ૧૫૧ | ડોકટર વિમલકુમારજી રાજકુમારજી ડાગા | ,, |
| ૧૫૧ | શ્રી નથમલજી ચુનીલાલજી કોચર | ,, |
| ૧૫૧ | ,, જુગરાજજી જેઠમલજી ભણુસાલી | ,, |
| ૧૦૧ | ,, ભીખમચંદજી વછરાજજી પારેખ | ,, |
| ૧૦૧ | ,, પુનમચંદજી મોહનલાલજી ખુરડ | ,, |
| ૧૦૧ | ,, પનાલાલજી જીવણુલાલજી ભણુસાલી | ,, |
| ૧૦૧ | ,, રતનલાલજી હેમરાજજી ખીવસરા | ,, |
| ૧૦૧ | ચંદુલાલ હરચંદ મહેતા | સુઇગામ |
| ૧૦૧ | હરગોવિંદદાસ તારાચંદ મહેતા | ગરાબડી |
| ૪૫૬ | એકસોથી ઓછી રકમની મદદના | |

૨૪૬૮

પૂ. પાદ આચાર્યદેવ શ્રીમદ્ પદ્મસાગરસૂરીશ્વરજી મ. સાહેબના શિષ્યરત્ન
પૂ. ગણિવર્ય શ્રી વર્ધમાનસાગરજી મ. સાહેબના સદુપદેશથી
પ્રેરક : શ્રી અરવિંદભાઈ સી. શાહ તથા જયંતિભાઈ પી. શાહ

# નિપાણી

| રૂપિયા | નામ | ગામ |
|---|---|---|
| ૫૦૧ | શ્રી રેવચંદ તુળજારામ શાહ જૈન પાઠશાળા | નિપાણી |
| ૫૦૧ | ,, ચંદુલાલ મોહનલાલ સંઘવી | ,, |
| ૫૦૧ | ,, શ્રીમતી વસંતીબેન રાજારામ શાહ<br>સ્વ. શેઠ રાજારામ ભાયચંદના સ્મરણાર્થે હા. સુમતિલાલ | ,, |
| ૫૦૧ | ,, રેવચંદ મહાદેવચંદ દોશી હા. ભીખાલાલ શાહ | ,, |
| ૫૦૧ | ,, પુરૂષોત્તમ ગણુપત મહેતા હા. શ્રીમતી માણેકબેન | ,, |
| ૫૦૧ | ,, સખારામ નેમચંદ મહેતા હા. ગણુપત જીવરાજ મહેતા | ,, |
| ૫૦૧ | ,, વેણીચંદ મોહનલાલ દોશી | ,, |
| ૩૦૧ | ,, કાંતિલાલ દીપચંદ શાહ | ,, |
| ૨૫૧ | ,, રામચંદ્ર રાવજી ગુજજર | ,, |
| ૨૫૧ | શ્રીમતી શીલાબેન મણિલાલ મહેતા દ્રાક્ષવાલા | ,, |
| ૨૦૧ | શ્રી બુદ્ધિચંદ્ર નેમચંદ મહેતા | ,, |
| ૧૫૧ | ,, જૈન યુવક મંડળ | ,, |

૧૫૧ ,, રાજારામ ઘોડીચંદ શાહ ( ખડકીવાળા ) હા. તાનુબેન ,,
૧૦૧ શ્રી કાંતિલાલ લક્ષ્મીચંદ કોઠારી ,,
૧૦૧ ,, દીપચંદ બાપુચંદ શાહ ,,
૧૦૧ ,, તલકચંદ દલીચંદ શાહ ,,
૨૦૧ ,, સેવંતીલાલ ભોગીલાલ ગુજ્જર હા. રેખાબેન ,,
૧૦૧ ,, વિલાસચંદ્ર મહાદેવચંદ્ર મહેતા ,,
૧૦૧ ,, આર. કે. ગાંધી ,,

૫,૫૧૯
૧૦૦૨ જાહેરાતમાં લેવાયેલા નામોની કુલ રકમ

૬,૫૨૧

પ્રેરક : શ્રી જીતેન્દ્રભાઈ સી. શાહ બેંગ્લોરવાળા કોઇમ્બતુર

| રૂપિયા | નામ | ગામ |
|---|---|---|
| ૧૦૧ | શ્રી બાફના બ્રધર્સ | કોઇમ્બતૂર |
| ૧૦૧ | ,, શાહ મુલતાનમલ એન્ડ બ્રધર્સ | ,, |
| ૧૦૧ | ,, ભંવરલાલજી જયંતિલાલજી શાહ | ,, |
| ૧૦૧ | ,, ગણેશમલજી પ્રાગચંદજી શાહ | ,, |
| ૧૦૧ | ,, વસ્તીમલજી સોહનલાલજી શાહ | ,, |
| ૧૦૧ | ,, સુખરાજજી ચંપાલાલજી શાહ | ,, |
| ૧૦૧ | ,, શાહ મહેન્દ્ર જનરલ સ્ટોર્સ | ,, |
| ૧૦૧ | ,, મીનાયાર્ન | ,, |
| ૧૦૧ | ,, ભેરૂનાથ હેન્ડલુમ ટેકસ | ,, |
| ૧૦૧ | ,, ચંપાલાલજી અશોકકુમાર શાહ | ,, |
| ૧૦૧ | ,, પારેવાલ એન્ડ સન્સ | ,, |
| ૧૦૧ | ,, પુખરાજજી પારસમલજી શાહ | ,, |
| ૧૦૧ | ,, રમેશ કલોથ સેન્ટર | ,, |
| ૧૦૧ | ,, અંબિકા બેંકર્સ | ,, |
| ૧૦૧ | ,, સ્વદેશી ગ્લાસ હાઉસ | ,, |
| ૧૦૧ | ,, અંબિકા બટન સેન્ટર | ,, |
| ૧૦૧ | ,, સી. જયંતિલાલ શાહ | ,, |
| ૧૭૧૭ | | |

૩૮૩ એકસોથી ઓછી રકમની મદદનાં

૨૧૦૦

## પ્રેરક : શ્રી અરવિંદભાઈ કે મહેતા ઈચલકરંજી

| રૂપયા | નામ | ગામ |
|---|---|---|
| ૧૫૧ | શ્રીમતી વત્સલાબેન પોપટલાલ કર્ણાવટ | ઈચલકરંજી |
| ૧૫૧ | ,, લતાબેન જવાનમલજી કર્ણાવટ | ,, |
| ૧૧૧ | શ્રી મોહનલાલ મગનલાલજી નાહર | ,, |
| ૧૦૧ | ,, નાહર બ્રધર્સ હા. શ્રી શાંતિભાઈ | ,, |
| ૧૦૧ | ,, ચંદુલાલ લાલચંદ હા. શ્રી વિજયભાઈ | ,, |
| ૧૦૧ | ,, બાલચંદજી ગોવિંદજી નાહર | ,, |
| ૧૦૧ | શ્રીમતી હીરાબેન કેશવચંદ શાહ | ,, |

૮૧૭

૨૦૪ એકસોથી ઓછી રકમની મદદનાં

૧૦૨૧

## પૂ. પાદ આચાર્યદેવ શ્રીમદ્ વિજયભદ્રંકરસૂરીશ્વરજી મ. સાહેબના સદુપદેશથી

પ્રેરકો: શ્રી કાંતિલાલ પ્રેમચંદ વોરા, શ્રી પરેશકુમાર ડાહ્યાલાલ શાહ, શ્રી રમણીકલાલ પ્રેમચંદ વોરા.

| રૂપિયા | નામ | ગામ |
|---|---|---|
| ૫૩૧ | શ્રી મેસર્સ ભેદા કંપની | કરાઠ |
| ૨૫૧ | શ્રી શિવલાલ ઉગરચંદ શાહ | ,, |
| ૨૫૧ | ,, પુનમચંદ ગોધાજી | ,, |
| ૨૫૧ | ,, પોપટલાલ શિવલાલ | ,, |
| ૨૫૧ | ,, કરાડ જૈન ઉપાશ્રય શ્રાવિકા સંઘ | ,, |
| ૨૫૧ | ,, મહિલામંડળ–જૈન ઉપાશ્રય | ,, |
| ૨૫૧ | ,, મોહન સ્ટોર્સ | ,, |
| ૨૫૧ | ,, સરૂપચંદ ગણેશમલ શાહ | ,, |
| ૨૫૧ | ,, ગંગારામ બાબુલાલ શાહ | ,, |
| ૨૫૧ | ,, સરદારમલ નરસીંગજી શાહ | ,, |

